# પંજાબ રહસ્ય.

( સચિત્ર ઐતિહાસિક નવલકથા. )



પ્રયોજક,

જયશંકર ખોડીદાસ દ્વિવેદી.




પ્રકાશક,

વ્રજલાલ જાદવજી ઠક્કર,

તંત્રી:—‘ લુહાણા-બંધુ ’ અમદાવાદ.

સોલ એજન્ટ,

વિશ્રામભાઇ ઠાકરશી ઠક્કર,

બુકસેલર ગણેશ બીલ્ડીંગ નં. ૨૯૧-૯૩

કાલબાદેવી—મુંબઇ.





પ્રત ૧૦૦૦  મૂલ્ય રૂ. ૧-૮-૦  વિક્રમાબ્દ ૧૯૭૫

પ્રથમાવૃત્તિ. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯

## પ્રસ્તાવનાઃ—

"Historical novels give us brilliant pictures of history, which from their vividness make a far deeper impression than the duller masses of historical text books."

**ભાવાર્થઃ**—ઐતિહાસિક નવલકથાએ આપણા સમક્ષ ઇતિહાસનાં તેજસ્વી ચિત્રો રજૂ કરે છે, તથા એ ચિત્રો રસિક હોવાથી ઇતિહાસની ચોપડીઓનાં નિરસ પૃષ્ઠો કરતાં આપણા ઉપર તે વિશેષ ઉંડી અસર કરે છે.

ઉપરોક્ત વાક્યો પરથી સાહિત્યક્ષેત્રમાં ઐતિહાસિક નવલકથાઓની કેટલી બધી અગત્ય છે, એ સ્પષ્ટ સમજી શકાય તેમ છે. આ નવલકથા પણ સત્ય ઐતિહાસિક ઘટનાઓના આધારે લખવામાં આવેલી છે.

આજકાલ આપણા ગુજરાતી સાહિત્યમાં પુષ્કળ નવલકથાઓ બ્હાર પડે છે; છતાં તેમાં ઐતિહાસિક નવલકથાઓનું પ્રમાણ ઘણું થોડું જોવામાં આવે છે. આમ હોવાથી આપણે આપણા પરમ પવિત્ર ભારતવર્ષના પ્રાચીન ઈતિહાસથી ઘણા અજ્ઞાનાંધકારમાં રહીએ છીએ. આપણા ભારતવર્ષની પ્રાચીન સ્થિતિ કેવી હતી, ભારતના ઇતિહાસમાં જાણવા જેવા શા શા બનાવો બન્યા હતા, ભારતવર્ષમાં કેવા વીર પુત્રો ઉત્પન્ન થઇ ભારતની કીર્તિનો વિશ્વબ્રહ્માંડમાં વિસ્તાર કરી ગયા હતા વગેરે જ્ઞાનદાયક, બોધદાયક તેમ જ હૃદયરંજક વિષયો પરત્વે નવલકથાઓ લખવા તરફ આધુનિક ગુર્જર નવલકથાકારોએ અગ્રેસર થવું જોઇએ એવી મારી નમ્ર માન્યતા છે.

મિ. બોલિંગબ્રોક જણાવે છે કે, 'History is philosophy teaching by example.' અર્થાત્ ઇતિહાસ એ એક દર્શનશાસ્ત્ર છે; જે દૃષ્ટાંતોથી આપણને શિક્ષણ આપે છે. તે આપણને મહાન પુરુષોનો સત્સંગ કરાવે છે અને દુર્જનોનાં દુષ્કૃત્યોનો તિરસ્કાર કરતાં શીખવે છે. આ ઉપરથી એમ સ્પષ્ટ સાબિત થાય છે કે, કાલ્પનિક, સામાજિક, અદ્ભુત આદિ નવલકથાઓ કરતાં સત્ય ઐતિહાસિક નવલકથાઓથી વાંચકવર્ગનું ઘણું શ્રેય સાધી શકાય છે.

આ નવલકથામાં પણ સઘળા ખરા ઐતિહાસિક બનાવોનું વર્ણન આવેલું હોઇ, અંગ્રેજી, બંગાળી, મરાઠી આદિ ભાષાઓમાં આ વિષય પરત્વે લખાયલાં વિવિધ પુસ્તકોનો આધાર લઇ આ નવલકથાની યોજના કરવામાં આવેલી છે; જેથી એ સઘળા ગ્રંથલેખકોનો આ સ્થળે ઉપકાર માનવો એ હું મારું પરમ કર્તવ્ય સમજું છું.

| | |
|---|---|
| જુહુ, | ગુર્જર વાંચકોનો કૃપાભિલાષી |
| તા. ૧૮-૫-૧૯ | જયશંકર ભોડીદાસ દ્વિવેદી. |

# વિષયાનુક્રમણિકા.





# પંજાબ રહસ્ય.

## પ્રથમ ખંડ.

### પ્રકરણ ૧ લું.

#### અનાથ બાળક.

"જેનું કોઇ નહીં અરે! જગત આ આખુંય તેનું નકી,
ને જેનું જગ તે જરૂર જગતું પોતાનું કોઈ નહીં."

—કલાપી.

ઇ. સ. ૧૭૯૭ ના જાન્યુઆરી મહિનામાં આપણી આ વાર્ત્તાનો આરંભ થાય છે. દેવી વસુંધરાને પ્રકાશમયી કરી હસાવનાર સૂર્ય-નારાયણ પોતાના આજના કાર્યને પૂર્ણ થયેલું વિચારી પશ્ચિમ દિશા તરફ વળ્યા કે તરતજ પૃથ્વીપર સહજ ઉદાસીનતાની છાયા પ્રસરવા લાગી. ધીમે ધીમે સમસ્ત પૃથ્વીપર અંધકાર ફેલાવા લાગ્યો અને તેવી લજ્જાસ્પદ સ્થિતિ કોઈને પણ દેખાય નહિ તે માટે કે કોણ જાણે –તેણે રાત્રિના કૃષ્ણવસ્ત્રથી પોતાના શરીરને ઢાંકી લીધું. આવી અંધારી રાત્રે આકાશની અંદર અસંખ્ય નક્ષત્રો ઉજ્જ્વળ રત્નોની માફક ચળકી રહ્યાં હતાં, તોપણ તેમના પ્રકાશથી પૃથ્વીને યત્કિંચિત્ પણ લાભ થતો નહોતો; પરંતુ ઉલટો તેથી અંધકાર વધ્યો જતો હતો. સાથે ચાલતાં માણસો પણ એક બીજાને જોઇ શકે નહિ એવું અંધારાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. શિયાળાનો દિવસ હતો અને વિશેષમાં અર-ણ્યનો રસ્તો હતો તેથી વિશેષ ભયંકરતા જણાતી હતી. અધૂરામાં પૂરૂં વળી આવા વખતે ક્રૂર પશુઓની ત્રાડો, તમરાંઓનો ઝીમઝીમ અવાજ અને ઘુઘુ કરતાં ઘુવડોનો ઘુઘુત્કાર અંધકારમયી રાત્રિની ભીષણતા વધા-રતો હતો. એ દિવસે ઠંડી પણ ઘણી સખ્ત પડતી હતી. ઝાકળનાં બિંદુઓ શરીરને બરફની માફક લાગતાં હતાં અને તેથી તે

બિંદુઓને ઝાકળ કહેવા કરતાં પૃથ્વીની આવી દયાજનક સ્થિતિ જોઈ વૃક્ષલતાઓ આંસુ સારતી હતી એમ કહીએ તો તેમાં કાંઈ અતિશયોક્તિ જેવું નથીજ. આવા સમયે જંગલમાં પ્રવાસ કરવાનું કામ કેટલું બધું મુશ્કેલી ભર્યું હોવું જોઇએ, તેની કલ્પના તો વાંચકોએ જ કરી લેવી; પરંતુ આવી અંધકારમયી રાત્રિ-જેમનાં અંતઃકરણો રાત્રિના અંધકાર કરતાં પણ વિશેષ કાળાં હોય છે-તેમને કેટલી બધી સુખપ્રદ જણાય છે ! અમે જે રાત્રિનું વર્ણન કરીએ છીએ, તે રાત્રિ પિશાચ તેમજ પાપી મનુષ્યોને ઘણીજ આનંદદાયિની જણાતી હતી અને તેથી તેઓ આવા સુયોગને વ્યર્થ કેમ જવા દે ? નહિજ ! કદાચિત્ તેમ થાય તો પછી ભલા-બૂરા સારા-નરસા વચ્ચેનો ફરક વિશ્વની દૃષ્ટિમાં ક્યાંથી આવી શકે ? જેવી રીતે આવી ભયંકર રાત્રે કેટલાક પ્રવાસીઓ કેટલીક અડચણોને લીધે નિરુપાય થઇ ભીતિવિહ્વળ અંતઃકરણે જંગલમાંથી રસ્તો કાપતા હતા, તેવી જ રીતે કેટલાક નીચ વૃત્તિના માણસો પણ તે જંગલમાં ઘણાજ આનંદથી પોતાની પ્રપંચજાળ બિછાવતા હતા. પ્રાતઃસ્મરણીય પૂણ્યસ્વરૂપ આર્ય મહિલા મહારાણી અહલ્યાબાઇથી હિન્દુસ્તાનની અંદર કોઇક જ વ્યક્તિ અપરિચિત હશે. હિન્દુસ્તાનની અંદર અભિમાન લેવા લાયક જે જે નારીરત્નો થઇ ગયાં છે, તેમાં અહલ્યાબાઇનો દરજ્જો સર્વશ્રેષ્ઠ છે. એ સાધ્વીસતીએ તીર્થયાત્રા કરનારા યાત્રાળુઓની પોતાની મુસાફરી સુખકર થાય તેવા શુભ ઉદ્દેશથી ઠેકાણે ઠેકાણે કૂવાઓ, રસ્તાઓ તેમજ ધર્મશાળાઓ બંધાવી હતી; કે જેમાંની કેટલીક હજી પણ કાયમ છે. અહલ્યાબાઈએ તેવીજ રીતે કાશીથી તે ઠેઠ અયોધ્યા સૂધીનો પણ એક રસ્તો બંધાવ્યો હતો. તે જૂના રસ્તાની કેટલીક નિશાનીઓ હજી પણ દૃષ્ટિગોચર થાય છે. તેજ રસ્તાપર ઇ. સ. ૧૭૯૭ ના જાન્યુઆરી માસમાં એક ભીષણ અંધકારમયી રાત્રે એક વિલક્ષણ બનાવ બન્યો.

ડુંગરી પ્રદેશ, જંગલનો રસ્તો, ઘાડી છાયા, રસ્તાની આજુબાજુ ઘીચોવીચ ઝાડી, ક્રૂર વનપશુઓની વસતિ તથા અંધારમયી રાત્રિ ! આવા વખતે જો કોઇ તે રસ્તાપર મુસાફરી કરે તો તે શયતાન હોવો જોઇએ યા તો જે માણસ ભયને સમજતો જ નથી—જેને સર્વત્ર આનંદમય સચ્ચિદાનંદ દેખાય છે, એવો સાધુ હોવો જોઇએ; નહિ તો આવી કાળસ્વરૂપ રાત્રિએ એ રસ્તા પર બીજું કોઇ તો ક્વચિતજ પગ મૂકી શકે; પરંતુ કોઇ કોઇ વખતે કુદરત એવા પણ ચમત્કાર કરી

બતાવે છે, કે શયતાન કિંવા સાધુ સિવાય સજ્જનોને પણ પ્રસંગ પડયે આવા વિકટ રસ્તે મુસાફરી કરવાની જરૂર પડે છે; અમે ઉપર જે દિવસ દર્શાવ્યો છે તે રાત્રે એ ભયંકર રસ્તાપર બે મ્હોટી બળદની ગાડીઓ ઉભેલી જોઇ દૂરથી આવતા ઘોડેસ્વારોને ઘણું જ આશ્ચર્ય લાગ્યું. કેટલાએક સ્વારોએ લાંબેથી 'કોણ છે?' એમ બૂમ મારી પૂછયું; પરંતુ તેમને કાંઇ પણ ઉત્તર મળ્યો નહિ. જે રસ્તાને અમે ભીષણ કહીએ છીએ, તે રસ્તાપર રાત્રિના વખતે બે બળદની ગાડીઓ અને કેટલાક ઘોડેસ્વારોને જોઇ વાંચકોને ઘણું જ આશ્ચર્ય જણાતું હશે અને એ બનાવ જાણવાની જીજ્ઞાસા પણ ઉત્પન થઇ હશે. તેથી ગાડીની હકીકત જ્યારે સમજાવાની હશે ત્યારે સમજાશે; પણ તે પહેલાં આ સ્વારો કોણ છે; તે તો સત્વર જાણી શકાય એમ છે.

દિલ્લીનું ડગમગતું સિંહાસન જોઇ, તે ઘણીજ સહેલાઇથી આપણુને મળી શકશે એમ ધારી, કાબૂલાધિપતિ જિમાનખાં પોતાની ફોજ લઇને હિન્દુસ્તાનમાં આવ્યો હતો. આ બાજુથી મરાઠાઓને પણ એવી આશા હતી કે આપણે પણ દિલ્લીના કિલ્લાપર મરાઠાઓનો 'ભગવો ઝુંડો' ફરકાવી શકીશું. લોકો પણ પોતપોતાની અક્કલ અનુસાર વિચાર કરી અનુમાન બાંધતા હતા કે ઘણુંકરીને દિલ્લીનું સિંહાસન હવે મરાઠાઓના હાથમાં જશે અને જ્યાં ત્યાં મરાઠાઓની વીરહાક વાગશે! પરંતુ આશ્ચર્ય પામવા જેવું છે કે, ચતુર વિદેશી વ્યાપારીઓએ એક પલકની અંદર દિલ્લીનાં બાદશાહી સૂત્રો હાથમાં લઇ બધાને આશ્ચર્યચકિત બનાવી દીધા. વ્યાપારીઓએ સ્થાપેલી આ લશ્કરી પેઢીને તે વખતે લોકો 'કંપની સરકાર' કહેતા હતા. ત્યાર પછી એટલે ઇ. સ. ૧૮૫૭ ની સાલ પછી તે સંસ્થા ભાંગી નાંખી તેને 'હિન્દુસ્તાન સરકાર' એવું નામ આપવામાં આવ્યું. આ વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી, કારણ કે તે વાત ઇતિહાસપ્રસિદ્ધ છે.

જિમાનખાંએ કાબૂલનો ત્યાગ કરી હિન્દુસ્તાનમાં પ્રવેશ કર્યો છે એવું સાંભળતાં જ લૉર્ડ વેલસ્લીએ લશ્કરને એકઠું કરી તેની સાથે અયોધ્યા પ્રાંતમાં યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો, અને તેના લીધે વેળા કવેળાએ લશ્કરોની હીલચાલો સમસ્ત અયોધ્યા પ્રાંતમાં ચાલવા લાગી; પરંતુ કંપની સરકારનું ભવિષ્ય તે વખતે ઘણું ઉજ્જ્વળ હતું તેથી મરાઠાઓ તે તરફ આગળ વધ્યા નહિ. કેમકે તેઓ પોતાના ગૃહકલહમાંથી જ બ્હાર પડી શકયા નહિ. જિમાનખાંની સ્થિતિ પણ

તેવી જ હતી. તે ઘણા જ મ્હોટા પાયા ઉપર તૈયારીઓ કરીને નીકળ્યો હતો, પણ હિન્દુસ્તાનમાં પ્રવેશ કરી બે ચાર ઠેકાણે જઇને એ સ્વસ્થ થયો નહોતો એટલામાં તો કાબૂલની અંદર કેટલાએક લોકોએ સંપ કરી તેને પદભ્રષ્ટ કરવાનો પ્રપંચ રચ્યો. તે વાતની તેને ખબર પડતાંજ "લેને ગઇ પૂત ઔર ખો આઇ ખમસ" એ કહેવત મુજબ પોતાની સ્થિતિ થાય તો શું કરવું? એવો વિચાર કરી તરત જ તે કાબૂલ તરફ પાછો ફર્યો. આથી કંપની સરકારને ઘણો જ ફાયદો થયો. તેને કોઇની પણ ચિંતા રહી નહિ. જિમાનખાં પાછો હિન્દુસ્થાનમાં આવે નહિ એટલા માટે દૂરદર્શી સર જૉન માલકમે ઇરાનના શાહ સાથે તહ કરી તેની પાસે જ ખોરાસાનના રાજ્યપર સ્વારી કરાવી. આ બનાવથી સહજ જ જિમાનખાં અને ઇરાનના શાહ વચ્ચે યુદ્ધનો આરંભ થયો, અને એ સુયોગનો લાભ લઇ કંપની સરકારને પણ પોતાનો પગ મજબૂત કરવાનો અવકાશ મળ્યો. અર્થાત આવી રીતે નિશ્ચિંત થવાથી ત્યાં અયોધ્યા પ્રાંતમાં આટલું બધું સૈન્ય રાખવાની જરૂર નહોતી; તેથી તે સૈન્યને કલકત્તા લઇ જવાનો કર્નલ ડૉવલીનને હુકમ થયો હતો, અને તે પ્રમાણે કર્નલ ડૉવલીને પોતાના સૈન્યસહ ત્યાંથી કૂચ કરી હતી. પહેલાં જે સ્વારો વિષે લખવામાં આવ્યું છે, તે કર્નલ ડૉવલીનનાજ સૈનિકો હતા. એ બધા મુખ્ય ઘોડેસ્વારો હતા અને તેથી તેઓ લશ્કરની આગળ ચાલતા હતા. લશ્કરને જવા માટે રસ્તો મોકળો રહે તેટલા માટે તેઓ દૂરથી જ બૂમ મારી રસ્તે ઉભેલી ગાડીઓને એક બાજુએ થઇ જવાનું કહેતા હતા; પરંતુ તે બન્ને ગાડીઓ તો જેમની તેમ જ ઉભી હતી. સ્વારોએ ધાર્યું કે, કદાચિત્ પ્રભાત થવાનો વખત છે એટલે તેઓને નિદ્રા આવી ગઇ હશે, તેથી તેઓમાંના એકે લશ્કરી રીત મુજબ સહજ અભિમાનથી મિયાનમાં મૂકેલી તલવારની અણીથી ઘોડાપર જતાં જતાં બન્નેના શરીરને ધક્કા માર્યા, અને બીજાઓ સાથે તે આગળ નીકળી ગયો. આટલું થયા છતાં પણ બન્ને ગાડીઓ જ્યાંની ત્યાં ઉભી જ હતી. પછવાડેથી બીજી ઘોડેસ્વારની ટુકડી આવી. તેણે પણ ગાડીઓ બાજુએ લેવાનો હુકમ કરી આગળ ચાલવા માંડયું. થોડા વખત પશ્ચાત્ કર્નલ ડૉવલીનવાળી ટુકડી ત્યાં આવી પહોંચી. ગાડીઓને રસ્તામાં જ ઉભેલી જોઇ તેને બાજુએ કરવાનો તેમણે કેટલાક સ્વારને હુકમ ફરમાવ્યો. તરતજ એક સ્વાર ગાડી પાસે ગયો અને તે ગાળો દઇને

ગાડી બાજુએ લેવાનું તેના હાંકનારાને કહેવા લાગ્યો; પરંતુ ગાડીવાળાએ તેના દમની યત્કિંચિત્ પણ દરકાર કરી નહિ. ગાડીવાન તો પહેલાંની માફક જ બેઠો હતો. લશ્કરી હુકમનું આવું હડહડતું અપમાન થયેલું જોઇ સ્વાર રાતોપીળો થઇ ગયો અને તેથી તેણે ગાડીવાળાને પોતાની બંદુકના બે ચાર કંદાથી મારી જોરથી હલાવ્યો; પણ તેથી ગાડીવાળો જાગ્રત ન થતાં ઉલટો ગાડીની નીચે ટુંટીઉં વાળી પડી ગયો. સ્વારનો મિજાજ આથી ઘણો તપી ગયો તેથી તે ઘોડાપરથી એકદમ નીચે ઉતરી તેને લાતો મારવા લાગ્યો; તો પણ બિચારો ગાડીવાન શાંત રીતે પડી રહીને તેની લાતો ખાતો હતો. બે ચાર લાતો માર્યા છતાં ગાડીવાળો જાગ્રત થતો નથી, એવું જોઇને સ્વાર વિચારમાં પડી ગયો, અને તેથી તે જીવે છે કે મરી ગયો છે, એ જોવા તેણે તેના શરીરને પોતાના હસ્તથી સ્પર્શ કર્યો. હસ્તસ્પર્શ કરતાં જ ગાડીવાનનું સર્વાંગ ઠંડુ થઇ ગયેલું જણાયું. તરત જ તે આશ્ચર્યમાં પડી ગયો અને તેથી તેણે બીજા સ્વારોને બોલાવી તેમને ગાડીવાનની સ્થિતિ બતાવી. એટલામાં બીજી ગાડીમાંથી "મા, મા" ઉચ્ચાર સાથે એક ન્હાના બાળકનો રૂદનધ્વનિ સંભળાયો. સ્વારો તરત જ બીજી ગાડી પાસે ગયા, અને તેના હાંકનારને જગાડવા લાગ્યા. પણ જૂએ છે તો તે પણ મૃતાવસ્થામાં એક લાકડાના પુતળાની માફક બેઠો હતો. આ બનાવ જોઇ સ્વારો ઘણા આશ્ચર્યમાં પડી ગયા, તથા બન્ને ગાડીઓની આસપાસ ફરી વળીને તેઓ વિવિધ પ્રકારની ચર્ચા કરવા લાગ્યા. એટલામાં કર્નલ ડૉવલીન્ ત્યાં જઇ પહોંચ્યા, અને તેમણે સ્વારોનીગડબડ જોઇ શું બન્યું છે, તેની તપાસ કરી. બન્ને ગાડીવાળાઓ મરણ પામેલા હોવાથી ગાડીઓ ઉભી છે, એમ સાંભળતાં તેમને પણ ઘણું જ આશ્ચર્ય ઉપજ્યું. તેમણે સત્વર મશાલો સળગાવડાવી મંગાવી, અને તેના અજવાળાથી ગાડીઓની તપાસ કરવા માંડી.

બન્ને ગાડીવાળા મરી ગયેલા હતા; પરંતુ નવાઇ જેવું તો એ હતું કે, તેઓ કેવી રીતે મરણ પામ્યા હતા તેની કોઇને ખબર પડતી નહોતી! બન્નેનાં શરીરો ઉપર શસ્ત્રાઘાતનું એક પણ ચિહ્ન જણાતું નહોતું. માત્ર તેમનાં શરીરો ઉંઘી ગયેલાં જીવતાં માણસ જેવાં દેખાતાં હતાં.

કર્નલ ડૉવલીન્ ઘણાજ ઉદાર અંતઃકરણના હતા. તેમના હૃદયમાં સહજ પણ કઠોરતા નહોતી. આ બનાવ જોઇ તેમને ઘણુંજ ખરાબ

લાગ્યું અને તેથી ધ્યાનપૂર્વક બન્ને મરણ પામેલાઓને લક્ષ્યપૂર્વક તપાસી તેઓ બોલી ઉઠયા: "ઘણા આશ્ચર્યની વાત છે! આ બિચારા ગરીબ ગાડીવાનોનો જીવ કેવી રીતે ગયો હશે? ખરેખર, આમાં કાંઇક રહસ્ય–ગુપ્તભેદ હોવો જ જોઇએ! ગાડીમાં કોણ છે?" આમ કહી કર્નલ્ સાહેબે, પોતાની તલવારને ગાડીના પડદા કે જે લાકડાને બાંધ્યા હતા તેને અફાળી અવાજ કર્યો; પરંતુ અંદરથી પોતાના અવાજનો ઉત્તર નહિ મળતાં માત્ર એક ન્હાના બાળકનો હૃદયભેદક રૂદનસ્વર સંભળાયો. બાળકનો આવો હૃદયભેદક રુદનસ્વર સાંભળી દયાવાન્ ડૉવલીન્ સાહેબનું અંતઃકરણ વિશેષ દ્રવિત થયું; તેથી મશાલોને પછવાડે મંગાવી તેમણે ગાડીનો પડદો ઉંચો કર્યો. પડદો ઉંચો કરતાં જ જે ભયંકર દેખાવ સર્વની નજરે પડયો, તે જોઇ દરેકની આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યાં.

એક પરમ લાવણ્યમયી પૂર્ણચંદ્રવદના સર્વાંગસુન્દર સુંદરી ગાડીની અંદર મરેલી પડી હતી. તેના પગ ગાડીની બ્હાર નીકળી આવ્યા હતા, અને તેનું માથું ગાડીની ડાબી બાજુએ ગાડીની બ્હાર પડયું હતું. માથા પરનો કેશકલાપ છૂટી જવાથી તેના સુંવાળા ચક્રચક્રિત વાળ ગાડીનાં પૈડાંપર પવનની સહાયતાથી નૃત્ય કરતા હતા. આ લાવણ્યલતિકાની આવી અનુકંપનીય સ્થિતિ જોઇ દરેકનાં હૃદય દુઃખથી દ્રવિત થયાં, અને તેથી કેટલાકોએ તેના બ્હાર નીકળી આવેલા પગોને સરખા કરી તેનું માથું પણ પાછું ગાડીની અંદર મૂકયું. ગાડીની અંદર તેના શરીરને બરાબર સરખું કરતાં તેના હાથ, કાન વગેરે અવયવો ઉપર નખના ઉઝરડા જેવાં ચિહ્નો દેખાયાં. તપાસ કરી જોતાં તે ઉઝરડા નખના નહિ પણ ઉતાવળમાં તેના શરીર ઉપરથી દાગીના કાઢતાં પડયા હોય એમ જણાયું. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ સિદ્ધ થતું હતું કે, તેના દાગીનાઓ તેની જીવિત સ્થિતિમાં નહિ, પણ તેનું ખૂન કર્યા પછીથી કાઢેલા હોવા જોઇએ. આવી સૌંદર્યમયી સુંદરીનું તેની ખિલતી યુવાવસ્થામાં, અને શોચનીય સ્થિતિમાં મૃત્યુ થયેલું જોઇ દરેકનાં અંતઃકરણમાં ખેદ ઉત્પન્ન થયો, અને આવું નામર્દપણાનું ભયંકર કામ કરનાર પર સર્વને ઘણોજ ક્રોધ ઉપજ્યો. કર્નલ ડૉવલીન્નાં નયનયુગલમાંથી તો આ વખતે અશ્રુધારાઓ વર્ષતી હતી. ગાડીમાંનું બાળક પણ રડયા કરતું હતું તેથી મૃત્યુ પામેલી સ્ત્રી ખરેખર આ બાળકની માતા જ હોવી જોઇએ એવી સર્વની ખાતરી થઇ. તે

સુંદરીને ગાડીની અંદર વ્યવસ્થિત રીતે સુવાડતાં જ બાળક સ્તનપાન કરવા માટે સુંદરીના વક્ષઃસ્થળ ઉપર ચ્હડયું, અને 'મા, મા' કહી બૂમો પાડવા લાગ્યું. બાળકના આ વખતના રુદનથી પાષાણ હૃદયના માણસનું હૃદય પણ દ્રવિત થાય તેમ હતું, તો પછી કર્નલ ડૉવલીન્ જેવા ઉદાર અને દયાળુ અંતઃકરણના માણસનું હૃદય દ્રવે તેમાં કાંઇ નવાઇ જેવું નહોતું. માતૃસ્તનના દૂધ માટે માતાના પ્રેતપર ચ્હડતા બાળકને જોઇ, સાહેબ એકદમ પોતાના ઘોડાપરથી ઉતર્યા અને તેમણે પોતાના બન્ને હાથ પહોળા કરી તે બાળકને ઉંચકી લઇ, પ્રેમપૂર્વક પોતાની છાતીમાં દબાવી દીધું; તો પણ માતૃસ્તનના દૂધ માટે તરફડતા બાળકનું રુદન શાન્ત થયુંજ નહિ—તેનો રુદનસ્વર બધાનાં અંતઃકરણો હુલાવી નાખવા લાગ્યો. દૈવયોગે કહો કે બાળકના નસીબે કહો—છાવણી સાથે યૂરોપીયન લોકોનાં બાળકોને રાખવા માટે કેટલીક આયાઓ હતી. તેઓમાંની એક પરિચિત અને વિશ્વાસુ આયાને ડૉવલીન્ સાહેબે બોલાવી, તથા તેને બધી હકીકત કહી બાળકને તેના હાથમાં સોંપી સઘળી વ્યવસ્થા કરવાનું કહ્યું. બાળકની હકીકત સાંભળીને અને પ્રત્યક્ષ તેને જોઇને આયાનું અંતઃકરણ ભરાઇ આવ્યું. તેણે તેને પોતાના હૃદય સાથે દાબીને તેના અધરોષ્ઠ ઉપર કેટલીક વખત ચુંબન કર્યું. બાળકની ઉમ્મર લગભગ એક વર્ષની હોવી જોઇએ એમ કલ્પી શકાતું હતું. તેનામાં તેની માતાના કરતાં પણ વિશેષ સુંદરતા હતી. તેના શરીરનો રંગ ગોરો હતો, તથા માથે સોનેરી વાળ ચળકતા હતા. બધા અવયવોનો ઘાટ યથાસ્થિત હોવાથી તેનામાં વિશેષ મનહરતા જણાતી. બીજી આયાઓની દૃષ્ટિ જ્યારે તેના પર પડી ત્યારે તેમણે તો એમ જ ધાર્યું કે આ કોઇ યુરોપીયનનું બાળક હોવું જોઇએ; પરંતુ ચોરોએ તેના શરીરપરના દાગીનાઓ કાઢી લીધેલા નહિ હોવાથી તે દાગીનાઓ જોઇ બધી આયાઓ "હિન્દુ, હિન્દુ" એવી બૂમ પાડી ઉઠી. બાળકના શરીર પર કાંઇ વિશેષ અલંકારો નહોતા. બન્ને હાથોની અંદર એક એક સોનાનું કડું તથા પગની અંદર સોનાનાં સાંકળા તેમ જ ગળામાં માત્ર એક રત્નહાર હતો. હિન્દુઓના રીતરિવાજ મુજબ હજી સૂધી તેના કાન વીંધેલા નહોતા, તેથી કાનની અંદર એક પણ અલંકાર નહોતો.

બાળકની વ્યવસ્થા કર્યા પછી કર્નલ ડૉવલીન્નું મન સહજ

શાન્ત થયું અને તેમણે ગાડીને સંપૂર્ણ ચોકસાઈથી તપાસવા માંડી. પહેલાં તો તે મરણ પામેલી સ્ત્રીને તેમણે બ્હાર કઢાવી ગાડીની નીચે મૂકાવી અને મશાલના પ્રકાશથી તેઓ આખી ગાડી જોવા લાગ્યા. ગાડી ઘણી જ મ્હોટી હતી. તેમાં વાપરવામાં આવેલો સામાન પણ મૂલ્યવાન્ હતો. બળદો પણ સારા, મજબૂત બાંધાના અને દેખાવડા હતા. તે ઉપરથી ગાડી કોઇ શ્રીમંત ગૃહસ્થની હોવી જોઇએ એમ જણાતું હતું. ગાડીની અંદર એક બીજું પણ સ્ત્રીનું મડદું મળી આવ્યું, જે દાસીનું હોવું જોઇએ એમ જણાયું. પાસે ખાલી પડેલા બિછાનાં પરથી બીજી પણ એક દાસી હોવી જોઇએ એમ અનુમાન થઈ શકતું હતું. ગાડીમાં બે પેટીઓ, તથા બે ત્રણ ગાંસડીઓ પડેલી હતી. આ બધો સામાન એવી સ્થિતિમાં પડેલો હતો કે, તે લઇ જવાનો ચોરોએ પ્રયત્ન કર્યો હોવો જોઇએ, પરંતુ તેમનાથી તેમ બની શક્યું ન હોવું જોઈએ એમ સ્પષ્ટ દેખાતું હતું. ડૉવલીન્ સાહેબે તે પેટીઓ અને ગાંસડીઓ છોડાવી જોઇ તો તેમની ખાત્રી થઇ કે, આ ગાડી કોઇ પણ સરદાર કિંવા જાગીરદારની હોવી જોઇએ. એક પેટીની અંદર બહુમૂલ્ય રત્નજડિત તલવારો હતી અને તેવા જ કેટલાક જમઇયાઓ અને હથિયારો હતાં. વળી તેમાં યુદ્ધોપયોગી અને દરબારી પોષાકો પણ હતા. બીજી પેટીની અંદર ઘણું જ દ્રવ્ય અને રત્નાલંકારો હતા. ગાંસડીઓમાં સ્ત્રીઓને ઉપયોગી થઇ પડે તેવાં ઘણાં કિમતી વસ્ત્રો હતાં. આ બધું જોઇ સૌની ખાત્રી થઇ કે, બાળકની માતા એકલી ન હોવી જોઇએ; પરંતુ તેની સાથે તેનો સ્વામી પણ હોવો જોઇએ. ત્યારે તે આ વખતે ક્યાં ગયો હશે ? એવો સૌના મનમાં સ્વાભાવિક જ પ્રશ્ન ઉત્પન્ન થયો. એ સંબંધી ચર્ચા કરતા કરતા ડૉવલીન્ સાહેબ મશાલો સાથે બીજી ગાડી પાસે ગયા.

આ બનાવ ઉપર ધ્યાન પહોંચાડતાં ડૉવલીન્ સાહેબે વિચાર્યું કે, "આવું ભયંકર કામ ચોરીના લોભથી જ કેટલાક બદમાશોએ કરેલું હોવું જોઇએ, અને તે લોકો હજી સુધી ઘણે દૂર નીકળી ગયા ન હોવા જોઇએ. બની શકે તો તે બદમાશોને પકડીને શિક્ષા કરવાનો તેમનો વિચાર થયો, અને તેથી તેમણે કેટલાક ઘોડેસ્વારોને ચારે દિશામાં બદમાશોની શોધ કરવા માટે દોડાવ્યા, તથા તેમને આજ્ઞા કરી કે, "તમે બધા તપાસ કરીને પાછા આવશો ત્યાં સુધી હું અહિંજ છાવણી નાખું છું." એમ કહી ડૉવલીન સાહેબ બીજી ગાડી જોવા

લાગ્યા; પરંતુ તે ગાડીમાં પણ મુડદાંઓ જ પડેલાં હતાં! ગાડીમાંનાં મુડદાં અને તેમના સામાનપરથી તે ગાડી સરદારના નોકરોની હોવી જોઈએ એમ જણાયું. ગાડીની અંદર ત્રણ બિછાનાં હતાં અને તેમાંનાં બે બિછાનાં ઉપર બે મુડદાં પડેલાં હતાં તેમ એક બિછાનું ખાલી હતું. આ ઉપરથી અનુમાન થઇ શકતું હતું કે, ત્રીજો નોકર કોઇ કારણસર ત્યાંથી પલાયન કરી ગયો હોવો જોઇએ. બન્ને નોકરો નિદ્રાવસ્થામાં જ મરેલા પડયા હતા; પરંતુ અજાયબ જેવું તો એ હતું કે, બન્ને ગાડીઓની અંદરથી જે મુડદાંઓ નીકળ્યાં તેમના શરીર પર શસ્ત્રાઘાતનું એક પણ ચિહ્ન જણાતું નહોતું. જાણે કે મંત્રબળથીજ તેમનું મૃત્યુ નિપજ્યું હોય એમ જોનારને જણાતું હતું.

---

## પ્રકરણ ૨ જું.

---

### હિન્દનો પુત્ર બ્રિટિશ ભૂમિમાં!

"કહીં તું જાય છે દોરી દગાબાજી કરી કીસ્મત!"

—મણીભાઈ.

ગયા પ્રકરણમાં દર્શાવેલું ઘાતકી કૃત્ય કરનારાઓની શોધમાં કેટલાક સ્વારોને મોકલાવ્યા પછી, ડૉવલીન્ સાહેબે એ લોકો પાછા આવે ત્યાં સુધી એ ઠેકાણે જ છાવણી નાખવાની આજ્ઞા કરી. આજ્ઞા થતાં જ એક ન્હાનો તંબૂ ઠોકી ઘણુંખરું સૈન્ય ત્યાંથી આગળ ચાલ્યું ગયું. સૂર્યોદય થાય ત્યાં સૂધી ડૉવલીન્ સાહેબે તંબૂની અંદર જ વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો. આખી રાત્રિ જાગ્રદાવસ્થામાં વ્યતીત થયેલી હોવાથી ઉંઘવા માટે તેમણે ઘણા પ્રયત્ન કરી જોયા; પરંતુ ઉપરોક્ત ઘાતકી લોકો માટે તેમને ઘણો જ ક્રોધ ઉપજેલો હોવાથી તેઓ નિદ્રાધીન થઇ શકયા નહિ. સૂર્યોદય થતાં જ બિછાનામાંથી ઉઠીને તરત તેમણે પેલા છોકરાને પોતાની પાસે લઇ આવવા માટે આયાને હુકમ કર્યો. તરત જ આયા છોકરાને લઇને સાહેબ પાસે આવી. ડૉવલીન્ સાહેબે આયાના હાથમાંથી છોકરાને પોતાની પાસે લઇને તેના ગુલાબી ગાલો ઉપર ચુંબન કરતાં કરતાં રાત્રે તે રડયો હતો કે કેમ, તે વિષે તપાસ કરી. આયાએ થોડા જ શબ્દોમાં ઉત્તર આપતાં સ્વભાવત: તે છોકરો આનંદી, હસમુખો અને ગમતી હોવાનું જણાવ્યું. ગમે તેમ હોય

તો પણ હાલમાં તો તે તેના દુર્દૈવે માતા પિતાથી વિહીન થયેલો હતો.

રાત્રિના મશાલોના અજવાળા કરતાં ઉગતા સૂર્યનાં સોનેરી કિરણોના પ્રકાશમાં તેનો ચ્હેરો વિશેષ મનોહર દેખાતો હતો. આ મનોહરતા જોઇ કર્નલ ડૉવલીને તેને કેટલી વખત પોતાની છાતી સરસો ચાંપ્યો તથા તેને કેટલાં ચુંબન કર્યાં તેની તો તેમનેજ ખબર! બાળકના શરીરનો રંગ તથા મુખમંડળ અવર્ણનીય હતું. તેના શરીરનો દરેક અવયવ ભરાવદાર અને સુંદર હતો. માથાપરના વાળ ચકચકિત તથા સહજ તપખીરિયા રંગના હતા. આવા વાળ જોઇ ડૉવલીન્ સાહેબને ઈંગ્લૅન્ડનાં ન્હાનાં ન્હાનાં બાળકોની યાદ થઇ આવી. વિશેષતઃ તેના મુખપરના એકંદર અભિનયો જોઇ સ્વાભાવિક જ તેમના અંતઃકરણમાં વાત્સલ્યપ્રેમ ઉત્પન્ન થયોઃ આટલી ન્હાની ઉમ્મરમાં જ જન્મદાતા–માતા પિતાથી વિમુખ થયેલા અનાથ બાળકની સ્થિતિ માટે તેમને ખેદ ઉત્પન્ન થયો. તેનો પિતા જીવતો હતો કે મૃત્યુ પામેલો હતો, તે પણ અનિશ્ચિત હતું. તેના નોકરો પણ મૃત્યુ પામેલા હોવાથી બાળકના પિતા સંબંધીની કશી માહિતિ મળી શકવી મુશ્કિલ હતી. વળી કલ્પના કરીએ કે, નાશી ગયેલા બન્ને નોકરો કદાચિત જીવતા હોય તો પણ તેમનો પત્તો કેવી રીતે લાગે? એકંદર રીતે જોતાં આ સઘળા રહસ્યનો ભેદ જાણવાનું કામ ઘણું જ કઠિન છે એમ ડૉવલીન્ સાહેબને જણાયું; છતાં એટલી તો તેમની ખાત્રી થઇ હતી કે, આ કોઇ મ્હોટા હિન્દુ જાગીરદાર યા તો સરદારનો પુત્ર હોવો જોઇએ. તે છોકરાને જોઇ ડૉવલીન્ સાહેબની આંખોમાં વખતો વખત શોકાશ્રુજળ ભરાઇ આવતું હતું. ચારે બાજુ પર્વતો અને ઘીચ ઝાડીવાળા ભયંકર પ્રદેશમાં તે છોકરો માતૃપિતૃહીન થયો હતો વળી તે કોઇ સાધારણ છોકરા જેવો નહિ, પણ એક દેવકુમાર જેવો સર્વાંગસુંદર હતો. ખરેખર આવાં સુંદર છોકરાંઓ ક્વચિત જ જોવામાં આવે છે. આવા છોકરાની પ્રાપ્તિ થાય તો મ્હોટા મ્હોટા મહારાજાઓ પણ પોતાને ધન્ય માની લે, તો પછી દયાહીન રાક્ષસો પણ તેને જોતાં જ અમુક વખત સૂધી પોતાની ક્રૂરતા વિસરીને પ્રેમઘેલા થાય તો તેમાં કાંઇ નવાઇ નથી. થયું પણ તેમ જ હોવું જોઇએ. જે ઘાતકી નરપશુઓએ શસ્ત્રો સિવાય પાંચ છ માણસો એક પળની અંદર મારી નાખ્યા, તેમના માટે આ છોકરાનો જીવ લેવાનું કામ શું અશક્ય હતું? નહિ જ; પરંતુ તે મનોહર બાળકના એક નેત્રસંકેતથી

જ તેમના હાથ ઠરી ગયા હોવા જોઇએ. આવા બાળકને જોઇ ઉદારચરિત દયાર્દ્ર હૃદયના ડૉવલીન્ સાહેબનું અંતઃકરણ દ્રવિત થઇ વારંવાર તેમની આંખોમાંથી અશ્રુધારાઓ વહે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નહોતું. એટલું જ નહિ, પણ એકાદી વસ્તુ મેળવવાનો અહર્નિશ પ્રયત્ન કરવા છતાં તે વસ્તુ નહિ મળવાથી નિરાશ થયલાને, તેજ વસ્તુ અકલ્પિત રીતે મળતાં જે અવર્ણનિય આનંદ થાય છે, કિંવા કોઇ દીનદરિદ્રને એકાદ મૂલ્યવાન્ રત્ન સહજ મળતાં જે આનંદ થાય છે તેવો જ આનંદ ડૉવલીન્ સાહેબને પણ થતો હતો. સંતતિવિહીન ડૉવલીન્ સાહેબને આમ અકલ્પિત રીતે પુત્ર પ્રાપ્તિ થવા માટે આનંદ થાય એ સ્વાભાવિક જ હતું.

આવી રીતે સુધાસિંચિત વાત્સલ્યરસ તેમના અંતઃકરણમાં ઉત્પન્ન થયાથી તેઓ તેને પોતાના બન્ને હાથોમાં લઇ રમાડવા લાગ્યા. કોઇ વખતે તેની સાથે હિન્દીમાં તો કોઇ વખતે ઇંગ્રેજીમાં બોલતા, કોઇ વખત તેને ખભાપર બેસાડતા, તો કોઇ વખત તેના બન્ને હાથોની આંગળીઓ પકડીને તેને ઉભો કરતા, કોઇ વખત તેના ગાલોનું ચુંબન કરતા તો કોઇ વખત તેને પ્રેમાવેગથી પોતાના હૃદય સરસો ચાંપતા હતા. સારાંશ કે, તેમણે પોતાનું અંતઃકરણ જેવી રીતે તેને અર્પણ કર્યું છે, તેવી જ રીતે તેણે પણ આપણને પોતાનું અંતઃકરણ અર્પણ કરવું જોઇએ; અને તેમ થવા માટે પોતાનાથી બનતી રીતે પ્રયત્ન પણ તેઓ કરતા હતા. તેને ક્યાં રાખવો, તેની સાથે કેમ વર્તવું તથા કેમ કરવાથી તે રડશે નહિ વગેરે અનેક જાતના વિચારો આ વખતે ડૉવલીન્ સાહેબના મનમાં ઉત્પન્ન થતા હતા. સ્વભાવતઃ બાળકો અપરિચિત માણસો પાસે એકદમ જતાં નથી, અને કદાચિત્ જો તેને જબરદસ્તીથી લેવામાં આવે છે તો તે રડીને તરત જ ઘોંઘાટ કરી મૂકે છે; પરંતુ ડૉવલીન્ સાહેબે માત્ર દોઢ કલાકની અંદર જ તેની સાથે પરિચય પાડી તેને પોતાની સાથે હસતો રમતો કરી દીધો. થોડા વખતની અંદર બન્નેમાં એટલો તો સ્નેહ થઇ ગયો કે, ઉભયને એક બીજાથી છૂટા થવું ગમતું નહોતું.

તપાસ કરવા માટે મોકલાવેલા સ્વારો ધીમે ધીમે એક પછી એક નિરાશ થઇને પાછા આવવા લાગ્યા. દરેક ટોળીએ પોતાથી બનતી મહેનત કરી હતી; પરંતુ તેઓ એક પણ ગુન્હેગારને શોધી શક્યા નહોતા. મધ્યાહ્નકાળે સ્વારોની બધી ટોળીઓ પાછી આવી. માત્ર

એક જ ટોળી પાછી આવવાની હતી, અને તે પણ થોડા વખતમાં લાંબેથી આવતી દેખાઇ. આવનાર ટોળી લાંબે હોવાથી તેના માટે ડૉવલીન્ સાહેબ કાંઇ પણ તર્ક કરી શકયા નહિ; પરંતુ જેમ જેમ તે ટોળી નજીક આવતી ગઇ, તેમ તેમ તેઓ કોઇ એકાદ માણસને ઉંચકીને લાવે છે, એમ જણાયું. તરત જ તેમને સંશય આવ્યો અને તેથી ઘોડાપર સ્વાર થઇ તેઓ તેની સામા ગયા. ત્યાં પહોંચતાં જ તેમણે તે મુડદાંને જોઇ લેફ્ટેનન્ટને કહ્યું:—

"ખરેખર, આ મુડદું તે છોકરાના બાપનું જ હોવું જોઈએ. આના પોષાક ઉપરથી તથા શરીરની કાંતિ ઉપરથી જણાય છે કે, આ કોઇ પણ રાજાનો પુત્ર હોવો જોઇએ. અફસોસ! આવી યુવાવસ્થામાં જ તેનો ભયંકર રીતે જીવ ગયો છે. પરમપ્રિય સદ્ગુણી પત્ની અને દેવતુલ્ય પુત્ર–ઉભયને છોડી જતાં બિચારાનો પ્રાણ કેટલો બધો દુ:ખી થયો હશે?"

ડૉવલીન્ સાહેબના ઉદ્ગાર સાંભળી દરેકની આંખોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. એટલામાં ડૉવલીન્ સાહેબ ટોળીસહ તંબૂ પાસે જઇ પહોંચ્યા. મૃત માણસને તેમણે નીચે મૂકયો. તે યુવાન, સૌંદર્યસંપન્ન અને તેજસ્વી જણાતો હતો. એકંદર રીતે તેનું નીરિક્ષણ કરી જોતાં તે કોઇ પણ રાજપુત્ર હોવો જોઇએ અને પેલો છોકરો પણ તેનો જ પુત્ર હોવો જોઇએ, એવી સૌની ખાત્રી થઇ. તેના પોષાક ઉપરથી જણાયું કે, એ રાજપુત્ર રાત્રે જયારે ઉંઘમાં હશે ત્યારે ચોરોની ગડબડથી તે જાગ્રત થયો હશે. પછીથી તે તેમની પછવાડે ગયો હોવો જોઇએ. આ કામ તેણે એટલી તો ઝડપથી કર્યું હોવું જોઇએ કે, જેથી પોતાના અંગરખાના બંધ પણ તે બાંધી શકયો નહોતો. તેના જમણા હાથમાંની તલવાર તીક્ષ્ણ ધારવાળી તથા ઘણી જ કિંમતી હતી; પરંતુ જેવી તે મિયાનમાંથી નીકળી હતી, તેવીજ સ્વચ્છ હતી. લોહીનો એક પણ ડાઘ તેને લાગેલો નહોતો! તેના ડાબા હાથમાં પિસ્તોલ હતી, પણ તેમાંનો દારુ તો જેવો ને તેવો જ હતો! આ ઉપરથી તેનો પણ તે ઉપયોગ કરી શકયો ન હોવો જોઇએ એવું અનુમાન થતું હતું. મૃત યુવાન્ મજબૂત બાંધાનો હતો અને તેની મુખમુદ્રા ઉપર વીર પુરુષનું તેજ પ્રકાશી રહ્યું હતું; પરંતુ તે બિચારાનું પોતાની વીરતા બતાવવા પહેલાં જ મૃત્યુ થયું હતું. વળી તેનું મૃત્યુ પણ બીજાઓની માફક

ચમત્કારિક રીતે થયું હતું! તેના શરીર ઉપર એક પણ શસ્ત્રાઘાતનું ચિહ્ન નહોતું, અર્થાત્ તેનું મૃત્યુ કેવી રીતે થયું હોવું જોઇએ તેમ જ તેવો દગો કરનારા કોણ હોવા જોઇએ એ વિષે પાછી ચર્ચા ચાલવા લાગી. એટલામાં એક સ્વારની દૃષ્ટિ મૃત વ્યક્તિના ગળા તરફ ગઇ. એ સ્વાર તેના ગળા ઉપર હાથ ફેરવીને બોલ્યો:—

"હા, હવે મૃત્યુનું કારણ સમજાય છે. હું ખાત્રીપૂર્વક કહું છું કે આ કામ ગામછામોડાઓનું જ હોવું જોઇએ." એમ કહી તરત જ તેણે મૃત યુવાનના ગળા પરથી ત્રાંબાના પતરાની એક તકતી બાંધેલી દોરી ખેંચી કાઢી. તાંતની પાતળી પણ મજબૂત દોરી લઇ તેને ત્રાંબાની એક ન્હાની તકતી બાંધતાં જ તે ગામછામોડા લોકોનું હથિયાર થઇ પડે છે! આ હથિયારનો ઉપયોગ કરવા પહેલાં તેનું શિક્ષણ લેવું પડે છે, અને તેથી તે કામમાં હોશિયાર થનાર માણસ જે માણસને મારી નાખવો હોય તેનાથી દૂર રહીને પણ પોતાનું કાર્ય સાધી શકે છે. તેઓ માળા જેવી દોરીને પોતાની આંગળીએ ગરગર ફેરવી બરાબર તાકમારી એવા તો જોરથી સામા માણસ તરફ ફેંકે છે કે પેલી ત્રાંબાની તકતી સામા માણસના ગળાને લાગતાં જ તે તમ્મર ખાઇને જમીનદોસ્ત થાય છે અને એક ક્ષણની અંદર તેના પ્રાણનો નાશ થાય છે. આ ભાગમાં પણ આવા ગામછામોડા તથા ઠગ લોકોનું જોર વિશેષ હતું. તેઓ પ્રવાસીઓને લૂંટી હમેશાં જંગલમાં જુલ્મ ગુજારતા હતા. અંગ્રેજ સરકારનું રાજ્ય થયું તે પહેલાં તેમનું જોર ઘણું હતું અને સેંકડો માણસો તેમનો ભોગ થઇ પડતાં હતાં. એકંદર રીતે આ બધી હકીકત સાંભળ્યા પછી ડૉવલીન સાહેબનો પીત્તો ઉછળી આવ્યો અને તેમણે ગામછામોડા અને ઠગ લોકોનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી. અનેક અંગ્રેજ અધિકારીઓ પણ આ પ્રતિજ્ઞાને મદદ કર્ત્તા થવાથી આગળ જતાં તે પ્રતિજ્ઞા સિદ્ધ થઇ, એ ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે.

મૃત યુવાનના મૃત્યુનું ખરૂં કારણ સમજાયા પછી તેમણે ખાસ ધ્યાનપૂર્વક તે મુડદાનું ગળું તપાસી જોયું અને આ કામ ગામછામોડા લોકોનું જ છે, એવી તેમની પૂર્ણ ખાત્રી થઇ. તે લોકો ઉપર તેમને બહુ ગુસ્સો આવ્યો અને જો તેઓ મળે, તો તેમને કઠક શિક્ષા કરવાનો તેમણે ઇરાદો કર્યો; પરંતુ સ્વારોને ખાલી હાથે પાછા આવેલા જોઇ તે નિરાશ થઇ ગયા. શોધ કરવાના કામમાં પણ જરા

ઢીલ થઈ તે માટે તેમના મનમાં ચટપટી થવા લાગી. ચોરોએ પહેલા તો ગાડીવાળાઓને માર્યા, એટલામાં રાજપુત્ર જાગ્રત થઇ ગાડીની બહાર નીકળી તે લોકોની પછવાડે દોડતાં એકાદ ગામછામોડાએ ત્રાંબાની તકતી ફેંકીને તેનો પ્રાણ લીધો. તેજ વખતે કેટલાક ગામછા-મોડાઓ ગાડી માંહેલી સ્ત્રી અને નોકરોને મારી નાખી તેમનો સામાન ઉપાડી જવાની તૈયારી કરવા લાગ્યા, એટલામાં ઘોડેસ્વારોની ટોળી આવતી જોઇ તે સામાન જેમનો તેમ મૂકી દઇ તે લોકો જંગલમાં પલાયન કરી ગયા. એક દાસી અને એક નોકર પહેલાંથીજ ન્હાસી ગયા હોવા જોઇએ એમ જૂદાં જૂદાં અનુમાન એકંદર પરિસ્થિતિનું અવલોકન કરતાં ડૉવલીન સાહેબે કર્યાં, અને તે ખરાં હતાં. પહેલી ટુકડીના ઘોડે-સ્વારોએ આગળ નહિ વધતાં તે વખતેજ જો ચારે દિશાઓમાં ઘોડાઓ દોડાવ્યા હોત, તો ખૂનીઓ ખાત્રીપૂર્વક સપડાયા હોત; પરંતુ તેમ નહિ થવાને લીધે ડૉવલીન સાહેબને સ્વારોની બેપરવાહી માટે ખરાબ લાગ્યું. લુચ્ચાઓનો પત્તો નહિ મળે એવી તેમની ખાત્રી થયા પછી તેમણે છાવણીનો મુકામ ત્યાંથી ઉઠાવવાનો વિચાર કર્યો; પણ ત્યાંથી જતાં પહેલાં મરી ગએલાંઓનો મૃતસંસ્કાર કરવો કે નહિ, એ પ્રશ્ન તેમના અંતરમાં ઉપસ્થિત થયો. થોડો વખત એ સંબંધીની ચર્ચા કર્યા પછી મૃત વ્યક્તિઓને ગાડીઓમાં નાખી તેમને નજીકનાં એક ગામડામાં લઇ જઇ તેઓ કોણ છે તે ઓળખાવવાનો વિચાર તેમણે કર્યો. તરતજ તેમણે ગાડીઓને લઇ કુચ કરવાનો હુકમ કર્યો. થોડા વખતમાં આખું લશ્કર તે ગામડા પાસે જઇ પહોંચ્યું. ત્યાં જઈ તપાસ કરતાં જણાયું કે, તે બન્ને ગાડીઓએ આગલી સ્હાંજે અહિં આવી એક પરચુરણ દુકાનવાળાને ત્યાં આશ્રય લીધો હતો. આટલી હકીકત જાણવામાં આવતાંજ ડૉવલીન સાહેબ ઘોડાપર બેસી પેલા દુકાનવાળા પાસે જવાને તૈયાર થયા.

દુકાનવાળાને આ હકીકતની પહેલાંથી જ ખબર પડી હતી. ન્હાનાં ગામડાંઓમાં એકાદી વાત જલદી પ્રસરી જાય છે, અને તેજ નિયમે પેલી ગાડીઓ ગામડાંમાં આવતાં જ ગાડી-માંનાં બધાં માણસો મરી ગયેલાં છે અને તેને માટે સાહેબ શોધ કરે છે, એ વાત સાંભળતાં જ—જો કે તે બિચારો અપરાધી નહોતો, તોપણ ઘણોજ ગભરાઇ ગયો. એટલામાં વળી સાહેબ અને કેટલાક સ્વારો તેના બારણામાં જ આવીને ઉભા ! આથી તે ઘણો જ ગભરાયો

અને બે હાથ જોડી સાહેબને પગે પડી ગદ્દગદ્દ કંઠે કહેવા લાગ્યો:—
" સાહેબ, હું તદ્દન નિરપરાધી છું. મારે ત્યાં ઉતરનારાઓના સીધા સામાનમાં જો હું ઝેર ભેળવીને આપું, તો પછી મ્હારો ધંધો કેમ ચાલે? હું પ્રભુ પ્રતિજ્ઞાથી કહું છું કે આ કામ મેં કર્યું નથી."

દુકાનવાળાને ગભરાયલો જોઇ સાહેબને પણ સહજ હસવું આવ્યું. તેને આશ્વાસન આપી તેમણે કહ્યું:—" તું નાહક ગભરાઇશ નહિ. તેં તેમને માર્યા નથી અને અમે તને પકડવા આવ્યા નથી. તે લોકો કાલે તારે ત્યાં ઉતર્યા હતા તેથી તેઓ ક્યાંથી આવ્યા, તેમનાં નામ શું છે, એકંદરે કેટલાં માણસો હતાં, તેમનો અહિંથી ક્યાં જવાનો વિચાર હતો, વગેરે હકીકતની તને જો ખબર હોય તો અમને કહે. અમે તેટલા માટે જ અહિં આવ્યા છીએ. માટે તું જો ખરેખરી હકીકત કહીશ તો તને કાંઇ ઇનામ પણ આપીશું."

ડૉવલીન સાહેબનું આશ્વાસન મળ્યા પછી દુકાનવાળાની ગભરામણ કાંઇક અંશે ઓછી થઇ. તેણે કહ્યું:—" સાહેબ, તે લોકો કોણ હતા, અને ક્યાં જવાના હતા તેની મને ક્યાંથી ખબર હોય? પણ કાલે જે એક બનાવ બન્યો છે, તે હું આપને કહું છું. ગઇ કાલે બપોરે જ તે લોકો આવ્યા અને રસોઇ કરવા માટે તેમણે અહિં મુકામ કર્યો. તેમને જમતાં કરતાં લગભગ સ્હાંજ થવા આવી તેથી રાત્રે અહિં જ મુકામ કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો; પરંતુ રાજાના કારભારીએ રાજાને કાંઇ પણ સમજાવીને પ્રભાતકાળે અહિંથી મુકામ ઉઠાવ્યો હોય એમ જણાય છે. તેઓ લગભગ દસ માણસ હતા. એક રાજા, તેની સ્ત્રી, ત્રણ નોકરો, બે દાસીઓ, એક બાળક અને બે ગાડીવાળા. ત્રણ નોકરોમાંનો એક કારભારી હતો. તે કારભારી અને રાણીની એક દાસી વચ્ચે કાંઇક ખરાબ સંબંધ હોવો જોઇએ, એમ હું ધારૂં છું. તે બન્ને આ મૃત વ્યકિતઓમાં નથી, તેથી મને એવો સંશય આવે છે કે, તે બન્નેનું જ આ કામ હોવું જોઇએ. મારા ઘરની પછવાડેના જંગલમાં ગઇ કાલે છ સાત સંન્યાસીઓએ આવીને અડ્ડો જમાવ્યો હતો. તે સંન્યાસીઓ પાસે દાસી અને કારભારીને જતાં બેચાર વખત જોયાં હતાં. દાસી ઘણીજ સુંદર હતી, તેથી તેને સંન્યાસીઓ પાસે બે ચાર વખત જતી આવતી જોઇ મને તો શું પણ બીજાઓને પણ આશ્ચર્ય લાગ્યું હતું. રાજા અને રાણી ઘણાં જ દયાળુ અને ઉદાર અંતઃકરણનાં હતાં,

તેથી તેઓ દાસી અને કારભારીના હાથે ફસાઇ ગયાં હોવાં જોઇએ એમ જણાય છે. સાહેબ! હું માત્ર આટલું જ જાણું છું. સિવાય બીજું તે કાંઇ જાણતો નથી."

દુકાનવાળાની હકીકત સાંભળી સાહેબ ઘણા જ નિરાશ થયા. છોકરો કોનો છે, તે વિષેની આ ગામમાં ખબર પડશે, અને એ ખબર પડયા પછી એ છોકરાને તેનાં સગાં સંબંધીઓની તપાસ કરી તેમને સોંપી દેવાનું તેમણે ધાર્યું હતું; પરંતુ તે પ્રમાણે વિશ્વાસ યોગ્ય બાતમી તેમને મળી નહિ. આખરે નિરૂપાયે તેમણે સ્વારોને મૃત આત્માઓની અંત્યેષ્ઠિ ક્રિયા, હિન્દુ રિવાજ મુજબ કરવાની આજ્ઞા કરી, અને આખા બનાવ ઉપર તેઓ વિચાર કરતા બેઠા. તેમને એટલી તો ખાત્રી થઇ ગઇ હતી કે, પેલી દાસી અને કારભારી ગામછાબોડાઓમાંનાં જ હોવાં જોઇએ. રાજાને મુસાફરીએ નીકળેલો જોઇ કોઇ યુક્તિ પ્રયુક્તિથી તેમણે રાજા પાસે નોકરી મેળવી, આખરે આવો જુલ્મ ગુજાર્યો હશે. નહિ તો, તે બન્નેનાં મુડદાંઓ કિંવા બન્ને જણાં જીવતાં પણ મળ્યાં હોત! પરંતુ બન્ને જણાં તેઓમાંનાં હોવાથી પોતાનું કાર્ય સાધી તેમની સાથે નાસી ગયાં હોવાં જોઇએ. આવી રીતે વિચાર કરતાં કરતાં ડૉવલીન સાહેબના અંતરમાં એક વિચાર આવ્યો કે, પાછો ફરીથી સૂક્ષ્મ નજરે તેઓનો સામાન તપાસવો. આ વિચાર આવતાં જ તેમણે બધો સામાન તપાસવા માંડયો; પરંતુ બાળકના કોઇ સગાં સંબંધીઓનો પત્તો લાગે તેવું એક પણ ચિહ્ન તેમના જોવામાં આવ્યું નહિ. માત્ર એક ફારસી ભાષાનો પત્ર તેમાંથી મળ્યો; પણ તે કોણે લખ્યો છે, અને કોને લખ્યો છે, તેનો ઉલ્લેખ તેમાં બિલકુલ નહોતો. તે પત્ર આ પ્રમાણે હતો:--

"આપના વિષે દરબારનું વાતાવરણ ઘણુંજ પ્રક્ષુબ્ધ થયેલું છે. હજી પણ સાવધ થવાનો આપને વખત છે, અને તે વખતને નકામો નહિ ગુમાવતાં પત્ર મળે કે તરતજ ન્હાસી જવાનો પ્રયત્ન કરજો. આપ ધ્યાનમાં રાખશો કે, અંગ્રેજો સિવાય યોગ્ય આશ્રયસ્થાન બીજું એક પણ નથી, તેથી તેમનાજ રાજમાં ન્હાસી જાઓ. આ કામ ઘણીજ સાવધગીરીથી કરજો-ગુપચુપ રીતે ઘણાંજ થોડાં માણસો લઇને બહાર પડજો. મારી સલાહને અગ્રાહ્ય કરશો નહિ, અને કયાં જાઉં-શું કરૂં એવા નિરર્થક વિચારો કરી વખત ગુમાવશો નહિ. ભવિષ્યમાં પણ આપનો ભાગ્યોદય થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, એવીજ આશાથી આ

સલાહ આપી છે. વધારે લખવાનો વખત નથી."

આ પત્રનો અર્થ ડૉવલીન સાહેબને સમજાયો તો ખરો, પણ તેમને જે જોઈતું હતું, તે તેમાંથી મળ્યું નહિ; તેથી તેમણે તે દિવસ ત્યાંજ ગાળ્યો, અને બીજે દિવસે ત્યાંથી છાવણી ઉઠાવી. પેલી બે બળદની ગાડીઓ જે તેઓ પોતાની સાથે લાવ્યા હતા તેને ગામના બે ગરીબ માણસોને આપી દીધી અને તેમણે કલકત્તા તરફ પ્રયાણ કર્યું. પરમમંગળ આનંદસ્વરૂપ દયાળુ પરમાત્માએ સૃષ્ટિની ઉત્પત્તિની સાથેજ જો દયા, માયા અને પ્રેમ ઉત્પન્ન કર્યાં ન હોત, તો તેની આ બધી કૃતિ નિરર્થક થઇ પડત. જેને ઇશ્વરે મનુષ્યત્વ આપ્યું છે, તેવા માણસની દૃષ્ટિએ એકાદો કરૂણારસિક દેખાવ પડે અને તે જોઇ તેના અંતઃકરણમાં દયા ઉત્પન્ન થાય એ સ્વાભાવિકજ છે, પરંતુ માયાનું તેમ નથી. તે તો દયા ઉપજ્યા પછી કદાચ ઉત્પન્ન થાય છે, યા નથી થતી. એક સંસ્કૃત કવિએ દયાને નિર્મળ પાણીની અને માયાને અમૃતની ઉપમા આપી છે. નિર્મળ પાણીતો સહજ જ સાધ્ય છે, પરંતુ અમૃતનું તેમ નથી. તેને તો ઘણા કષ્ટે મેળવવું પડે છે. અનાથ અવસ્થામાં પડેલા ન્હાના બાળકને જોઇ તેને માટે અંતઃકરણમાં દયા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. દુઃખદ અવસ્થામાં રિબાતું એકાદ બાળક જો દસ માણસની દૃષ્ટિએ પડે તો દરેકનાં અંતઃકરણમાં દયા ઉત્પન્ન થશે; પણ માયા—તે તો તેમાંથી એકાદાના જ દિલમાં ઉત્પન્ન થશે. કર્નલ ડૉવલીનના અંતઃકરણમાં દયા તો હતીજ; પરંતુ દૈવયોગે તે બાળકને જોયા પછી તેમના અંતઃકરણમાં માયા પણ ઉત્પન્ન થઇ. તેમણે પુત્ર-સ્નેહના આવેશમાં આવીને તે પરાયા નિરાધાર બાળકને પોતાની છાતી સરસું ચાંપ્યું. દયાનિધિ પરમેશ્વરનું વિલક્ષણ લીલા-સામર્થ્ય જે કહેવામાં આવે છે, તે આજ છે. જન્મદાતા માતાપિતાથી વિમુખ થયેલા—ભયંકર જંગલમાં પડેલા—એક વર્ષની ઉમરના બાળકની શી દશા થશે, તેનો વિચાર કરતાં શરીર ઉપર રોમાંચ ઉભાં થઇ જાય છે. આવા બાળકના નસીબમાં અન્ન પાણી વગર તરફડીને મરવાનુંજ હોય છે; પરંતુ નિરાધારનો આધાર ઇશ્વર છે એ નિયમાનુસાર પરમેશ્વરે તેજ વખતે કર્નલ ડૉવલીનને તે રસ્તેથી જવાની બુદ્ધિ આપી એ શું એક પ્રકારનો દૈવી પ્રકાર ન કહેવાય? સારાંશ એ છે કે, આપણે 'મારૂં શું થશે?' એવી ચિંતામાં નિરર્થક વખત ગુમાવવા કરતાં—જેણે આ વખત નિર્માણ કર્યો છે, તેણેજ આપણી પણ જવાબદારી સંભાળેલી

છે—એમ વિશ્વાસ લાવી—દયામય જગદીશ્વરના ઉપર ભરોંસો રાખી પોતાનું ઇષ્ટ કર્મ કરવું એજ યોગ્ય છે. કર્નલ ડૉવલીનના આ પ્રકૃતિ ધર્મને કોઇ નિઃસ્વાર્થ પ્રેમની ઉપમાં આપશે, પણ અમોને તેમ જણાતું નથી. કારણ, જગત્‌ની સ્થિતિજ એવી છે કે, તેમાં નિઃસ્વાર્થ દૃષ્ટિથી કરવા જેવું એક પણ કાર્ય નથી. જેમાં સ્વાર્થ નથી તે કાર્ય ન કરવું એવી ઇશ્વરની પણ આજ્ઞા છે. એટલું તો સિદ્ધ છે કે, કર્ત્તવ્ય કરવા જઇએ એટલે ત્યાં સ્વાર્થનું લાકડું તો પહેલુંજ હોય છે. કોઇ કદાચિત્ એમ કહેશે કે, અમે તો અમારૂં કામ બીજાઓના ભલાને માટે કરીએ છીએ, તો તેમાં તેનો કીર્તિનો કિંવા તેટલું કબૂલ ન કરે તો પરલોકમાં ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવાનો પણ સ્વાર્થ સમાયલો છે, એટલું તો તે કબૂલજ કરશે. કેટલાકો એમ પૂછશે કે, અમે તો જગત્‌થી અલિપ્ત રહી સમાધીમાંજ રહીએ છીએ—તો પછી અમારી સાથે સ્વાર્થનો શો સંબંધ ? આવો પ્રશ્ન કરનારાઓને અમારો પણ એક પ્રશ્ન છે કે, આમાં પરબ્રહ્મપ્રાપ્તિનો સ્વાર્થ શું સમાયેલો નથી ? ફરક માત્ર એટલોજ છે કે, ઉચ્ચતર સ્વાર્થ માટે કર્ત્તવ્ય—કર્મ કરવાં તેને મનુષ્યત્વ અને નીચતર સ્વાર્થ માટે કુટિલ કર્મો કરવાં—એને પશુત્વ કહેવાય છે. ડૉવલીન સાહેબે પહેલ વહેલો જ્યારે આ છોકરાને પોતાની છાતીએ લગાડયો, ત્યારે આપણે આ સ્વાર્થથી કરીએ છીએ એમ તેમના મનમાં નહોતું. સ્વાર્થનું બી તો તે વખતથીજ તેમના અંતઃકરણમાં રોપાઇ ગયું હતું. બે ચાર દિવસ ગયા ન ગયા એટલામાંજ તે બીજમાંથી છોડ ઉત્પન્ન થઇ તેને અંકુરો ફૂટવા લાગ્યા. ઇંગ્લંડના ન્હાનાં બાળકો જેવો ગૌરવર્ણ, માથાપરના ઉજ્જવળ સોનેરી વાળ અને ભારતીય સૌંદર્ય—વગેરેને લીધે એ બાળક ઘણોજ સુંદર—મનહર દેખાતો હતો. ડૉવલીન સાહેબને તેની સાથે બોબડા શબ્દોમાં બોલવું, તેને આનંદમાં રાખવા તેની સાથે નાચવું—કુદવું—રમવું—રમાડવું—એ બધાં પોતાનાં કર્ત્તવ્ય છે, એમ જણાતું. તેને રમાડતી વખતે કોઇ કોઇ વખતે તેમના મનમાં સહજ આવી જતું કે, આવું સુંદર પુત્રરત્ન ઇશ્વરે જો મને આપ્યું હોત, તો મેં પરમકૃપાળુ મંગળસ્વરૂપ પરમાત્માનો કેટલો બધો ઉપકાર માન્યો હોત ! આવો વિચાર તેમના મનમાં આવતાં તેમનુંજ મન તેમને પ્રશ્ન કરતું કે, “આ પુત્રરત્ન તને ઇશ્વરે નથી આપ્યું—તો કોણે આપ્યું છે ?” આવી રીતે મનમાં હજારો જાતના વિચારો તેમના મનમાં ઘોળાયા કરતા હતા. “ઇશ્વરે

પુત્રરત્ન તો આપ્યું-પરંતુ તેનો શું ઉપયોગ? કલકત્તા ગયા પછી મારા જ્ઞાતિબંધુઓ હું એક હિન્દુના પુત્રની આટલી બધી સંભાળ રાખું છું, તેને પાળું છું-પોસું છું-તેને માટે મારો તિરસ્કાર કરશે અને આખરે, તેઓના આગ્રહને માન આપી મારે તેને પાછો એકાદ હિન્દુને સ્વાધીન કરી દેવો પડશે!” આ વિચાર ડૉવલીન સાહેબના મનમાં ઉત્પન્ન થતાંજ તેમનું અંતઃકરણ ચીરાઈને ફાટી જતું હોય એવી તેમને વેદના લાગી-તેમની આંખોમાંથી અશ્રુબિંદુઓ સરી પડયાં. માત્ર જાતિભેદને માટે એક અનાથ હિન્દુ બાળકપર પ્રેમ કરવાનો પણ અધિકાર નહિ-એ કેટલો બધો અન્યાય? આ અન્યાયનું નિવારણ કરવાનો કોઇ પણ ઉપાય નથી એમ તેઓ જાણતા હતા, અને કલકત્તા ગયા પછી એ બાળકની સાથેનો પોતાનો સંબંધ પણ ખાત્રીપૂર્વક તૂટશે એમ તેઓ ચોક્કસ સમજતા હતા.

ડૉવલીન સાહેબને એક પણ સંતાન નહોતું. પોતાને ત્યાં આવાં સુંદર બાળકો જન્મે તેવી તેમની ઇચ્છા હતી; પણ તે ઇચ્છા અદ્યાપિ ફળિભૂત થઇ નહોતી, અને થાય એમ લાગતું પણ નહોતું. તેથી એ સંબંધી તેમના મનમાં અનેક વિચારો ઉપજતા હતા. પોતાને પુત્ર નથી અને ભવિષ્યમાં થવાની આશા નથી, માટે ઇશ્વરે દયાદૃષ્ટિથી પોતાને આ પુત્રરત્ન આપ્યું છે. અર્થાત્ તેનું પુત્ર પ્રમાણે સરંક્ષણ કરવું એવીજ પોતાના પ્રત્યે ઇશ્વરાજ્ઞા છે. તોપછી તે આજ્ઞા પાળવી એ શું કર્ત્તવ્ય નથી? ડૉવલીન સાહેબે વિચાર્યું કે ભલે મારા જ્ઞાતિ બંધુઓ આ કર્ત્તવ્ય ધર્મ બજાવતાં મારાપર ગુસ્સે થાય-તેની પરવાહ કરવાની મને બિલકુલ જરૂર નથી.” આવો વિચાર તેમના અંતઃકરણમાં આવ્યો ન આવ્યો એટલામાં તો પાછા એવા વિચાર આવતા કે, “આખા સમાજના તિરસ્કારને પાત્ર થવું એ ઘણુંજ હાનિ કર્ત્તા છે. ઇંગ્લૅન્ડમાં ડૉવલીનના કુટુંબનું કેટલું બધું માન છે, ડૉવલીન કુટુંબને કુલીન અને ઉચ્ચ દરજ્જાનું માનવામાં આવે છે, મારો પોતાનો માનમરતબો પણ સમાજમાં અને રાજ દરબારમાં કેટલો બધો છે-આ બધાપર માત્ર એક હિન્દુ બાળકને માટે પાણી ફેરવવું?” એવા પણ પ્રશ્નો ડૉવલીન સાહેબના મનમાં ઉત્પન્ન થયા. શું કરવું અને શું નહિ, તે તેમને સૂઝયું નહિ. સમાજ તરફનો તિરસ્કાર તેમને પસંદ નહોતો અને બાળકને પણ છોડી શકતા નહોતા. તેથી આ બન્ને બાબતોને સાધ્ય કરવા માટેના વિચારો તેમના મનમાં ઘોળાતા

હતા. ફૌજ કુચ કરતી કરતી કલકત્તાની નજીક આવી પહોંચી. હવે ત્રણ ચાર દિવસમાં કલકત્તા પહોંચી શકાય તેમ હતું. તેટલા વખતમાં કોઇ પણ જાતનો ઉપાય નહિ સૂઝે તો આ પુત્રરત્ન પોતાના હાથમાંથી જશે એમ તેમને જણાવા લાગ્યું. આટલા વખતમાં તેમનો તથા તે સુકુમાર શિશુનો સ્નેહ પણ ઉત્તરોઉત્તર વધતોજ ગયો હતો. કલકત્તા બરાબર ત્રણ દિવસના અંતરપર રહ્યું ત્યારે ડૉવલીન સાહેબે પોતાના મન સાથે એક પ્રકારનો નિશ્ચય કરી લીધો. તેનો ત્યાગ કરવો નહિ તેમજ સમાજમાં પોતાની પ્રતિષ્ઠાને પણ હાનિ પહોંચવા દેવી નહિ, એવો વિચાર કરી તેમણે એક જૂદીજ યુક્તિ શોધી કાઢી. પોતાની પાસે ચાર પાંચ નોકરો રાખી બાકીની ફૌજને કલકત્તે રવાના કરી. કેટલાંક કારણોને લઇને પોતાને રોકાઇ જવું પડયું છે, એમ તેમણે ગવર્નર જનરલને કહેવરાવ્યું. એક ઘોડેસવાર સાથે લેડી ડૉવલીનને પણ પત્ર મોકલ્યો, અને તેમાં બીજો કોઇ પણ જાતનો ખુલાસો નહિ કરતાં તેને પોતાની પાસે જલદી આવવા માટે લખ્યું. વળી સૈન્યમાં પણ એક આયા મારફતે એવી બૂમ ઉઠાવી કે, તે છોકરાને કોઇ કુલીન હિન્દુને સ્વાધીન કરવા માટેજ પોતે અત્રે રોકાયલા છે. સૈન્યનાં માણસોએ આ વાતને ખરી માની. કારણ કે, એક યૂરોપિયન ગૃહસ્થ હિન્દુબાળકનું સંરક્ષણ કરે, એવી કલ્પનાજ કોઇને આવી શકતી નહોતી. કલકત્તામાં પણ આવીજ વાત પ્રસરી રહી, અને તે વાતપર બધા યૂરોપિયન અમલદારોએ વિશ્વાસ મૂકયો. આટલા વખતની અંદર લેડી ડૉવલીન કર્નલ ડૉવલીનની ન્હાની છાવણીમાં આવીને દાખલ થઇ. પાશ્ચાત્ય રીતરિવાજ મુજબ એક બીજાના કુશળ સમાચાર પૂછાયા પછી કર્નલ ડૉવલીને લેડી ડાવલીનને કહ્યું:—

" લેડી ડૉવલીન ! તારી ઘણા દિવસની ઇચ્છા ઇશ્વર કૃપાથી પૂર્ણ થઇ છે. સંતતી માટે હવે ખેદ કરવાનું આપણને એક પણ કારણ નથી. સર્વ શક્તિમાન પરમેશ્વરે તને એક સુંદર પુત્રરત્ન આપ્યું છે, અને મને વિશ્વાસ છે કે, તું તે બાળકનું વ્હારા પોતાના પુત્ર પ્રમાણે લાલનપાલન કરીશ." પોતાના પેટે જન્મેલા અને દત્તક લીધેલા પુત્રમાં કેટલું બધું અંતર હોય છે, તેની કલ્પના સ્ત્રીઓથી જેટલી સારી રીતે થઇ શકે છે, તેટલી પુરૂષોથી થઇ શકતી નથી. લેડી ડૉવલીનના હૃદયમાં રહેલી ઉદાસીનતાને બદલે પહેલાં તો તેને એક જાતનો ખેદ થયો, પણ પછી ' નહિ મામા કરતાં કાંહણો મામો શો ખોટો ? " એ



" તેનું મનોહર બાળરૂપ જોઈ લેડી ગૅવલીન મુગ્ધ બની ગઈ. "

( પૃષ્ઠ ૨૧. )

ન્યાયે ઔરસ નહિ તો દત્તક એમ હોય તોપણ શું થયું, એમ માની તેના મનનું સમાધાન થયું. તેણે અશ્રુપૂર્ણ નયને પતિના સ્હામું જોઈને કહ્યું—“ડૉવલીન! તે કોનો છોકરો છે, અને આપને ક્યાંથી મળ્યો? તેને અહિં લાવવા માટે આયાને કહો.”

લેડી ડૉવલીનના મુખમાંથી આટલા શબ્દો નીકળે ન નીકળે એટલામાં તો આયાએ બાળકને લાવીને ડૉવલીનના ખોળામાં મૂક્યો. તેનું મનોહર બાળરૂપ જોઇ લેડી ડૉવલીન તદ્દન મુગ્ધ બની ગઇ. તેના અંતઃકરણમાં ઉત્પન્ન થયેલા જૂદા જૂદા તર્ક વિતર્કો શાંત પડી ગયા. ન સમજાય તેવી રીતે તેના હૃદયમાં વાત્સલ્યપ્રેમ ઉત્પન્ન થયો, અને પ્રેમાવેશમાંજ તેણે પોતાના સુગોળ સફેદ હાથોથી ડૉવલીન સાહેબના ખોળામાંથી તેને ઉંચકી પોતાનાં વક્ષસ્થળમાં દબાવી દીધો! તેની આંખોમાં પ્રેમાશ્રુઓ ઉભરાઇ આવ્યાં—તે કંપિત સ્વરે બોલી:

“ડૉવલીન, ખરેખર આ તો કોઇ યૂરોપિય બાળક જેવો જણાય છે. બિચારો તેનાં માબાપોથી કોઇ અકસ્માતને લીધે છૂટો પડયો હોય એમ જણાય છે.”

“હા, તેનાં માબાપો મુસાફરી કરતાં હતાં એટલામાં રસ્તામાંજ તેમનાં ખૂન થયાં છે. આ બાળક પણ ત્યાંજ રડતો પડયો હતો. ઇશ્વરેજ મને તે રસ્તેથી જવાની બુદ્ધિ સૂઝાડી તેનું રક્ષણ કરવાનું મને સોંપ્યું છે, એમ હુ માનું છું—અને એજ ઉદ્દેશથી હું તેને ત્હારે સ્વાધીન કરૂં છું.”

“ડૉવલીન! આવા સુંદર બાળકનું રક્ષણ કરવાને કોણ કબૂલ ન થાય? આવા બાળકનો લાભ—એ ઇશ્વરની મ્હોટી કૃપાજ સમજવી જોઇએ. પણ યૂરોપમાં તેનાં કોઇ સગાં વ્હાલાં હશે, તેઓ તેને પાછો તો નહિ માગે?”

“લેડી ડૉવલીન! હવે હું શા માટે ખરી વાત છુપાવી રાખું? તું કદાચિત્ તેનો તિરસ્કાર કરે માટે મેં ખરી હકીકત તને કહી નથી, પણ હવે ખરેખરી હકીકત શી છે તે કહું છું. આ બાળક હિન્દુ છે. તેનાં મરણ પામેલાં માબાપો કોણ હતાં અને તેમનાં સગાં વ્હાલાં છે કે નહિ, તેને માટે ઘણી તપાસ કરી, પરંતુ તેનો બિલકુલ પત્તો લાગ્યો નહિ તેથી તેને બીજા કોઇને સ્વાધીન કરવા કરતાં આપણેજ તેનું રક્ષણ કરવું એવો મેં નિશ્ચય કર્યો છે. કહે, તું તેનું રક્ષણ

કરવાને ખુશી છે કે નહિ ? ”

“ હિન્દુ ” શબ્દ સાંભળતાંજ લેડી ડૉવલીન સહજ ચમકી; પણ બાળકની સુંદરતામાં તે મુગ્ધ થઇ ગયેલી હોવાથી તેના અંતઃ-કરણમાં તિરસ્કાર ઉત્પન્ન થયો નહિ. તેના મનમાં પણ પોતાના પતિની માફક શંકા ઉત્પન્ન થઇ અને તે બોલી:

“ પણ—આપણે એક હિન્દુ બાળકનું રક્ષણ કરીએ છીએ એમ જો આપણા દેશબંધુઓને ખબર પડશે તો તેઓ આપણો તિરસ્કાર નહિ કરે ? ”

“ તેટલા માટેજ મેં તને અહિં બોલાવી છે. આ છોકરાને એક કુલીન હિન્દુને સ્વાધીન કર્યો છે, એવી વાત મેં કલકત્તાના યુરોપિ-યનોમાં ફેલાવી છે. તેથી આપણે તેને લઇ જૂદા જૂદા દેશોમાં પ્રવાસ કરતાં કરતાં ઇંગ્લંડ જઇએ અને ત્યાં જઇ ‘ આ મારોજ પુત્ર છે’ એમ તું બધાંને કહે એટલે બસ. તેને ઇંગ્લંડમાં રાખી પાછાં આપણે હિન્દુસ્થાનમાં આવીશું. ઇશ્વર કૃપાએ વડિલોપાર્જિત મિલકત આપણી પાસે ઘણી છે, તેને બીજા કોઇને આપવા કરતાં આવા દત્તક લીધેલા પુત્રને આપવામાં શું ખોટું છે? વળી, તેને પોતાનાં ખરાં માબાપ કોણ છે તેની તો ખબરજ પડવાની નથી, તેથી તે આપણુનેજ ખરાં માબાપ માનશે અને તેને સારૂં શિક્ષણ મળવાથી હમેશાં આપણા તરફ પૂજ્યબુદ્ધિથી વર્ત્તશે કેમ મારી આ સલાહ તને પસંદ છે કે નહિ ? ”

કર્નલ ડૉવલીનની સલાહ લેડી ડૉવલીનને પસંદ પડી, અને બન્ને જણાંએ હિન્દુસ્થાનમાં વધારે વખત નહિ રહેતાં પરદેશમાં જવાનું નક્કી કર્યું. કલકત્તાના ગવર્નરને મળી કર્નલ ડૉવલીને પાંચ વર્ષની રજા મેળવી અને કોઇને પણ ન સમજાય તેમ માત્ર એક આયાનેજ સાથે લઇ તેઓ હિન્દુસ્થાનમાંથી ઉપડી ગયા. એક વર્ષ આફ્રિકામાં અને ત્રણ વર્ષ અમેરિકામાં રહી, પછી તેઓ ઇંગ્લંડમાં જઇ પહોંચ્યા.



## પ્રકરણ ૩ જું.

### જન્મભૂમિ કે કર્મભૂમિ ?

બાલ્યાવસ્થા ઘણીજ સુખદાયક અને રમણીય અવસ્થા છે. તે વખતના નાના હાથના હાવભાવ, નાચવું–કૂદવું અને બોબડા શબ્દો–કોના મનનું આકર્ષણ કરતા નથી ? શુક પક્ષીની માફક ગણેલાજ શબ્દો, અને તે પણ વળી તોતડી રીતે ઉચ્ચારનાર બાળકને જોઇ એકાદ બહુભાષી પંડિતની યાદ થઇ આવે છે. તે સાંભળવા હમેશાં મન અતૃપ્તજ રહ્યા કરે છે. તેની ચંચળતા જોઇ હરણનાં બાળકની યાદ થઈ આવે તો કાંઇ નવાઇ જેવું નથી. કોઇ કોઈ વખત તો આવા બાળકોની અર્ધ જાગૃત અર્ધનિદ્રિત સ્થિતિ જોઇ જડભરત અને પરમહંસ સંન્યાસી, એ બન્ને યાદ આવી જાય છે. સારાંશ એટલોજ છે કે શૈશવાવસ્થા એ જીંદગીની રમણીય અવસ્થા છે. તેમાં પણ વળી જો બાળક સુસ્વરૂપ હસમુખું અને રમતીયાળ હોય તો તે ગમે તેવા માણસના મનને આકર્ષી શકે છે. કર્નલ ડૉવલીન અને લેડી ડૉવલીન ઉભય દયાળુ અને ઉદારચિત હતાં માટેજ તેમણે તે બાળકનું–અનાથ બાળકનું સરંક્ષણ કર્યું, એ તાત્કાળિક દૃષ્ટિએ ગમે તેટલું ખરૂં હોય, તો પણ ખરી સ્થિતિ તેમ નહોતી. તે બાળકની અંદર પણ કેટલાક તેવા ગુણો હતા અને તેના લીધેજ ડૉવલીન સાહેબે પોતાનું જે કાંઇ હતું તે તેને અર્પણ કરવા નિશ્ચય કર્યો હતો. અજ્ઞાન બાળક, તેને ક્યાંથી ખબર હોય કે કર્નલ ડૉવલીન કયા કારણોને લઇને તેનું આવી ઉત્તમ રીતે રક્ષણ કરે છે ? અને થયું પણ તેમજ. આઠ દસ દિવસની અંદર તો આ ભારતીય શુક મા–મા, બાપા–બાપા બોલવાનું છોડી દઇને મમ્મા–મમ્મા, પપ્પા–પપ્પા, બોલવા લાગ્યો, અને તે શબ્દો સાંભળી ઉભયને જગતમાં પણ સમાય નહિ તેવો આનંદ થવા લાગ્યો. પોતાના પેટે ઉત્પન્ન થયેલ બાળક આથી પણ વધારે આનંદદાયક હોઇ શકે કે કેમ, એ વિષે તેમને શંકા થવા લાગી. ખરેખર, બન્નેને પોતાને ત્યાંજ પુત્ર જન્મ્યો હોય તેવો આનંદ થતો હતો. અર્થાત્ આપણે પણ હવે કહી શકીએ કે ડૉવલીન સાહેબે જેમ પુત્ર મેળવ્યો, તેમ તે બાળકે પણ ઉદારચરિત માબાપ મેળવ્યાં હતાં.

એક દેશથી બીજે દેશ, એમ ઉત્તરોઉત્તર મુસાફરી કરતી વખતે ડૉવલીન સાહેબ પોતાના નોકરો બદલાવ્યા કરતા હતા. ઇંગ્લૅન્ડ

પહોંચતા સુધીમાં તો તેમણે એક પણ કાયમનો નોકર રાખ્યો નહિ. એમ કરવામાં જે વાત પોતે ગુપ્ત રાખવા માંગતા હતા તેનો સ્ફોટ ન થાય તેજ હતો. તેમનો હેતુ પૂર્ણ રીતે સફળ થયો. માત્ર તેમણે એક દુધ પાનારી આયાનેજ પોતાની સાથે આખર સૂધી રાખી હતી. કારણ કે તેનાપર શંકા લાવવા જેવું કોઈ પણ કારણ નહોતું. વળી બાળકોને સંભાળનારી આયાઓમાં વારંવાર ફરક કરવાથી બાળકના આનંદી સ્વભાવમાં પણ ફરક પડે છે એવો ડૉવલીન સાહેબનો સિદ્ધાન્ત હતો. આયાનો પણ તેના ઉપર એટલો બધો પ્રેમ હતો કે એક પળવાર પણ તેને છોડવાને તે ખુશ નહોતી. આવી વિશ્વાસુ અને નિમકહલાલ આયા તરફથી રહસ્યભેદ નહિ થાય એવી ખાતરી થવાથી ડૉવલીન સાહેબ તેને ઇંગ્લૅન્ડ લઇ ગયા હતા. ઘણાં વર્ષે ડૉવલીન સાહેબ પોતાને ગામ ગયા તેથી ત્યાંના લોકોને બહુ આનંદ થયો. વિશેષતઃ તેમને એક પુત્ર થયો છે, તે વાત સાંભળીને તેમનાં સગાં સંબંધીઓને ઘણોજ આનંદ થયો, અને ત્યાંના રીત રીવાજ મુજબ ન્હાના ડૉવલીનને રમવા માટે ઘણી વસ્તુઓ ભેટ આવવા લાગી.

ન્હાના ડૉવલીનની ઉમ્મર અત્યારે પાંચ વર્ષની હતી, પણ ડૉવલીન સાહેબે ચાર વર્ષની કહેવાથી બધાંએ તે માન્ય કીધી; એટલુંજ નહિ, ખુદ ન્હાનો ડૉવલીન પણ પોતાને એક વર્ષ ન્હાનો ધારતો હતો. આ પ્રમાણે તેમનાં ચાર વર્ષ મુસાફરીમાં ગયાં અને બાકી રહેલું એક વર્ષ ન્હાના ડૉવલીનના રમણીય સહવાસમાં નીકળી ગયું, તેની તેમને ખબર પડી નહિ. ન્હાના ડૉવલીનનો નામકરણ સંસ્કાર કર્યા પછી હિન્દુથાનમાં જવું એવો તેમણે વિચાર કર્યો, અને હિન્દુસ્થાનમાંથી પાછી કોઈ દિવસ રજા લેશે નહિ એવી સરતે બીજા ત્રણ વર્ષની રજા મેળવી તેના સાતમાં વર્ષે–એટલે ખરી રીતે જોતાં આઠમા વર્ષે ડૉવલીન સાહેબે લંડનના પ્રખ્યાત ચર્ચ ઑફ ઇંગ્લૅન્ડમાં તેનો નામકરણ સંસ્કારણ કરાવ્યો. તે વખ્તે તેનું નામ હેનરી ડૉવલીન રાખવામાં આવ્યું. ત્યાર પછી પોતાના ગામનાં સગા વ્હાલાંઓને તેમણે વારંવાર મીજબાનીઓ આપી ન્હાના હેનરીની ઓળખાણ કરાવી દીધી અને બધાને તેની ઉપર નજર રાખવાની વિનંતિ કરી કર્નલ ડૉવલીન અને તેમનાં પત્ની હિન્દુસ્થાનમાં ચાલી આવ્યાં. કર્નલ ડૉવલીને હેનરી ડૉવલીન માટે શિક્ષણની સારી વ્યવસ્થા કરી હતી. તે ઘણોજ કુશાગ્ર

બુદ્ધિનો હોવાથી જે કાંઇ શીખવાનું હતું, તે ઘણીજ સહેલાઇથી અને થોડા વખતમાં શીખી જતો હતો. થોડા વખતમાંજ તેનું પ્રાથમિક શિક્ષણ ખલાસ થયું અને તે વિશ્વવિદ્યાલયમાં દાખલ થયો. સત્તરમાં વર્ષે તે બી. એ. માં પાસ થયો અને પછી તેણે કૉલેજ છોડી દીધી. પરીક્ષામાં પણ તે પ્હેલે નંબરે પાસ થયો હોવાથી તેને કેટલાક ઇનામો મળ્યા. આ વખતે હેનરી જો કે અઢાર વર્ષનો હતો, તોપણ તેને જોતાંજ વીસ બાવીસ વર્ષના જુવાન જેવો ઉમદા અને રૂવાબદાર દેખાતો હતો. વિશ્વવિદ્યાલયની પરીક્ષામાં પ્હેલે નંબરે પાસ થવાના સમાચાર સાંભળી કર્નલ ડૉવલીનને ઘણોજ આનંદ થયો અને હવે તેને એકાદી સારી નોકરી મેળવી આપવી જોઇએ એમ વિચારી પોતાની પત્ની સાથે પાછા ઇંગ્લૅન્ડમાં આવ્યા. ડૉવલીન કુટુંબના અનેક વીર પુરૂષોનાં ચરિત્રો સાંભળી હેનરી ડૉવલીને લશ્કરમાં નોકરી કરવાનો સંકલ્પ કરી રાખ્યો હતો. કર્નલ ડૉવલીનને પણ તેજ વિચાર પસંદ પડયો અને તે પ્રમાણે તેને લશ્કરમાં નોકરી અપાવી. તે પાછા હિન્દુસ્થાન પાછી આવ્યા.

આ વખતે હેનરી ડૉવલીન માત્ર ઓગણીશ વર્ષનો હતો. હિન્દુસ્થાનમાં મોકલવા માટે જે સૈન્યની તૈયારી થતી હતી, તેમાંજ તેને નોકરી મળી હતી અને બીજા થોડા વખત સુધી ઇંગ્લૅન્ડમાં જો શાંતિ રહી હોત તો હિન્દુસ્થાનમાં આવવા માટે તે રવાના પણ થઇ ગયો હોત; પરંતુ અદ્વિતીય પ્રતાપશાળી દિગ્વીજયી ફ્રેન્ચ સમ્રાટ્ નેપોલીયન બોનાપાર્ટે આખા યુરોપ ખંડમાં જ્યાં ત્યાં યુદ્ધનો અગ્નિ સળગાવવાને લીધે ઇંગ્લૅન્ડનું સૈન્ય બહાર નહિ મોકલતાં ઉલટું વધારે સૈન્ય બહારથી ઇંગ્લૅન્ડમાં લાવવાની જરૂર પડી. તેથી હેનરી ડૉવલીનની રવાનગી હિન્દુસ્થાન તરફ નહિ થતાં જર્મની તરફ થઇ. નેપોલીયનની વિરૂદ્ધમાં જે જે દેશો હતા, તેમાં ઇંગ્લંડની પણ અગ્રપણે સામેલગીરી હતી. દુનિયાની મહાન લડાઇઓમાં વાટર્લૂની લડાઇ ઘણીજ પ્રસિદ્ધ છે અને તે લડાઇ વખતે હેનરી ડૉવલીન રણભૂમિ ઉપર હાજર હતો. નેપોલીયનની તૈયારી ઘણીજ મ્હોટા પાયા ઉપરની તથા વિલક્ષણ હતી. તેની વ્યૂહરચના જો ચૂકી ન હોત તો બીજી લડાઇઓની માફક આ લડાઇમાં પણ તેણે દિગ્વિજય સંપાદન કર્યો હોત; પરંતુ ચોક્કસ કરેલા વખતે બીજી પલટણો તેની પાસે નહિ આવી પહોંચવાને લીધે બધી વ્યૂહરચના પડી ભાંગી અને ઇંગ્લૅન્ડનો વીર ડ્યુક ઑફ વેલિંગ્ટન વિજયી થયો. આ

યુદ્ધની અંદર જો કે નેપોલિયનનો પરાજય થયો તોપણ તેની કીર્ત્તિને જરા પણ હાથ લાગે તેવું બનવા પામ્યું નથી. કારણ કે, જયપરાજય એ તો અદૃષ્ટની રમત છે. કેટલાક હાજી હા કરવાવાળા ઇતિહાસકારોએ નેપોલિયનને બદનામ કરવાનો ઘણો પ્રયત્ન કર્યો છે, પણ તેને લીધે તો તેઓ ઉલટા જગતના ઉપહાસને પાત્ર થયા છે; અને તેથી કેટલાક ઇતિહાસકારોએ તો પોતાના દોષો ગુપચુપ કબૂલ કર્યા છે. નેપોલિયન તો નેપોલિયનજ. તેના જેવો શૂરવીર, મુત્સદ્દી; સચ્ચરિત્ર, ઉદાર, સત્ય ભાષણ કરવાવાળો અને નિષ્કપટી પુરૂષ હજી સુધી યૂરોપમાં થયો નથી. યૂરોપમાં એવી કહેવત થઇ પડી છે કે, વેલિંગ્ટન જોઇએ તો પાંચ-દસ મળશે, પણ નેપોલિયન તે તો એકજ. અસ્તુ. આપણે આ વાદવિવાદમાં વધારે પડવાની જરૂર નથી. આપણે તો આપણા નાયક હેનરી ડૉવલીનનોજ વિચાર કરવાનો છે. હેનરી આ યુદ્ધની અંદર આખર સુધી હતો, અને તેમાં તેણે પોતાની તલવારનું પાણી બરાબર બતાવવાને લીધે તે ઘણોજ પ્રસિદ્ધિમાં આવ્યો. લશ્કરની અંદર તે એક સામાન્ય સિપાહી હતો, પણ આ યુદ્ધની અંદર તેનું યુદ્ધનૈપુણ્ય જોઇ પલટણના મુખ્ય અધિકારીએ તેને લેફ્ટનન્ટ બનાવ્યો.

વૉટર્લૂની લડાઇ પછી હેનરી ડૉવલીન જે પલટણમાં હતો; તે પલટણને હિન્દુસ્થાનમાં જવાનો હુકમ થયો અને તે મુજબ હેનરી વીસ વર્ષે પાછો પોતાની જન્મભૂમિમાં આવી પહોંચ્યો. પોતે પોતાની જન્મભૂમિમાં આવેલ છે, તેની તેને ખબર નહોતી. તે તો જન્મભૂમિનેજ કર્મભૂમિ સમજતો હતો. એટલુંજ નહિ, પણ પોતાના દેશબંધુઓને શત્રુ સમજી ઘણાજ શૂરાતનથી પોતાની તલવાર તેમના પર ચલાવતો હતો. એમાં હેનરીનો કાંઇ પણ દોષ નહોતો. તે પોતાને એક અંગ્રેજ ગૃહસ્થ સમજતો હતો, તેથી તેના તરફથી તેવું વર્ત્તન થાય, એ સ્વાભાવિકજ હતું. તે વખતે હિન્દુસ્થાનમાં જ્યાં ત્યાં ન્હાની ન્હાની લડાઇઓ ચાલ્યા કરતી હતી તેથી હેનરીએ હિન્દુસ્થાનના કિનારા ઉપર પગ મૂકતાં જે તલવાર બહાર કહાડી હતી, તેને મિયાનમાં નાખવાને ઘણો વખત લાગ્યો. ઇ૦ સ૦ ૧૮૧૭-૧૮ ની સાલમાં મહારાષ્ટ્રમાં મરાઠાઓની સાથે જે લડાઇઓ થઇ, તે દરેક લડાઇમાં હેનરી ડૉવલીન હાજર હતો અને તેણે પોતાના શૌર્ય ની તેમજ મુત્સદ્દીપણાની બધાને ખાત્રી કરી આપી. ઇ૦ સ૦ ૧૮૨૦ ની સાલમાં ભરતપુરના ઘેરા

વખતે હેનરી ડૉવલીને જે મુગ્ધ ચમત્કાર બતાવ્યો તે જોઈને આખું સૈન્ય આશ્ચર્ય ચકિત થઈ ગયું અને તેથી ખુશી થઇ પલટણના અધિકારીએ તેની ન્હાની ઉમર તરફ નહિ જોતાં તેને કૅપટનની પદ્વિ આપી. આવી રીતે હેનરીના નસીબનો સિતારો આસ્તે આસ્તે ફરતોજ ગયો અને થોડા વખતમાંજ તે મેજરની પદ્વિએ જઇ પહોંચ્યો.

હેનરી પોતાના માબાપને ઘણાંજ પૂજ્ય માનતો હતો. તે પોતાના કુશળ વર્ત્તમાનો તેમને વારંવાર જણાવતો હતો અને તે સાથે કૃતજ્ઞતા પણ પ્રગટ કરતો જતો. કર્નલ ડૉવલીનને તેનાં આ નિર્મળ અને પ્રેમાળ વર્ત્તનથી ઘણો આનંદ થતો અને તેમને થોડુંક આશ્ચર્ય પણ લાગતું. યુવાવસ્થામાં આવ્યા પછી કર્મક્ષેત્રમાં વિહરતા પુત્રો પોતાના માબાપ તરફ આટલી બધી શ્રધ્ધા રાખે, એ યૂરોપિયન સમાજમાં ન ભૂતો ન ભવિષ્યતી જેવું હતું. તેથી કર્નલ ડૉવલીનને આશ્ચર્ય લાગતું હતું, પણ તેમને ખબર નહોતી કે આ તો માત્ર હિન્દુ લોહીનું પરિણામ હતું. ડૉવલીન સાહેબને તો શું પણ ખુદ હેનરીના ધ્યાનમાંયે તે નહોતું કે હું આટલો બધો માતૃપિતૃભક્ત કેમ છું ? તેઓ પોતાનાં માબાપ નથી, એવી શંકા લાવવાનું તેને કોઇ જાતનું કારણ નહોતું તેથી હેનરી તેવી રીતે વર્ત્તે તો તેમાં નવાઇ પામવા જેવું નથી. આશ્ચર્યની વાત તો એ છે કે કર્નલ ડૉવલીન અને લેડી ડૉવલીન તેના એકેક ગુણ ઉપર લુબ્ધ થઇને તેને વારસ પુત્ર કરતાં ઓછા દરજ્જાનો માનવાને તે આટલો મ્હોટો થયો હતો, તોપણ કબૂલ કરતાં નહોતાં. ઉભયનો તેના પર પેટના છોકરા કરતાં પણ વિશેષ પ્રેમ હતો, એમ કહીએ તો તેમાં કાંઈ અતિશયોક્તિ જેવું નથી. હેનરીને માટે વિશેષ લક્ષમાં રાખવા જેવી વાત એ હતી કે તેને હમેશાં ન્હાનપણથીજ એક સ્વપ્ન આવ્યા કરતું હતું. સ્વપ્ન આવે તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી, પણ એકજ જાતનું સ્વપ્નું અને હમેશાં આવે-તો તેમાં કાંઇ પણ રહસ્ય હોવું જોઇએ એમ તેને જણાતું; પરંતુ તે વિષે તે વધારે વિચાર કરતો નહોતો. "પોતે બાળક અવસ્થામાં બળદની ગાડીની અંદર મુસાફરી કરે છે, બાજુમાં એક સુંદર સ્ત્રી સુતેલી છે-તે સ્ત્રી પાસે પોતે જાય છે એટલામાં મશાલોનું અજવાળું ગાડીમાં પડતાંજ તેની પાસેથી પોતાને કોઇ ખસેડે છે—" એવી રીતનું તેને સ્વપ્ન આવતું હતું; પરંતુ તે સ્વપ્નની વાત તેણે કોઇને કરી નહોતી.

---

## પ્રકરણ ૪ થું.

### વિયોગ.

હેનરી ડૉવલીને હિન્દુસ્થાનમાં પગ મૂક્યો ત્યારથી એક સરખો તેનો અભ્યુદય થયાજ કરતો હતો. થોડા વખતની અંદર પોતાના ઉપરી અધિકારીઓ તથા હાથ નીચેના નોકરોમાં તે પ્રિય થઇ પડયો. કર્નલ ડૉવલીનને પણ પોતાના પુત્રના જ્યાંત્યાં થતાં વખાણ સાંભળીને ખરા પુત્ર પ્રાપ્તીથી થનાર આનંદ કરતાં પણ વિશેષ આનંદ થતો હતો. પુત્ર મ્હેટો થયા પછી બાપનું નામ વધારશે કે કુળને કલંક લગાડશે, એ વિષે ઘણાં માબાપો ફિકરમંદ હોય છે. તેમાં વળી જો દત્તક લીધેલો પુત્ર હોય, તો તેથી પણ વિશેષ ચિંતા રહે છે. આવા પ્રસંગોમાં જો છોકરો ખરાબ માર્ગે લાગી જાય અથવા કોઇ પણ રીતે સંરક્ષક માબાપોથી વિરૂદ્ધ વર્ત્તન કરે, તો તેઓને દત્તક લેવાની કયાંથી દુર્બુદ્ધિ સૂઝી એવું થઇ જાય છે. હેનરી ડૉવલીને પોતાના સંરક્ષક માબાપને આવો અનુતાપ કરવો પડે એવો એક પણ દિવસ આવવા દીધો નહોતો, એટલુંજ નહિ, પણ તે પોતાના સદ્વર્તનથી ઉલટો તેમનો સંતોષ વધારતોજ જતો હતો. હેનરી ડૉવલીનનો અભ્યુદય જોઇ વૃદ્ધ ડૉવલીનના મનમાં આવતું કે હવે પેન્શન લઇને ઇંગ્લૅન્ડમાં જઇ હરી હરી કરતા બેસીએ તો ઠીક. તેમની પત્નીને તે વિચાર પસંદ પડયો અને હેનરીએ પણ પિતાના વિચારને સંમતિ દર્શાવી. વૃદ્ધાવસ્થામાં પિતા ઘરે જઇ નીરાંતે બેસે અને તેનું સંરક્ષણ આપણેજ કરવું જોઇએ, એમ કયા પિતૃભક્તને જણાતું નથી? હેનરીએ પણ આવા વિચારથી સંમતિ દર્શાવી હતી. કર્નલ ડૉવલીનના વડા અધિકારી માત્ર આ વાતથી નાખુશ હતા અને તેમણે હજી પણ હિન્દુસ્થાનમાં એક વર્ષ વધારે રહી પોતાના જ્ઞાનનો લાભ પોતાના દેશબંધુઓને કરી આપવો, એવી તેમની ઇચ્છા હતી; પરંતુ કર્નલ ડૉવલીને ઘણુંજ આગ્રહ કરવાથી નાઇલાજે તેઓએ તેમની અરજી મંજુર કરી પેન્શન આપ્યું. કર્નલ ડૉવલીને તરતજ ઈંગ્લૅન્ડ જવાની તૈયારી કીધી અને પોતાની સાથના અધિકારીઓને હેનરી ઉપર ધ્યાન રાખવાની સુચના કરી, ઘણાજ માન સાથે ભારતભૂમિપરથી છેવટના પગ ઉંચકી ઈંગ્લૅન્ડ તરફ પ્રયાણ કર્યું.

કર્નલ ડૉવલીન અને લેડી ડૉવલીનના પ્રવાસની અંદર ચાર પાંચ દિવસો ઘણાજ આનંદમાં ગયા, પરંતુ પરિવર્તનકારી કાળને આ સુખ-દુઃખનું ચક્ર ફેરવતાં કેટલીવાર લાગે છે? કાળની વિચિત્ર ગતિને લીધે સુખ-દુઃખની અવસ્થા નહિ ભોગવી હોય એવો એક પણ માણસ આ જગતની અંદર મળશે? નહિજ. એક વખતે આપણે આનંદ અને મોજમજાહ ઉડાવતા હોઇએ છીએ; પરંતુ એક પલકની અંદર તે આનંદ-સુખ-મોજમજાહ-વૈભવનો નાશ થઇ દુઃખના દરિયામાં ડુબી જઇએ છીએ. સૃષ્ટિક્રમ ઘણોજ વિચિત્ર છે, માટે જે સ્થિતિ પ્રાપ્ત થાય તેમાંજ સંતોષ માની આપણે આનંદમાં રહેવું જોઇએ. તે વખતે નકામો બડબડાટ કરવામાં કાંઇ પણ ફાયદો નથી. કારણ કે તે સાંભળનારૂં કોણ છે? પ્રભુની અગાધ લીલામાં જે બનવાનું હોય તે બન્યાજ કરે છે. તેમાં આપણી માનવી બુદ્ધિ કાંઇ કરી શકે એમ નથી. કર્નલ ડૉવલીનના પહેલા ચાર દિવસો આગબોટની અંદર ઘણાજ સુખમાં ગયા અને હવે પછી પણ તેવાજ જાય એમ તે ઇચ્છતા હતા; પરંતુ તેમનાં નસીબનું ચક્કર કોઇ જુદીજ રીતે ફરતું હતું. પાંચમા દિવસથી તેમના આનંદના વિચાર ઉડી ગયા. તે દિવસે લેડી ડૉવલીનને ઝાડાનો રોગ લાગુ પડ્યો અને ઉપરાઉપરી ઘણી વખત ઝાડે જવાનું થવાથી તે બેશુદ્ધ થઇ ગઇ. રોગનું ભયંકર જોર-ઔષધોપચારનું સાધન નહિ-દરિયાઇ હવા, એવી સ્થિતિમાં ડૉવલીન સાહેબની સાલમતાની કિંવા તેમની તીક્ષ્ણ ધારની તલવારની પરવા નહિ કરતાં મૃત્યુની સ્વારી આવી પહોંચી અને લેડી ડૉવલીનને પ્રીસ્ત લોકમાં લઇ ગઇ. કર્નલ ડૉવલીન આવી રીતે સ્વદેશમાં પ્રયાણ કરતાં અર્ધે રસ્તેજ પત્ની રાહત થયા! તેમની આગબોટ સમુદ્ર ઉપર તરતી હતી, તે વખતે પોતે શોક સાગરમાં ડુબી ગયા હતા; પરંતુ કોઇપણ સ્થિતિમાં સુખનોજ શોધ કરનાર માણસનું મન આવા શોકસાગરમાં ક્યાં સુધી ડુબ્યા કરે? તેમણે બે ત્રણ દિવસમાંજ પોતાના મન ઉપર કાબૂ મેળવ્યો અને જે સ્થિતિ પ્રાપ્ત થઇ તેમાંજ આનંદ માનવાનો નિશ્ચય કર્યો. પાશ્ચાત્ય લોકો વૃદ્ધાવસ્થામાં પત્ની ગુજરી જાય તેને ઘણુંજ નુકસાન ગણે છે. કારણ કે તેમના પુત્રો મ્હોટા થતાંજ તેમનાથી દૂર અથવા તો પરદેશમાં હોય છે તેથી તેવા વખતે સેવાસુશ્રૂષા માટે માત્ર સ્રીજ ઉપયોગી હોય છે. આ દૃષ્ટિએ જોતાં કર્નલ ડૉવલીનને ઘણુંજ નુકસાન થયું હતું, પરંતુ ભાવી

આંગળ કોઈનું ચાલતું નથી એમ માની તેમણે તે દુઃખ સહન કર્યું. ઇંગ્લેંન્ડ પહોંચ્યાં પછી બનેલી બધી હકીકતનો સવીસ્તર પત્ર લખી તેમણે હેનરી ડૉવલીન ઉપર મોકલાવ્યો. હેનરીને પત્ર વાંચતાં જે દુઃખ થયું, તે અનિવાર્ય હતું. લેડી ડૉવલીનને તે પોતાની જન્મદાતા માતા સમજતો હતો અને તેથી તેણે આટલા વખતમાં માતાની આજ્ઞાનું ઉલ્લંઘન કે તેને અપ્રિય થઇ પડે તેવું કામ કર્યું નહોતું. લેડી ડૉવલીન પણ તેના પર કેટલો બધો પ્રેમ રાખતી, તેની સંભાળ લેતી, તેની કીર્તિ વધારવાના પ્રયત્નો કરતી-તેનો તો હેનરીને એકલાનેજ ખબર હતી. આવી પ્રેમાળ, ઉદાર અને સદ્‌ગુણી માતાના મૃત્યુથી હેનરીને અપાર દુઃખ થાય એ સ્વાભાવિક હતું. કદાચિત્ તેના મનની શાંતિને માટે તેને કોઇએ કહ્યું હોત કે, "અરે ! આ તો તારી ખરી માતા નહિ પણ પાલક માતા હતી" તો તે સાંભળીને ઉલટું તેને બમણું દુઃખ ઉત્પન્ન થયું હોત. કારણ કે, હેનરીની પ્રકૃતિ ઘણીજ સરળ હતી. જન્મ નહિ આપવા છતાં જન્મદાતા માતા પ્રમાણે લાલન-પાલન કરવું, એ કૃતજ્ઞ પુત્ર પર માતૃઋણનો બમણો બોજો છે-એમજ હેનરીને જણાયું હોત અને આવી જનની પાસે પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરવાનો ઇશ્વરે વખત આપ્યો નહિ તે માટે તેને વારંવાર દુઃખ થયું હોત. બે ચાર દિવસ પછી હેનરીના મનની ચિંતા ઓછી થવા લાગી અને છે તેજ સ્થિતિમાં આનંદ માન્યા સિવાય માણસનો છુટકોજ નથી, એમ વિચારી જેમ તેમ કરી તે દુઃખ ગળી ગયો. કૃતજ્ઞતા અને દુઃખથી દબાયેલા મનને હલકું કરવા પોતાની માતૃભક્તિ વિષેનો એક લાંબો કાગળ લખી તેણે કર્નલ ડૉવલીન ઉપર મોકલાવી દીધો. તે પત્ર વાંચતાંજ કર્નલ ડૉવલીનના અંતઃકરણમાં પહેલાં કરતાં પણ વિશેષ પ્રીતિ ઉત્પન્ન થઇ. લેડી ડૉવલીનનાં મૃત્યુથી દુખેલું તેનું સરળ અને ઉદાર અંતઃકરણ-તેમજ તેને વિષે તેણે પ્રકટ કરેલી વિલક્ષણ કૃતજ્ઞતા અને ભક્તિ જોઇ ડૉવલીન સાહેબનું અંતઃકરણ ભરાઇ આવ્યું. જગત્‌માં હવે તેમનું કોઇ હોય તો તે માત્ર હેનરીજ છે, એમ જણાવા લાગ્યું. હેનરીનું કેવી રીતે કલ્યાણ થાય, તેની કીર્તિ વધે અને તે કૃતજ્ઞ તેમજ સંતોષી રહે, તે વિષેનાજ વિચારો તેમને આવ્યા કરતા હતા. પતિ વિયોગને લીધે પહેલાં થોડા દિવસ તેમને દુઃખ ભોગવવું પડયું, પણ તેમનામાં માનસિક દુર્બળતા નહિ હોવાને લીધે તેમણે વર્તમાન સ્થિતિમાં સમાધાન માની હેનરીના ઉત્કર્ષ વિષે

વિચાર કરવા માંડયો. વિચાર કરતાં કરતાં તેમણે હેનરીનાં લગ્ન કરી આપવાનું ધાર્યું. એટલે કે-લગ્ન કરી આપવાથી હેનરીનાં જે કાંઇ બાળ બચ્ચાં થશે, તેને રમાડતાં પોતાના વૃદ્ધાવસ્થાનાં દિવસો સુખ-આનંદમાં પસાર થશે. આ વિચાર તેમના મગજમાં આવતાંજ તેમણે તે વિષે પ્રયત્ન કરવા માંડયો.

ઇંગ્લૅન્ડની અંદર કર્નલ ડૉવલીન જે ગામમાં રહેતા હતા, તેજ ગામમાં તેમની એક ભત્રીજી પણ રહેતી હતી. તેનો પતિ સાધારણ રીતે જરા પૈસે ટકે સુખી હતો તેમજ બન્ને પતિપત્ની સ્વભાવનાં ઉદાર અને પ્રેમી હોવાથી આખા ગામના લોકો તેમના તરફ માનથી જોતાં હતાં. તેમને એક સાધારણ ખૂબસુરત; પરંતુ ચપળ છોકરી હતી. તે છોકરી યુવાવસ્થામાં આવી હતી અને તેને લીધે હતી તે કરતાં પણ વધારે ખૂબસુરત દેખાતી હતી. તેની સાથેજ હેનરીનાં લગ્ન કરવાનો ડૉવલીન સાહેબે વિચાર કર્યો અને તેથી જ્યારે જ્યારે તે છોકરીનાં માબાપની મુલાકાત થતી તે વખતે હેનરીનાં અને તેનાં લગ્ન વિષેની તે વાત કહાડતા છોકરીનાં માબાપને આ વાત પસંદ હતી; પરંતુ પાશ્ચાત્ય દેશોમાં વિવાહ સંબંધ બાંધવાનો અધિકાર માબાપો કિંવા બીજા કોઇ વડીલ માણસને નથી. તે અધિકાર તો ખુદ વરકન્યાના જ હાથમાં છે. અવિવાહિત યુવાન પુરૂષો અને યુવાન કન્યાઓ લગ્ન પહેલાં એક બીજાની રીતભાત-આચરણ ઉપર ધ્યાન રાખીને જૂદા જૂદા પ્રસંગોએ થનારી મુલાકાતોથી પ્રેમવૃદ્ધિ થાય, ત્યાર પછીજ તેઓ લગ્ન કરે છે. વિવાહ પહેલાંની આ મુલાકાતો-સહવાસને અંગ્રેજીમાં કૉર્ટશીપ કહે છે. ડૉવલીન સાહેબને પણ આ કૉર્ટશીપની મ્હોટી અડચણ નડી. કારણ કે, વરરાજા હિન્દુસ્થાનમાં અને કન્યા ઇંગ્લન્ડમાં ! તેથી બન્નેમાં કૉર્ટશીપ બનેજ કેમ ? એ એક મ્હોટો સવાલ થઇ પડયો. તોપણ તેમણે તે વિષે વધારે ચિંતા કરી નહિ. કારણ કે, હેનરી વિદ્યાભ્યાસ તથા નોકરી માટે લગભગ ૧૯ વર્ષનો થયો ત્યાં સુધી ઇંગ્લૅન્ડમાં રહ્યો હતો અને તે વખતે તે છોકરી પણ હમેશાં ડૉવલીન સાહેબના ઘરે આવતી. બન્ને જણાં કલાક બબ્બે કલાક એક બીજાં સાથે વાતો કરતાં તથા બહાર ફરવા જતાં. આટલા દિવસના સહવાસને લીધે ઉભયને એક બીજાના સ્વભાવની તો ખબર પડેલીજ હોવી જોઇએ એમ તેમણે ધાર્યું. વળી તેમને એટલી પણ ખાત્રી હતી, કે બન્ને જણાં આજ્ઞાધારક છે-બન્નેમાં પતિ પત્ની

સંબંધને પ્રેમભાવ પણ ઉત્પન્ન થયો છે! હેનરી જો કે ઘરે નહોતો, તોપણ કોઇ કોઇ વખતે તે છોકરી ડૉવલીન સાહેબના ઘરે આવતી જતી હતી. તે આવતી ત્યારે ડૉવલીન તેની સાથે ઘણાજ આનંદથી વાત કરતા હતા અને વાતમાં ને વાતમાં લગ્નની વાત કહાડી તેમાં હેનરીનું નામ આગળ કરતા હતા. તે છોકરી તેનો કાંઇ પણ પ્રત્યુત્તર નહિ આપતાં માત્ર ઘરે ચાલી આવતી હતી. તેની મૌનવૃત્તિથી ડૉવલીન સાહેબને ઘણુંજ આનંદ થતો કે છોકરી શરમાળ અને સદ્ગુણી છે, તેમજ પોતાને મ્હોઢે ખુલાસો કરતી નથી. એકંદરે, થોડા વખત પછી ડૉવલીન સાહેબના જોવામાં આવ્યું કે, તે છોકરીની પણ લગ્ન માટે અનુમતી છે તેથી તેમણે હેનરી ઉપર ઘણીજ સ્નેહભરી ભાષામાં એક પત્ર લખ્યો અને તેમાં જણાવ્યું કે, તારા લગ્ન માટે મેં બધી વ્યવસ્થા કરી મૂકી છે, તેથી તારો શું વિચાર છે તે આ પત્ર મળતાંજ જણાવજે. હેનરીને પત્ર મળ્યો અને તેનો જવાબ પણ તેણે ઘણોજ જલદી મોકલાવ્યો. ડૉવલીન સાહેબના હાથમાં હેનરીના પ્રત્યુત્તરનો પત્ર આવ્યો કે તરત તે ઘણીજ ઉત્સુકતાથી એકદમ વાંચવા લાગ્યા. કારણ કે તેમના મનમાં ખાતરી હતી કે, મારા કાર્યથી હેનરીને ઘણોજ આનંદ થયો હશે, પરંતુ પત્ર વાંચી રહેતાંજ તેમનો આનંદ નિરાશામાં ફેરવાઇ ગયો. કાગળમાં ઘણી વાતો લખી હતી, પરંતુ તે જુદીજ રીતની હતી. હિન્દુસ્થાનની પરિસ્થિત કેવી છે, નવીન યુદ્ધ થવાનો ક્યાં સંભવ છે, બ્રિટીશ લશ્કરની સ્થિતિ કેવી છે વગેરે ડૉવલીન સાહેબના મનથી નિરૂપયોગી બાબતો ઘણી લખી હતી, પણ લગ્ન માટે તો માત્ર ત્રણ કે ચાર લીટીઓજ લખી હતી. "આપનો પ્રયત્ન મારા કલ્યાણને માટેજ છે, એ હું જાણું છું અને આપ હાલમાં જે લગ્ન વ્યવસ્થાના કામમાં પડ્યા છો—તે લગ્ન કદાચિત મને પસંદ ન હોય, તો પણ હું આપના કાર્યમાં ખલલ પહોંચાડવા—આપને નિરાશ કરવા ઇચ્છતો નથી. આપ જે કહેશો તે આજ્ઞાને મારૂં કર્ત્તવ્ય માની તેનું પાલન કરવા હું હંમેશ તૈયાર છું."

હેનરીનો પ્રત્યુત્તર વાંચ્યા પછી ડૉવલીન સાહેબને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું અને તે વિચારમાં પડી ગયા. તેમને આશા હતી કે, હેનરી આપણા આ કાર્યથી સંતોષ પામશે અને તેવાજ અર્થનો તેના તરફથી પત્ર આવશે; પરન્તુ હેનરીને વિવાહ માટે જોઇએ તેટલો

ઉત્સુક નહિ જોઇ તેમનું મન ઘણુંજ ખિન્ન બની ગયું. હેનરીના પત્રથી જો કે તેમને થોડુંક ખોટું તો લાગ્યું, પણ તેથી કાંઇ હેનરી પર તેમને ગુસ્સો આવ્યો નહિ કિંવા તેના તરફ તિરસ્કાર પણ ઉત્પન્ન થયો નહિ. લગ્ન કરવાંજ નહિ, કિંવા અમુક વખત પછી કરવાં એવો જે પાશ્ચાત્ય યુવાનોમાં એક જાતનો ખ્યાલ હોય છે, તેવાજ કોઇ કારણને લીધે હેનરીએ નાપસંદગી દર્શાવી છે, એમ તેમણે માન્યું, અને તેથી તેમણે લગ્ન કરવાનો વિચાર કાયમ કરી અધિકારવાણીયુક્ત એક પત્ર હેનરીપર મોકલાવ્યો. હવે વિલંબ કરવો નકામો છે, કારણ કે, આ લગ્ન હેનરીને પસંદ નથી, તોપણ જ્યાં સુધી આજ્ઞાધારક છે-તેટલા વખતમાંજ તેનાં લગ્ન કરી નાખવાં એ તેમને યોગ્ય જણાયું. ડૉવલીન સાહેબ તે છોકરી પાસે લગ્નની વાતો કહાડતા હતા, પણ તેમાં સ્પષ્ટપણા કરતાં સંદિગ્ધપણું વિશેષ હતું. અને પાશ્ચાત્ય દેશોના રીતરિવાજો વિષે વિચાર કરી જોતાં ખુલ્લી રીતે પૂછવાનું ધૈર્ય તેમને થતું નહોતું, તોપણ એક દિવસે પુત્ર પ્રેમને લીધે તેમણે તેમના દેશની રીતભાતને તિલાંજલી આપી તેને પુછ્યું:-

"હેનરીની સાથે તારાં લગ્ન થાય એવી મારી ઇચ્છા છે. તું તે માટે કબુલ છે?"

ડૉવલીન સાહેબનો પ્રશ્ન સાંભળી તે છોકરીને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું ને બોલી-"પણ હેનરીએ તો અહિં હતા ત્યારે મારી સાથે પૂર્વ પ્રેમ કોઇ પણ દિવસ બતાવ્યો નથી! શું તેઓ મારી સાથે લગ્ન કરવાને ખુશી છે?"

"તે વિષે મેં હજી સૂધી તેને પૂછ્યું નથી, પણ તારૂં નામ સાંભળ્યા પછી મારી ખાતરી છે કે તે કબૂલ થશે. જો કે તેણે પૂર્વપ્રેમ પ્રકટ કર્યો નથી તોપણ તેનો મારાપર પ્રેમ છે, એમ તો હું ધારૂં છું. વળી મારી આજ્ઞાનું કદિ તે ઉલ્લંઘન કરશે નહિ એવી મારી ખાતરી છે. મને હેનરી સિવાય બીજું કોઇ પણ સંતાન નથી, તેમજ તારા પિતાને પણ તું એકલી છે. ઇશ્વર કૃપાએ અમારા બન્નેની માલમીલકત-સંપત્તિ પણ ઘણી છે તેથી આ લગ્નને લીધે તે બધાં પર હેનરીની અને તારી સત્તા રહેશે તેમજ બન્ને જણાં ઇંગ્લૅન્ડમાં ઘણાં માનપાન સાથે જીંદગી ગુજારી શકશો."

ઉપર પ્રમાણે ભાવી વૈભવોની વાતો કહી ડૉવલીન સાહેબે તે

છોકરી પાસેથી અનુમતી મેળવી. અનુમતી મળતાં ડૉવલીન સાહેબને જે આનંદ થયો, તે અવર્ણનીય હતો. તેમણે જેવી રીતે તે છોકરીને તેના ભાવી સુખનું ચિત્ર બતાવ્યું તે પ્રમાણે તે પોતે પણ ભાવી સુખના આનંદમાં વલ્લીન થઇ ગયા. હેનરીનું અને તે છોકરીનું લગ્ન ઘણાજ ઠાઠમાઠથી કરી આપ્યું છે—હેનરીનાં સુંદર ન્હાનાં બાળકોને આપણે રમાડીએ છીએ વગેરે અનેક પ્રકારની કલ્પનાનાં ચિત્રો તેમને દેખાવા લાગ્યાં; પરન્તુ **न जाने जानकीनाथ प्रातःकाले किं भविष्यति** એવો બનાવ તેમના બાબમાં પણ બન્યો ! ઉપરોકત બનાવ બનવા પછી ચાર પાંચ દિવસે ડૉવલીન સાહેબ એકદમ માંદા પડયા અને તેમાંથી પોતે બચી શકશે નહિ, એમ તેમના મનમાં પક્કી ખાત્રી થઇ. તેમની સુખાશા—પ્રયત્ન—અને કલ્પનાનાં ચિત્રો-બધાંનો નાશ થઇ ગયો તે બધાંને પ્રત્યક્ષ જોવા પહેલાંજ મૃત્યએ તેમનાપર પોતાની જાળ પાથરી અને ડૉવલીન સાહેબ આલોક છોડી પરલોક ચાલ્યા ગયા.

પોતે હવે બચશેજ નહિ એવી જ્યારે તેમને પક્કી ખાતરી થઇ ત્યારે તેમણે પેલી છોકરીને બોલાવી અને કેટલાક મહત્વના કાગળ પત્રો તથા પોતાનું મૃત્યુપત્ર એક કોથળીમાં નાખી તેને સ્વાધીન કીધું. કોથળી આપતી વખતે તેમણે તેને કહ્યું કે, “ આ કોથળી તું હેનરી ઇંગ્લૅન્ડમાં આવે ત્યારે તેને સ્વાધીન કરી તેની સાથે લગ્ન કરજે. તેની અંદર કાગળો છે, તે ઘણાજ ઉપયોગી છે તેથી કોઇના પણ હાથમાં જાય નહિ તે માટે ખબરદારી રાખજે. હું ધારૂં છું કે તું મારી આજ્ઞાનું પાલન કરીશજ, તોપણ તને ઇશ્વરના સોગન આપીને કહું છું કે આ કોથળી તું હેનરીને જરૂર સ્વાધીન કરજે. તેમાં જરાપણ દગો ફટકો થશે તો ઇશ્વરનો કોપ તારા ઉપર ઉતર્યા સિવાય રહેશે નહિ એટલું ખાસ ધ્યાનમાં રાખજે ! ”

# પ્રકરણ ૫ મું.

## રાયનો રંક.

જે છોકરી સાથે હેનરીનાં લગ્ન થાય એવી ડૉવલીન સાહેબની ઇચ્છા હતી અને જેના ઉપર વિશ્વાસ રાખી તેમણે પોતાના મૃત્યુ વખતે પોતાનું સર્વસ્વ જેના સ્વાધીન કર્યું હતું, તે છોકરી સાથે લગ્ન કરવાની હેનરીની બિલકુલ ઇચ્છા નહોતી. તે બન્નેને એક બીજાનો થોડો ઘણો પરિચય હતો. તે ઉપરથી તેણે તેના સ્વભાવની થોડીઘણી પરીક્ષા કરી લીધી હતી અને તેથી તેને ખાત્રી હતી કે છોકરી ખરાબ આચરણોવાળી હોવાથી તેની સાથે લગ્ન કરવું ઇષ્ટ નથી. હેનરીએ તેની પરીક્ષા કરી હતી, ને બરાબર હતી. જે વખતે ડૉવલીન સાહેબ તેને હેનરી સાથે લગ્ન કરવાની વિનંતિ કરતા હતા, તે વખતે તે તો એક છેલબટાઉના ઉપર આશક પડી હતી અને તેની સાથે લગ્ન કરવાનું તેણે નક્કી કરી રાખ્યું હતું. પેલી મોહરબંધ કોથળીને નહિ ઉઘાડવા માટે ડૉવલીન સાહેબે તેને ભાર દઇને સૂચના કરી હતી તેથી સ્ત્રીસ્વભાવાનુસાર તેના મનમાં જીજ્ઞાસા ઉત્પન્ન થઇ અને તેથી તેણે તે કોથળી ઉઘાડવાની સલાહ પોતાના આશકને આપી. જેવી દેવી, તેવો દેવ યાને 'આવ ભાઇ હરખા અને આપણે બન્ને સરખા' એવો જ્યાં ન્યાય હોય ત્યાં પછી શું બાકી રહે? કાંઇજ નહિ. પેલા ઇશ્કીલાલાને તે વાત પસંદ પડી અને બન્ને આશક-માશુકે તે કોથળીમાં શું છે, તે જોવાનો વિચાર કર્યો. આ ઉપરથી બન્ને જણાં કેટલા બધા નીચ સ્વભાવનાં હોવા જોઇએ તેની કલ્પના થઇ શકે છે. કદાચિત્ તે છોકરીએ અજ્ઞાનને લીધે નેમ કરવાનો વિચાર કર્યો હશે એમ આપણે ધારીએ; તોપણ તેનો પ્રિયતમ કાંઇ એટલો બધો અજ્ઞાન નહોતો. તેણે આ પાપ કર્મ છે-અન્યાયયુક્ત છે-એમ પોતાની ભાવી પત્નીને સમજાવવું જોઇતું હતું. પરંતુ સભ્યતા, ધર્મ, ન્યાય, નીતિ, સમાજ બંધન વગેરેથી તે અલીપ્ત હોવાને લીધે તેણે સારી સલાહ આપવાને બદલે ખરાબજ સલાહ આપી. એટલુંજ નહિ, પણ તે પાપ-કર્મ કરવા માટે ઉલટું તેને ઉત્તેજન આપવા લાગ્યો.

પાશ્ચાત્ય દેશોમાં બીજાના નામનો સાદો પત્ર વાંચવાનું કામ પણ અનીતિનું ગણાય છે. ત્યારે આ તો મૃત્યુશય્યાપર વરફડતી એક

વ્યક્તિએ ઇશ્વરના સોગંદ આપી ઘણાજ વિશ્વાસથી સ્વાધીન કરેલા કાગળો હતા; પરંતુ જેઓનાં અંતઃકરણો પાપમય થયેલાં હોય, તેઓના મનમાં પોતે વિશ્વાસઘાત કરે છે એમ ક્યાંથી આવે ? આખરે બન્ને જણે મળીને તે કોથળીનું સીલ તોડયું અને અંદરના કાગળપત્રો બહાર કહાડયા. આ બન્ને નીચ અંતઃકરણની વ્યક્તિઓએ કોથળીને પાછી પૂર્વવત્ બનાવવા માટે કૃત્રિમ સીલની પણ તૈયારી કરી રાખી હતી! બહાર કહાડેલા ત્રણ કાગળોમાં એક ડૉવલીન સાહેબે મરણ પામવા પહેલાં બનાવી રાખેલું મૃત્યુપત્ર હતું. તેની અંદર પોતાની બધી સ્થાવર જંગમ મીલકત હેનરીને આપી જવાનો ઉલ્લેખ કર્યો હતો. તે મૃત્યુપત્રને એક બીજો પત્ર ટાંચણીથી જોડી રાખ્યો હતો. તેમાં લખ્યું હતું કે, કદાચિત્ કેટલાંક કારણો ઉપલબ્ધ થાય અને હેનરી મારો વારસ પુત્ર નથી એમ સિદ્ધ થાય, તોપણ મારા મૃત્યુપત્ર મુજબ હું મારી બધી સંપત્તિ તેનેજ સોંપી જાઉં છું. બીજા કાગળની અંદર ડૉવલીન સાહેબને હેનરી વિષે જેટલી મ હિતી મળી હતી, તેનું વિગતવાર વર્ણન કર્યું હતું, અને ત્રીજા કાગળમાં હેનરીને સદુપદેશ કર્યો હતો. કે તું મને વારસ પુત્ર કરતાં પણ વિશેષ પ્રિય છે અને તેની ખાત્રી તને આજ સૂધી પાળીપોષીને મ્હોટો કર્યો, એ ઉપરથી થઇ હશે; તેથી તારા આ પાલક પિતાના ઉપદેશનું કદી પણ ઉલ્લંઘન કરીશ નહિ. એમ તે કાગળના આરંભમાંજ ડૉવલીન સાહેબે હેનરીને લખ્યું હતું.

ઉપરોક્ત ત્રણે પત્રો વાંચી રહ્યા પછી કુટીલ પ્રકૃતિનાં આશક માશુકને જેટલું આશ્ચર્ય લાગ્યું, તેટલોજ આનંદ પણ થયો. તરતજ બન્ને જણાએ કપટવ્યૂહની બાજી રચી તેજ વખતે ડૉવલીન સાહેબના મરી જવાનો કાગળ હેનરી ઉપર લખ્યો. તેની અંદર ડૉવલીન સાહેબના મૃત્યુ સિવાય બીજો કોઇપણ જાતનો ઉલ્લેખ કર્યો નહતો. હેનરીનાં કમનસીબે ડૉવલીન સાહેબે તે છોકરીના સ્વાધીનમાં કેટલાક કાગળપત્રો આપ્યા છે, એવી કોઇને ખબર નહોતી તેથી તે વાત ફૂટવાની તો તેઓને ધાસ્તીજ નહોતી. મેજર ડૉવલીનને તે પત્ર હિંદુસ્થાનમાં મળતાંજ તેના દિલમાં સખ્ત આઘાત થયો અને પોતાના સેનાપતિની રજા લઇ તે હિંદુસ્થાનમાંથી ઇંગ્લૅન્ડમાં આવવા માટે ઉપડયો. ઇંગ્લૅન્ડમાં આવ્યા પછી નીકટનાં સગાં સંબંધી બીજા કોઇ નહિ હોવાથી હેનરી પેલી છોકરીનાજ ઘરે પહેલો ગયો અને ત્યાંની પદ્ધતિ પ્રમાણે

તેણે તેની પાસે પિતૃશોક પ્રકટ કર્યો. પેત્રીએ પણ આંખમાં કૃત્રિમ આંસુ લાવી હેનરીના મનનું સમાધાન કર્યું. બે ચાર દિવસમાં પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે પિતૃશ્રાધ્ધ વગેરે કરી, પિતાનું નામ અક્ષય રહે તેવી તેણે વ્યવસ્થા કરી. એટલું કર્યા પછી પિતાની બધી સંપત્તિની વ્યવસ્થા કરવાનો તેણે આરંભ કર્યો. તે રહેતો હતો તેથી થોડે દૂર એક ગામડામાં ડૅાવલીન સાહેબની ઘણી જમીન હતી, તેથી ત્યાંની વ્યવસ્થા કરનારને મળી તેની ઓળખાણ કરી લેવી એમ ધારી તેણે ત્યાંના વ્યવસ્થાપકને પોતે ત્યાં જલદી આવનાર છે, એવી સુચનાનો પત્ર લખ્યો. તે પત્ર પોસ્ટમાં નાખીને જેવો તે પાછો આવે છે એટલામાં સેજ મેનેજર તરફથી તેને એક પત્ર આવ્યો. પેત્રી કપટી નીચ છોકરીએ કર્નલ ડૅાવલીનની જે જે ઠેકાણે મિલકત હતી, ત્યાંના બધા વ્યવસ્થાપકોને પોતાના વકીલ મારફત લખી જણાવ્યું હતું કે. હેનરી ડૅાવલીન, કર્નલ ડૅાવલીનનો ખરો પુત્ર નથી. તે તેમનો પાળકપુત્ર છે. અર્થાત્ તેમની બધી સંપત્તિપર મારો હક્ક છે. તેથી મેજર ડૅાવલીન ત્યાં આવી જો કાંઇ ઘોટાળો કરશે તો તે બધાના જવાબદાર હું તમોને ગણીશ. વકીલનો પત્ર વાંચી બધા વ્યવસ્થાપકોને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું અને તે છોકરીના આવા નીચ કામ માટે તેઓને તિરસ્કાર આવ્યો. એક જણે આ હકીકતની ખબર મેજર ડૅાવલીનને લખી જણાવી. પત્ર મળતાંજ મેજર ડૅાવલીને ગુસ્સાના આવેશમાં તે પત્રના ટુકડે ટુકડા કરી ફેંકી દીધા. તે છોકરી આવી કુટીલ મનોવૃત્તિની અને નીચ બુદ્ધિની છે, એવી તેને પહેલાંથીજ ખબર હતી, તેથી તે પત્ર વિષે તેને કાંઇ વધારે લાગ્યું નહિ, પોતે ડૅાવલીન સાહેબનો ખરો પુત્ર નથી, એ કલ્પના પણ તેના મનમાં આવી નહિ. તેણે બધી વ્યવસ્થા જોવા જવાનો જે દિવસ નક્કી કર્યો હતો તેમાં બિલકુલ ફેરફાર નહિ કરી તરતજ તેણે તે માટે તૈયારી કરી અને આમ બહાર ચાલ્યો ગયો. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં ત્યાંના લોકો તેને પોતાનો શેઠ માનીને માન આપતા હતા અને તેનો શાંત, ઉદાર ચ્હેરો જોઇ તેના પર પ્રેમ કરતા હતા. હેનરીનો સ્વભાવ ઉદાર અને મનમિલાઉ હોવાથી તેણે દરેકની સાથે આનંદથી વાતચિતો કરી અને તેઓનાં ન્હાનાં ન્હાનાં બચ્ચાંઓને ઘણી ઉપયોગી ચીજો ભેટ આપી. જે લોકો પાસે તેનું લ્હેણું નીકળતું હતું અને જેઓ આપી શકવાને અશક્ત હતાં તેઓને તેણે તે બધું માફ કરી દીધું. આ બધા વ્યવસ્થાપકો હેનરીની કાર્યકુશળતા

જોઇ આનંદ પામ્યા અને પોતાને આવો કદર જાણે તેવો શેઠ મળ્યો તે જોઇ ઇશ્વરનો આભાર માનવા લાગ્યા. હેનરી આવી રીતે પોતાની બધી ભૂસંપત્તિની વ્યવસ્થા જોતો હતો એટલામાં પેલી છોકરીના વકીલનો એક કાગળ તેના પર આવ્યો. તેમાં " તમે ડૉવલીન સાહેબના ખરા પુત્ર નથી, તમારો તેમની સંપત્તિપર બિલકુલ હક્ક નથી, તમે તેમની મિલકતના કામમાં માથું મારો છો, તે કાયદેસર નથી, તેથી તેના જવાબદાર તમે પોતે છો. તમે ડૉવલીન સાહેબના પુત્ર નથી, એ વિષેનો અમારી પાસે ખાતરી લાયક પૂરાવો છે." એ વિષેની હકીકત તે પત્રમાં લખેલી હતી. મેજર ડૉવલીનને પત્ર વાંચતાંજ જરા તિરસ્કારથી હસવું આવ્યું અને તે પત્ર પણ તેણે ફાડીને ફેંકી દીધો. આવી રીતે બધી જમીનની વ્યવસ્થા કર્યા પછી મેજર ડૉવલીન પાછો પોતાને ગામ આવ્યો.

ડૉવલીન પોતાના ઘરમાં પગ મૂકીને સ્થિર થાય નહિ એટલામાં તો પેલી છોકરી તરફથી લંડનમાં કરેલી ફરિયાદીનો સમન્સ આવ્યો. સમન્સ લાગતાંજ તેણે વિચાર્યું કે મરતી વખતે કદાચિત્ તેના બાપને સનેપાત થયો હોવો જોઇએ, અને તે સનેપાતના લવારામાં 'હેનરી મારો પુત્ર નથી' એમ કાંઇ પણ બોલ્યા હોવા જોઇએ, તેથી તે શબ્દો પરજ આ કપટી છોકરીએ પોતાની ઇમારત રચી હોવી જોઇએ. ગમે તેમ થાય, ડૉવલીને તો માન્યું કે તે ડૉવલીન સાહેબનો પુત્ર નથી એમ તે સિદ્ધ કરી શકશે નહિ. વળી લંડનના જે ચર્ચની અંદર મારો નામકરણ સંસ્કાર કરવામાં આવ્યો છે, તેજ ધર્માધ્યક્ષને કૉર્ટમાં લાવીને હાજર કરીશ એટલે થયું, એમ વિચાર કરી ડૉવલીન તપાસનો દિવસ આવે ત્યાં સૂધી નિશ્ચિંતજ રહ્યો. તપાસના દિવસે તે લંડન ગયો અને પેલા ધર્માધ્યક્ષને લઇને કૉર્ટમાં હાજર થયો. તે દિવસે કૉર્ટમાં પુષ્કળ ગરદી થઇ હતી. કારણ કે, કર્નલ ડૉવલીન ઇંગ્લૅન્ડમાં ઘણુંજ પ્રસિદ્ધ હતા તેમજ મેજર ડૉવલીને પણ પોતાની સારી નામના મેળવી હતી અને તેથી મેજર ડૉવલીન કર્નલ ડૉવલીનનો ખરો પુત્ર નથી, એ સાંભળવા માટે લોકોમાં વિલક્ષણ જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી તેથી કૉર્ટ ખીચોખીચ ભરાઇ ગઇ હતી. કૉર્ટનું કામ શરૂ થતાંજ મેજર ડૉવલીને ધર્માધ્યક્ષની સાક્ષી લેવાની વિનંતિ કરી; પરંતુ તે માન્ય નહિ કરતાં ન્યાયાધિશે ખુદ ડૉવલીન સાહેબે હેનરી વિષે હકીકત લખી રાખી હતી તેજ પત્ર ડૉવ-

લીનને વાંચવા આપ્યો. કર્નલ ડૉવલીનના હસ્તાક્ષર છે એમ પહેલાં સોગંદ ખાઇ પછી તે કાગળ મનમાં ને મનમાં વાંચવા લાગ્યો. કાગળ વાંચી રહેતાંજ માથાપર વજાઘાત થયો હોય, તેવી તેની સ્થિતિ થઇ ગઇ. ખુદ કર્નલ ડૉવલીને 'હેનરી મારો ખરો પુત્ર નથી, પણ રસ્તામાં મળેલો એક હિન્દુનો છોકરો છે!' એમજ જ્યારે લખ્યું છે, તો પછી હું તેનોજ પુત્ર છું, એમ કહેવાનો મને શો અધિકાર છે ? એમ ધારી મેજર ડૉવલીને શાંત રીતે નિ:સંકોચવૃત્તિએ ન્યાયાધિશને ઉત્તર આપ્યો:-"જેમણે મારૂં આજ સૂધી પુત્રવત્ પાલનપોષણ કર્યું, તેમણે લખી રાખેલી આ હકીકત હું વિશ્વાસપૂર્વક કબૂલ કરૂં છું અને તેથી હું એક હિન્દુ ગૃહસ્થ હોવાથી યૂરોપિયન ગૃહસ્થની સંપત્તિપર માલેકીનો હક્ક સાબીત કરવાનો મને કોઇ પણ જાતનો અધિકાર નથી, એ હું ખુલ્લા અંતઃકરણથી કબૂલ કરૂં છું."

ડૉવલીનનો ઉત્તર સાંભળી કૉર્ટમાંનાં બધાં માણુસો આશ્ચર્યચકિત થઇ ગયાં. ડૉવલીનના વકીલે તથા તેના પક્ષના માણુસોએ ન્યાયાધિશને જણાવ્યું કે, જેણે આજ સૂધી હેનરી ડૉવલીનનું પુત્રવત્ પાલન કર્યું, તેણે મૃત્યુ વખતે હેનરી માટે કાંઇ પણ નહિ રાખ્યું હોય એ સંભવતુ નથી. કદાચિત્ ડૉવલીનનેજ બધી સંપત્તિ આપી હશે, માટે ન્યાયાધિશે વિચાર કરી જોવો. ન્યાયાધિશને પણ તે વાત પસંદ પડી; પરંતુ કાયદો તેમ કરવાને નહિ ફરમાવતો હોવાથી તેમણે હેનરી ડૉવલીનના ચરિત્રલેખમાં જે જે વસ્તુઓ મળવાનું લખ્યું હતું. તેટલીજ ડૉવલીનને આપી, બાકી બધી માલ મીલકત પેલી છોકરીને સ્વાધીન કરી. ડૉવલીનને જે જે વસ્તુઓ આપવામાં આવી, તે કૉર્ટની અંદર આપવામાં આવી ડૉવલીનનાં ચરિત્રલેખમાં તે બધી વસ્તુઓ જે ઠેકાણે કોઇ દિવસ કોઇ માણુસ જાય નહિ એવી એક ઓરડીમાં ગાડીની અંદર જે પેટીઓ મળી હતી તે પેટીની અંદરજ હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. તરતજ ન્યાયાધિશે તે પેટીઓ કૉર્ટની અંદર મંગાવી અને તેને ઉઘાડી તેમાંથી બધી વસ્તુઓ બહાર કહાડી. પેટીની વસ્તુઓ જોતાંજ કૉર્ટની અંદર ભેગા થયેલા લોકોને મેજર ડૉવલીન એક હિન્દુ રાજપુત્ર છે, એ માટે સંશય ન રહ્યો. તેઓ તે અમૂલ્ય વસ્તુઓ જોઇ આશ્ચર્યચકિત થઇ ગયા. પેલી છોકરી તથા તેના આશકને પણ પેટીમાંથી નીકળેલાં અમૂલ્ય

વસ્રાલંકારો જોઇ પહેલાંથીજ તેને તફડાવી નહિ લેવા માટે પસ્તાવો થવા લાગ્યો. તેમાંના કેટલાક અલંકારો તો કર્નલ ડૉવલીનની ભુસંપત્તિ કરતાં પણ વિશેષ કિંમતી છે, એ જોઇ તે નખરેબાજ નાજનીનને ઘણુંજ અનુતાપ થયો. મેજર ડૉવલીનની સ્થિતિ આ વખતે કાંઇક જુદીજ હતી. આ વખતે તેને પેલાં સ્વપ્નની યાદ થઇ આવી. જન્મદાતા માતાપિતાનું કલ્પનાચિત્ર તેની આંખ આગળ તરી આવ્યું. તેની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. આ પારકા દેશમાં આપણાં અશ્રુ લુછવાને કોઇ પણ આપ્તજન નથી એમ ધારી તેણે પોતેજ પોતાનાં અશ્રુ લુછી નાંખ્યાં અને બધો સામાન લઇ તે કૉર્ટમાંથી બહાર આવ્યો.

આ તરફ લંડનવાસીઓ ફરિયાદી તરફ કૌતુહલ દૃષ્ટિએ જોવા લાગ્યા. કેસનો નિકાલ થતાંજ ' યોગ્ય ન્યાય થયો છે, ' એમ ઘણા ખરા કહેવા લાગ્યા; પરંતુ આ ન્યાય કેટલો ખરો હતો, તેની તો વાંચકવૃન્દને ખબરજ છે. અસ્તુ. આપણે તે સાથે વધારે કામ નથી. આપણા સ્વદેશબંધુ મેજર ડૉવલીનની હવે કેવી સ્થિતિ થઇ, તેજ આપણને જોવાનું છે, કૉર્ટમાંથી બહાર નીકળી તે રસ્તા પર તો આવ્યો પરંતુ હવે ક્યાં જવું તેનો તેને વિચાર થઇ પડયો. થોડા વખત પહેલાં જે શખ્સ પોતાની માલેકીના મહેલમાંથી નીકળીને કૉર્ટમાં આવ્યો હતો, તેજ શખ્સ અત્યારે આશ્રયહીન–ઘરબાર વિનાનો–ભીખારી જેવો થઇ પડયો હતો. તેના મનમાં અત્યારે કેટલું દુઃખ થતું હશે તેની કલ્પના તો વાંચકોએજ કરી લેવી. લંડનમાં તેના ઘણા મિત્રો હતા, પણ આજ તેના મિત્ર તરીકે બહાર પડનાર કોઇ નહોતું. એકંદર રીતે જોતાં પાશ્ચાત્ય લોકોમાં અંગ્રેજો સભ્ય અને ઉદાર તરીકે વધારે પ્રસિદ્ધ છે; પરંતુ તેઓમાં પણ પાશ્ચાત્યોની માફક વર્ણદ્વેષ ઘણુંજ છે. વર્ણદ્વેષ–કાળા ગોરાનો ભેદ–તે તો પાશ્ચાત્યોનો સ્વભાવ ધર્મજ બની ગયો છે. મેજર ડૉવલીનના આટલા દિવસ સૂધી ઘણા સ્નેહીઓ હતા. પાશ્ચાત્ય સમાજ તેના સચ્ચારિત્રને લીધે તેની તરફ ઘણીજ માનભરેલી દૃષ્ટિથી જોતો હતો; પરંતુ આજે–તેજ મેજર ડૉવલીન એક હિન્દુ છે એટલું સમજતાંજ તેજ આંગ્લસમાજ તેના તરફ તિરસ્કાર દર્શાવવા લાગ્યો. તેના ઇષ્ટ મિત્રો તેને પોતાનો સ્નેહી કહેવરાવવામાં હલકાપણું સમજવા લાગ્યા. એટલુંજ નહિ, પણ દુઃખપર ડહામની માફક એક લશ્કરી અધિકારીએ આવીને તેને જણાવ્યું કે, તું એક હિન્દુ છે. તેથી તને મેજરની પદ્વીથી

દૂર કરવામાં આવે છે ! અહા ! ડૉવલીનની કાર્યતત્પરતા, સુશીલતા, શૌર્ય, રણકૌશલ્ય—એ બધાપર માત્ર હિન્દુ હોવાને લીધે પાણી ફરી વળ્યું ? રસ્તામાં ઘરે ઘરે ભટકનારા ભીખારીઓમાં અને ડૉવલીનમાં હવે શો ફરક રહ્યો ? ભીખારીનું તો એટલુંએ સૌભાગ્ય છે કે તે વગર હાસ્તીએ જ્યાં ત્યાં પોતાનો હાથ લાંબો કરી શકે છે; પરંતુ આપણા ડૉવલીનની સ્થિતિ તો ભીખારી કરતાં પણ બદતર—શોચનિય હતી ! !

---

## પ્રકરણ છઠું.

---

### પ્રણયાહુતિ !

ગયા પ્રકરણની હકીકત વાંચ્યા પછી વાંચકોના મનમાં કદાચિત એવી શંકા ઉત્પન્ન થઇ હશે કે, મેજર ડૉવલીનને આટલી બધી વિપદાવસ્થામાં આવવાનું કારણ શું ? તેની પાસે અમૂલ્ય વસ્ત્રાલંકારો હતા, તો પછી એક ભીખારી કરતાં પણ ખરાબ દશા તેની કેમ થઇ જાય ? આ પ્રશ્નનો ઉત્તર તદ્દન સહેલો છે. ડૉવલીન જેવા ઉદાર, સચ્ચરિત્ર માણસના અંતઃકરણમાં પિતૃધન વેચવાનો વિચાર આવે, તો તો પછી તેને ક્ષુદ્ર હૃદયનો કહેવામાં કોઇપણ જાતનો દોષ નથી; પરંતુ તેના શરીરમાં પવિત્ર હિન્દુ રક્તનો પ્રવાહ વહેતો હોવાથી તેવો વિચાર તેના મનમાં આવ્યો નહિ. જન્મથીજ માતાપિતાનો વિયોગ—તેમાં પણ વળી દૈવયોગે તેમનાં સ્મૃતિચિહ્નરૂપ જે સંપત્તિ મળી—તે પણ પોતાથી દૂર ન થાય એવું તેના મનમાં સહજજ આવ્યું અને તેથી તેણે તે સંપત્તિ નહિજ વેચવાનો ઠરાવ પોતાના મનમાં કર્યો. સંરક્ષક પિતાની સંપત્તિથી પોતે વિમુખ થયો તે માટે પહેલાં તો તેના મનમાં જરા લાગી આવ્યું, પણ થોડા વખત પછી તેના તે વિચારો બદલાઇ ગયા અને થયું તેજ સારૂં થયું એમ તેણે માન્યું. જે સંપત્તિ ઉપર કાયદેસર પોતાનો અધિકાર નથી તે સંપત્તિ મળીજ નહિ તે સારૂં થયું; એમ તેના મનમાં વિચારો આવવા લાગ્યા. ડૉવલીનનું અંતઃકરણ કુદરતીજ ઉદાર અને આશાવાદી હતું. નિરાશ થઇ, શું કરૂં ? ક્યાં જાઉં ? એવા બ્હીકણ વિચારો તેના મનમાં આવતા નહોતા. કોઇપણ કામમાં ધૈર્યથી નહિ ડગમગતાં પોતાનું કાર્ય સિદ્ધ કરવું એવાજ વિચારનો તે

હતો અને તેથી પોતાના ઉપર આવી પડેલા વખતને તે દુઃખરૂપ માનતો નહોતો. ઇશ્વર ઉપર તેને અડગ વિશ્વાસ હતો. દયામય—ભક્ત-વત્સલ પરમાત્મા ગમે તેવા સંકટના વખતમાંથી પણ પોતાને પાર પાડશે એવી તેને શ્રદ્ધા હતી. કૉર્ટમાંથી નીકળી રસ્તાપર આવ્યા પછી, હવે શું કરવું—તે વિષે તેણે વિચાર કરવા માંડયો. આખરે વિચાર કરતાં કરતાં તેણે ગમે તેવો પ્રયત્ન કરી પોતાની જન્મભૂમિ—પોતાનો સ્વદેશ, પોતાની માતૃભૂમિ—જે ભરતખંડ-ત્યાં જવાનો અને જીંદગી સૂધી તેનીજ સેવા કરવાનો નિશ્ચય કર્યો. સ્વદેશ પ્રેમની લહરીઓ તેના અંતઃકરણમાં ઉછળવા લાગી. તેનું હૃદય ભરાઇ આવ્યું. તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી અને તેજ પળે તે પોતાના હિન્દુ નોકર બન્નુને ભેટી પડયો અને પ્રેમાશ્રુથી તેને ભીંજવી નાખ્યો !

પ્રિય વાંચકગણ ! અત્યાર સૂધી અમોએ બન્નુ વિષે કાંઇ પણ કહ્યું નથી, એ ખરેખર એક મ્હોટી ભૂલ કરી છે. બન્નુ જાતિનો ભીલ હતો પણ શૂરવીર, બુદ્ધિમાન તથા વિશ્વાસુ હતો. તે અંગ્રેજી લશ્કરમાં નોકરીએ હતો, ત્યારે તેની હોશિયારી તથા કર્ત્તવ્યપરાયણતા જોઇ ડૉવલીને તેને પોતાનીજ ખીદમતમાં રાખ્યો હતો. લાંબા વખતના સહવાસથી તેને ભાંગ્યું-તુટયું અંગ્રેજી બોલતાં આવડતું હતું. ડૉવ-લીનનો તેનાપર ઘણોજ પ્રેમ હતો અને તેથી તેને પોતાનો દેશ-સંપત્તિ વગેરે બતાવવા માટે તે સાથે લાવ્યો હતો. પોતાના માલેકની હીનસ્થિતિ જોઇ તે ધૈર્યથી નહિ ડગમગતાં તેનો ઉત્સાહ વધે એવીજ વાતો કરતો હતો. આખરે ડૉવલીને હિન્દુસ્થાનમાં જવાનો વિચાર કર્યો. પરંતુ બન્ને જણાથી ત્યાં સૂધી પહોંચાય તેટલા પૈસા તેની પાસે નહોતા તેથી તેણે પહેલાં ફ્રાન્સમાં જવાનું નક્કી કર્યું અને ત્યાં જઇ નોકરી કરી થોડાક પૈસા એકઠા કર્યા પછીજ હિન્દુસ્થાનમાં જવું એમ નિશ્ચય કર્યો. તેના ખીસામાં થોડાક પૈસા તો હતાજ. વળી તેની પાસે એક હીરાની વીંટી તેમજ બીજી થોડીક કિંમતી ચીજો પણ હતી. તે બધી ચીજો તથા કીમતી વીંટી બન્નુને આપી તેણે વેચી આવવા કહ્યું. બન્નુ તે ચીજો વેચી આવ્યો અને જે પૈસા આવ્યા તે લઇ તેજ દિવસે બન્ને જણા ફ્રાન્સમાં ચાલ્યા ગયા. તે વખતે ફ્રાન્સમાંથી નેપોલિયનની સત્તા નીકળી ગઇ હતી. તેની જગ્યાએ લુઇ વંશનો એક પુરુષ રાજ્ય કરતો હતો. તેને અંગ્રેજોની કૃપાથીજ રાજગાદી મળી હતી તેથી કોઇ પણ અંગ્રેજ વ્યક્તિ તરફ તે ઘણોજ આદર-

માનથી જોતો હતો. હેનરી ડૉવલીને રાજાની મુલાકાત લીધી અને રાજાએ તેના તરફ સહાનુભૂતિ દર્શાવી પોતાના લશ્કરમાં તેને મેજરની પદ્દિ આપી. થોડા દિવસની અંદર પોતાના મળતાવડા સ્વભાવને લીધે હેનરી ફ્રાન્સની અંદર દરેક જણને પ્રિય થઇ પડયો. જ્યાં ત્યાં તેની વાહ વાહ બોલાવા લાગી. દરેક જણ તેના તરફ આદર દર્શાવા લાગ્યાં. ત્યાં તેને કેટલાક મિત્રો પણ થયા અને તેઓની સાથે તે ઘણુંજ આનંદથી ફ્રાન્સની અંદર રહેવા લાગ્યો. તેના મિત્રો માંહેલા એક શ્રીમાન્ અને કુળવાન મિત્રને તેની સાથે ઘણીજ ગાઢી દોસ્તી થઇ ગઇ હતી. તેનો બાપ તથા તેની બ્હેન પણ ડૉવલીન તરફ ઘણુંજ માન દર્શાવતાં અને તેને વારંવાર પોતાના ઘરે જમવા માટે બોલાવતાં. આવી રીતે તે કુટુંબમાં વખતો વખત જવાથી ડૉવલીનનો તથા તે કુટુંબનાં માણસોનો સ્નેહ ઉત્તરોત્તર વધવા લાગ્યો. ત્યાંનાં ઘણાં માણસોને ડૉવલીન એક દિવસ પણ ન મળે તો કાંઇનું કાંઇ થઇ જવા લાગ્યું. વિશેષત: ડૉવલીનના મિત્રની જે એક યુવાન અને ખૂબસુરત બ્હેન હતી, તે તો તેનું સૌંદર્ય તથા સદ્દગુણ જોઇ દીવાની બની ગઈ હતી. તે ઘણીજ સુંદર અને વિનયવાળી હતી. સ્વભાવત: જ તેને પોતાનાં સૌંદર્ય માટે અભિમાન હતું; પરંતુ ડૉવલીનનો રૂવાબ તથા તેની સુંદરતા જોઇ તે પોતાનું અભિમાન ભૂલી ગઈ. ફ્રાન્સની અંદર શ્રીમંત કુટુંબોના ઘણા યુવાનોએ તેની સાથે લગ્ન કરવાને પ્રયત્ન કરી જોયા હતા, પણ તેમાં તે બધાને નિરાશ થવું પડયું હતું. માત્ર ડૉવલીનને માટે તે આશા હતી; પરંતુ તેના સાથે સ્નેહ કરવામાં તેનો લગ્નનો ઉદ્દેશ બિલકુલ નહોતો. તેમ બને એમ પણ નહોતું. તેઓ માત્ર સુસિલ અને સચ્ચરિત્ર માણસો હોવાથી તેમની સાથે સગાંસબંધી જેવો પ્રેમ રાખતો હતો. પોતાને મા, બાપ, ભાઈ, બ્હેન કોઇ નથી—જેનું આ જગતમાં બીજું કોઇ સગું વ્હાલું નથી એવા પરદેશી તરફ તે કુટુંબ પ્રેમ દર્શાવતું હતું, તે જોઇ તેનું મન ઘણુંજ આનંદ પામતું અને તેથી તે બધાની સાથે કૃતજ્ઞ બુદ્ધિથી વર્તતો હતો. પરંતુ ડૉવલીનના આવા સદાચરણને લીધે પેલી યુવાન બાળા તો દિવસે દિવસે અધિકાધિક તેનાપર મુગ્ધ થઇ જવા લાગી. ડૉવલીન આપણા તરફ પ્રેમદૃષ્ટિએ જૂએ છે—પ્રેમ દર્શાવે છે—તે પ્રેમ નિષ્કામ છે; એ જોઇ તે છોકરીએ એક દિવસે પોતાના અંતઃકરણમાંના ઉંડા પ્રેમ વિચાર તેની પાસે પ્રકટ કર્યા. ડૉવલીન કાંઈ

અરસિક નહોતો. તેણે પણ તે વાતને ઘણાજ આનંદથી અનુમોદન આપ્યું. એક તો તે સુંદર હતી અને તેમાં પણ વળી તેના સદાચરણ તથા પ્રેમાળ સ્વભાવની ડૉવલીનને આટલા દિવસમાં પરીક્ષા થઇ ગઇ હતી, તેથી આવી સદ્‌ગુણી વિનયવતી સુંદરીને તે પોતાના અંતઃકરણમાં આશ્રય આપે, તો તેમાં કાંઇ નવાઇ જેવું નહોતું. જે દિવસે આ વાત બની, તેજ દિવસથી તે બન્નેની વર્તણુકમાં ફરક પડવા લાગ્યો. તે યુવાન કુમારિકા પોતાના બાપ અને ભાઇથી જુદીજ ડૉવલીનની મુલાકાત લેવા લાગી. બન્ને જણાં ફરતાં ફરતાં કયાંઇનાં કયાંઇ નીકળી જતાં અને ત્યાં કલાકોના કલાકો સૂધી વાતોમાં મશગુલ રહેતાં એક ઠેકાણે જમવા બેસતાં. રમવા પણ સાથેજ જતાં. તે છોકરીની આવી વર્તણુકથી તેના બાપ તથા ભાઇએ ધાર્યું કે તેણે પોતાનું અંતઃકરણ ડૉવલીનનેજ સોંપ્યું હોવું જોઇએ બન્ને જણાઓને તે વાત માટે ખોટું નહિ લાગતાં ઉલટો આનંદજ થયો. ડૉવલીન જેવો સત્પાત્ર વર મળે, એ તો મ્હોટા સૌભાગ્યની વાત એમ તેમને જણાવા લાગ્યું. આસ્તે આસ્તે લગ્નની વાત નક્કી થવા લાગી, પણ તે પહેલાં ડૉવલીનનો જન્મ કયા કુટુંબમાં થયો છે, તેની કાંઇ વડીલોપાર્જીત મિલ્કત છે કે નહિ વગેરે ખબર મેળવવાના ઉદ્દેશથી છોકરીના ભાઇએ એક દિવસે ડૉવલીનને પ્રશ્ન કર્યો. ડૉવલીન સત્યવાદી હતો. ખરી હકીકત કહેવાથી લગ્નનું કામ ભાંગી પડશે એમ તેને બિલકુલ ખાતરી નહોતી અને તેથી તેણે પોતે એક હિન્દુ રાજકુમાર છે અને ભાગ્યને વશ થઇ પોતે દેશપરદેશ રખડે છે એ વિષેની સવિસ્તર હકીકત પોતાના સ્નેહીને કરી. ડૉવલીનનો સ્નેહી ખરેખર ઉદાર અંતઃકરણનો હતો, તેના મનમાં ડૉવલીન માટે ઘણુંજ આશ્ચર્ય લાગ્યું, તોપણ તેના મનમાં અનાદર ઉત્પન્ન થયો નહિ. પરંતુ તેના સત્વાદીપણાને લીધે ઉલટી તેના તરફ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ. છોકરીની સ્થિતિ પણ તેવીજ થઇ. તેના અંતઃકરણમાં ડૉવલીન માટે તિરસ્કાર ઉત્પન્ન થવાને બદલે બમણો પ્રેમ ઉત્પન્ન થયો; પણ તેના બાપની સ્થિતિ તેવી નહોતી. તેની તો આ ખરી હકીકત ખબર પડતાંજ પગથી તે માથા સૂધી ક્રોધ ચ્હડયો અને ડૉવલીનને ગાળો આપતો આપતો તે બોલ્યો:-"હિન્દુ થઇને ફ્રેન્ચ સ્ત્રી સાથે વિવાહ કરવાની ઇચ્છા રાખે છે? હરણના બચ્ચાના સિંહણની સાથે લગ્ન! નહિ, નહિ, તેમ બનશે જ નહિ! કાગડાને દહીંથરૂં નહિંજ મળે!"

પ્રભુને માલૂમ કે કોણ કોની પછવાડે લાગ્યું હતું. સિંહણ હરણના પછવાડે પડી હતી કે, હરણી સિંહની પછવાડે પડી હતી! કાળની વિષમ ગતિને લીધે હિન્દુ જાતિની દશા આજ કુતરાના કરતાં પણ વધારે શોચનિય બની ગઇ છે, જેથી આવા ફ્રેન્ચ શ્રીમાનો પીંજરા માંહેલા સિંહની ઉપર કાંકરીઓ મારે, ગમે તેવી ગાળો આપે, તોપણ તેનો પ્રતિકાર કરવાનું તેમના હાથમાં ક્યાં છે? ગારામાં ખૂંચી ગયેલા હાથીની પીઠ પર શિયાળીયાં કૂદકો મારી મિજાજ બતાવે, તેવોજ આ પણ એક બનાવ હતો. પેલા વૃદ્ધ ફ્રેન્ચ ગૃહસ્થે ડૉવલીનને ધુતકારી કહાડયો તો ખરો; પરંતુ તેની પુત્રી તેમ કરવાને ક્યાં તૈયાર હતી? હિન્દુ પતિ મળે કે ફ્રેન્ચ પતિ મળે, તે વિષેનો તેને વિચારજ આવતો નહોતો. તેને તો માત્ર ડૉવલીનનીજ ઇચ્છા હતી, પછી ભલોને ડૉવલીન ગમે તે જાતિનો હોય. તે વીર છે, સદ્ગુણી છે, સુંદર છે, સદાચારસંપન્ન છે—એજ તેના ઉદાર અંતઃકરણની અને ઉચ્ચકુળની ખાત્રી છે એમ તે માનતી. એકાદા ફ્રેન્ચ પણ દારૂડીઆ અથવા એકજ વખતે અનેક રમણીઓ તરફ નેત્રકટાક્ષ ફેંકવાવાળા સજાતિય યુવાનને અંતઃકરણ અર્પણ કરવા કરતાં પવિત્ર અંતઃકરણના હિન્દુને પોતાનું દિલ સ્વાધીન કરવાનું તેને વધારે યોગ્ય જણાતું હતું. તેના ભાઇએ પણ બહેનના સુખ માટે પોતાના વૃદ્ધ પીતાને ઘણી આજીજી કરી; પરંતુ વૃદ્ધ પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ. તેના આવા નિશ્ચયથી ડૉવલીન અને તે છોકરી બન્ને જણાં ઘણાં નિરાશ થઇ ગયાં. કવિકૂલભૂષણ કાલીદાસના મેઘદૂત માંહેલા યક્ષના જેવી સ્થિતિ ડૉવલીનની થઇ ગઇ તથા તેની પ્રિયતમાની પણ શેકસ્પીયરના રોમિયો અને જુલીયટ નાટક માંહેલી જુલીયટના જેવી સ્થિતિ થઇ. ડૉવલીનની સ્થિતિ જો કે યક્ષના જેવી થઇ હતી, તોપણ તેની ગંભીરતા કે ધૈર્ય બિલકુલ નાશ પામ્યાં નહોતાં. તે પોતાનું દરોજનું કામ પૂર્વવત્ તત્પરતાથીજ કરતો હતો. ખરેખર ડૉવલીને પોતાનું અંતઃકરણ તે ફ્રેન્ચ બાળાને સ્વાધીન કર્યું હતું અને તે મધુર બાલિકાએ ડૉવલીનની સાથેજ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો હતો, તેથી સહજજ તેનું મન ઉદાસ થઇ ગયું. ડૉવલીન હિન્દુ છે, એમ ખબર પડતાંજ પેલા વૃદ્ધ ફ્રેન્ચ ગૃહસ્થે તેને પોતાને ઘરે આવવાની મના કરી તથા પોતાની પુત્રીને પણ બહાર જવાની બંધી કરી તોપણ તે યુવાન બાલિકા પોતાના ભાઇની

મારફત ડૉવલીન ઉપર પ્રેમપત્રો મોકલ્યાજ કરતી હતી. તેની પ્રકૃતિ આસ્તે આસ્તે ક્ષીણ થવા લાગી, એ જોઇ તેની માએ પોતાના પતિને પગે પડીને દયા માગી; પરંતુ ક્રૂર હૃદયના વૃદ્ધનો નિશ્ચય તલમાત્ર પણ ડગ્યો નહિ. આમ દરેક રીતે નિરાશ થવા પછી તે બાલિકાએ ડૉવલીન સાથે છુપાં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો અને તેવા આશયનો એક પત્ર તેણે ડૉવલીનપર મોકલ્યો. આવી રીતે લગ્ન કરવા માટે તેના મનમાં ઘણુંજ લાગી આવતું હતું, પણ નાઇલાજે તેને તેમ લખવું પડયું હતું. તેને તો ખાત્રીજ હતી કે ડૉવલીન આ બાબતમાં સંમત થશે; પરંતુ તેમ થયું નહિ. ડૉવલીને પ્રત્યુત્તરમાં લખી જણાવ્યું કે, "મારો પ્રાણ જતાં પણ હું આવું ચોરીનું કામ કરીશ નહિ." પત્ર વાંચતાંજ તે જરાક નિરાશ તો થઇ, પણ આ ઉત્તરથી તેના અંતઃકરણમાં ડૉવલીનની પવિત્ર મૂર્ત્તિ વધારે ઉચ્ચતર જગાએ અધિષ્ઠિત થઇ. તે હવે વિયોગિની–વિરહિણી બની ગઇ. જ્યાં ત્યાં તે ડૉવલીનને જોવા લાગી. તેણે પોતાના શરીરને બાપને ઘરે મૂકયું અને મનને ડૉવલીન પાસે મોકલાવી દીધું. અહોનિશ–રાત્રિ અને દિવસ તે ડૉવલીનમય બની ગઇ. ખાવું, પીવું, મોજમજાહ કરવી દરેક ચીજનો તેણે ત્યાગ કર્યો. તે દિવાની બની ગઇ. તેના બાપને પોતાની પુત્રીની આવી શોચનિય સ્થિતિ જોઇ સંશય આવ્યો કે, કદાચિત્ ડૉવલીન તેને ન્હુસાડી જવાનો પ્રયત્ન પણ કરે, તેથી તેવો સંશય આવતાંજ તે પોતાની પત્નીને તથા છોકરીને લઇ ઇંગ્લૅન્ડ ચાલ્યો ગયો. ચાલ્યો ગયો એમ કહેવા કરતાં આ ઠેકાણે જો ન્હાસી ગયો–પલાયન કરી ગયો–એમ કહીએ તો તે પણ કાંઇ ખોટું નથી. ઇંગ્લૅન્ડમાં ગયા પછી તે યુવાન બાલિકાની અનુપમય ખૂબસુરતી જોઇ મ્હોટા મ્હોટા લૉર્ડ લોકોના છોકરાઓ તેના હાથની ઉમેદવારી કરવાને માટે આવ્યાં; પરંતુ તેણે તો પોતાનો દેહ–આત્મા સર્વસ્વ ડૉવલીનનેજ અર્પણ કરેલ હોવાથી દરેક જણ નિરાશ થઇને પાછા ગયા. તે કયાંઇ બહાર જતી નહોતી અને ઘરની અંદર કોઇની સાથે બોલતી નહોતી. માત્ર એક એકાંત ઓરડીમાં ભરાઇ બેસી ડૉવલીનનું ચિંતન કર્યા કરતી હતી. તેનો બાપ તેને આવી સ્થિતિમાં રાખવા માટે કબૂલ નહોતો. તેણે તરતજ એક શ્રીમાન કુટુંબના યુવાન સાથે પોતાની પુત્રીનાં લગ્ન કરી નાખવાનો નિશ્ચય કર્યો. બન્ને કુટુંબો શ્રીમંત હોવાથી લગ્નની ધામધૂમ મ્હોટાં પાયા ઉપર થવા લાગી. તેના બાપને એવી આશા હતી કે,

લગ્ન થયા પછી છોકરીની ઉદાસીનતા અને ક્ષીણાવસ્થા નાશ પામી પોતાના પતિ સાથે આનંદમાં રહેશે. લગ્નનો દિવસ આવ્યો. દેવળમાં જવાનો વખત થતાંજ કેટલીક દાસીઓ કન્યાને સુંદર વસ્ત્રાલંકારો પહેરાવવા માટે તેની ઓરડીમાં ગઇ; પણ બારણામાં પગ મૂકતાંજ એક દાસી ભયંકર બૂમ પાડી બેશુદ્ધ થઇ પડી ગઇ. તરતજ આસ-પાસથી બધાં માણસો દોડી આવ્યાં. ઓરડીમાં જઇને જૂએ છે તો મધુર ફ્રેન્ચ બાલિકા પોતાના હિન્દુ પ્રિયતમ-ડૉવલીનની પ્રેમપત્રિકા છાતીપર રાખી મરી ગયેલી પડેલી હતી! દુર્દૈવી ડૉવલીન! પરદેશમાં એકલવાઇ સ્થિતિમાં તને મળનારી સહધર્મિણી આખરે તારાજ ચિંત-નમાં-તારાજ પ્રેમયજ્ઞમાં બળીદાન રૂપે હોમાઇ આ ફાની દુનિયા છોડી ચાલી ગઇ! આપ્ત બાંધવશૂન્ય જગતમાં તને મળનારી સહચરી તારા નામનો ઉચ્ચાર કરતી કરતી પરલોકવાસી થઇ ગઇ! તને નિરાશાના સમુદ્રમાં વહેતો જોઇ-તેમાંથી તારી-સુખના નંદનવનમાં લઇજતાં અર્ધે રસ્તેજ ડૂબી ગઇ! તું તો માત્ર હતો તેવો ને તેવોજ રહ્યો! તારૂં નસિબજ તેવું હોવું જોઇએ-નહિ તો વળી બીજું શું?

---

## પ્રકરણ ૭ મું.

---

### માતૃભૂમિનું દર્શન.

ઉપરોક્ત ફ્રેન્ચ રમણીના મૃત્યુથી આખું ઈંગ્લેન્ડ ખળભળી ઉઠયું, પણ તે આશ્ચર્ય અને તિરસ્કારને લીધે ખળભળી ઉઠયું હતું-દુ:ખથી કિંવા સહાનુભૂતિથી નહિ, એ એક ધ્યાનમાં રાખવા જેવી વાત છે. ફ્રાન્સની અંદર પણ આ સમાચાર જલદીથી પહોંચી ગયા અને ત્યાંના લોકોને ચર્ચા કરવાનો એક નવિનજ વિષય મળ્યો; પરંતુ ડૉવલીનને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેની કેવી સ્થિતિ થઇ હશે, તેની વાંચકોએજ કલ્પના કરી લેવી. સુંદર અને સરળ સ્વભાવની ફ્રેન્ચ બાલિકાએ તેના હૃદયનું આકર્ષણ કરી લીધું હતું-તેનો બાપ વિરૂદ્ધ હોવા છતાં પણ ડૉવલીન સિવાય બીજા કોઇની સાથે લગ્ન નહિ કરવાની તેણે પતિજ્ઞા લીધી હતી-તે જોઇ ડૉવલીને પણ તેને પોતાનો પ્રેમ-પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું. આવી હૃદય

નિવાસી પ્રિયતમાનું પોતાના ચિંતનમાંજ મૃત્યુ થયેલું જોઇ કોનું માથું વજ્રાઘાત માફક વિચારશૂન્ય નહિ થાય? ડૉવલીન શૂરવીર હતો, ધૈર્યવાન હતો, ગમે તેવા પ્રસંગ સામે ટક્કર ઝીલે તેવો હતો, પણ આ વખતે તે ખરેખર હતવીર્ય બની ન્હાનાં બચ્ચાંની માફક રડવા લાગ્યો. તે તદ્દન નાઉમેદ થઇ ગયો. દશે દિશાઓ તેને શૂન્યકાર દેખાવા લાગી. મૂળમાં બન્ને પ્રેમીઓનો વિયોગ થયો ત્યારથીજ ડૉવલીન હમેશાં ઉદાસીનતામાં રહેતો હતો અને તેમાં વળી પોતાની પ્રિયતમાના મૃત્યુના સમાચાર સાંભળીને તો તેના દિલપર સખત આઘાત થયો અને તેથી તાવના સપાટામાં સપડાઇ તે બીછાનાવશ થઇ ગયો. દિવસે દિવસે તેનો તાવ વધવા લાગ્યો. તેને બિલકુલ શુદ્ધિ રહી નહિ અને તેવી દશામાં તેણે એમને એમ કેટલાંક અઠવાડીયાં અચેતનાવસ્થામાં કાઢયાં. કોઇ કોઇ વખત તો તેની સ્થિતિ એવી ગંભીર થઇ જતી કે, ઇશ્વર કૃપાએજ ડૉવલીન આ મંદવાડમાંથી બચે એમ જોનારાઓને લાગતું. અને થયું પણ તેમજ હોત; પરંતુ પ્રભુભક્ત-નિમકહલાલ બન્નુની સેવા ચાકરીથી ડૉવલીનની પ્રકૃતિ ધીરે ધીરે સુધરવા લાગી અને લગભગ બે મહિને તે સહજ હરવા ફરવા માટે શક્તિવાન્ થયો. તેની પ્રકૃતિ જો કે સુધરતી હતી, તોપણ તેના હૃદયપર જે આઘાત થયો હતો, તે તે કાયમજ હતો. તેને પોતાના જેવો દુર્ભાગી આખા જગતમાં કોઇ નહિ હોય, એવી ખાત્રી થઇ અને તેથી હમેશાં ચિંતામાંજ રહ્યા કરતો હતો. એક દિવસે આવા દુર્ભાગ્ય વિચારની લહરીઓ તેના અંતઃકરણમાં ઉઠવા સાથે તે બડબડવા લાગ્યોઃ—

"ભક્તવત્સલ પરમેશ્વર! મ્હારા જેવા દુર્ભાગીને જન્મ આપવામાં તારો કયો હેતુ સમાયેલો છે? મ્હારા જેવો કમભાગ્ય કોઇ હોય, તો તે માત્ર હુંજ છું. જે માતાપિતાએ મને જન્મ આપ્યો, જેણે આવી સુંદર વસુંધરાને સ્વાધીન કીધો, તેમનું પણ દર્શન કરવા દીધું નહિ? કદાચિત્ તેમનું દર્શન થયું હશે-કદાચિત્ શું ખરેખર થયુંજ હોવું જોઇએ; પણ જે દર્શનસ્મૃતિ, સ્મૃતિપટપર મુદ્રિત થઇ નથી, તે સ્થિતિ અનુભવીને ઉપયોગ શું? હા, કદાચિત્ તે જન્મદાતાઓનો મ્હારા લીધેજ નાશ થયો હોય! મ્હારાજ રક્ષણને લીધે તેઓ અહિં તહિં રખડતાં સ્વર્ગવાસી થયાં હોય! ત્યારે શું તેઓનાં મૃત્યુના એક કારણ તરીકે ન ગણાઉં? વારૂ, ત્યાર પછી દેવતાતુલ્ય કર્નલ ડૉવલીન અને લેડી ડૉવલીને પુત્ર કરતાં પણ વિશેષ રીતે મ્હારૂં

રક્ષણ કર્યું—તેઓ પણ અકસ્માતિક રીતે મૃત્યુ પામે—એ દુર્દૈવ નહિ તો બીજું શું ? મૃત્યુ વખતે દેવીસ્વરૂપ પાળક માતાની મુલાકાત પણ થવા દીધી નહિ ! એટલુંજ નહિ—કદાચિત્ સંરક્ષક પિતાના મૃત્યુ વખતે પણ હાજર હોત તો મારા પર આટલી બધી આફતો આવત નહિ. જેણે અત્યાર સૂધી મારૂં પુત્રવત્ પાલન કીધું, તે મૃત્યુ વખતે પોતાની બધી સંપત્તિ એક બદચાલની કુટીલ છોકરીને આપી જાય, અને મને એક પાઈ પણ આપે નહિ એ શું બનવા જોગ છે ? નિઃસંશય, તેમણે પોતાની બધી સંપત્તિ મૃત્યુપત્ર બનાવીને મનેજ આપી હોવી જોઇએ. અને આખરે મારો ખરો જન્મવૃત્તાંત મને સમજાય તેવા ઉદ્દેશથીજ તેમણે તેનો ખુલાસો ત ત્યુપત્ર સાથે રાખી તે કાગળ પત્રો મને આપવા માટે તે છોકરીને સ્વાધીન કીધા હોવા જોઇએ; પરંતુ પાશ્ચાત્ય સભ્યકુલટાએ પોતાનો સ્વાર્થ સાધવા માટે મારી એક ભીખારી કરતાં પણ વધારે શોચનીય દશા કરી દીધી ! ”

ડૉવલીન થોડો વખત શાંત પડયો રહ્યો, વળી પાછી તરંગોની લહરીઓ તેના અંતઃકરણમાં ઉઠવા લાગી. તે બોલ્યો:—“તે સંપત્તિની મેં પરવા કીધી નથી. ગમે તેવી વિપદાવસ્થામાં ડગમગ્યો નથી. ઇશ્વરે શરીર સામર્થ્ય આપ્યું છે, બાહુબળ દીધું છે, સુવિચારશક્તિ પણ છે ! આવી આશય સંપત્તિ મળી હોવાથી મને બીજાની વગર હક્કની સંપત્તિ મળી નહિ, તે સારૂંજ થયું. સર્વશક્તિમાન પરમેશ્વર, તે માટે હું તો તારો આભારજ માનું છું. આવી વિપત્તિઓમાં ધકેલી તું મારી પરીક્ષા કરે છે—કસોટીએ ચઢાવે છે—તે જોઇ મને અપરંપાર આનંદ થાય છે. તારીજ કૃપાને પાત્ર થવું એવા ઉદ્દેશથી આજ સુધી હું સદાચારથી વર્ત્યો છું અને જીંદગી સુધી તેમજ વર્તીશ. પરંતુ દીન દયાળુ, તારા કૃપાછત્ર નીચે હું જલદી આવું તેવા હેતુથી મને સ્હાય કરવા તૈયાર થનાર ફ્રેન્ચ રમણીને તેં મારા પાસેથી શા માટે ઝુંટાવી લીધી ? જગતમાં મારા ઉપર પ્રેમ કરનાર કોઇ નથી. નિરાશાથી જેમ તેમ દિવસો વિતાડું છું. તેવામાં આશાની એક કળી ખીલી—નહિ ખીલી—એટલામાં તો તેં તોડીને કરમાવી નાખી ? શું આ બધું મારા દુર્દૈવને લીધે ? મારા નસીબમાં સુખજ નહિ ? ડૉવલીન, હતભાગા ડૉવલીન ! પૂર્વજન્મના કયા પાપકર્મનું ફળ તને આજે ભોગવવું પડે છે ? ”

ડૅાવલીન થોડા વખત સ્તબ્ધ રહ્યો અને પછી બોલી ઉઠયોઃ—નહિ, સર્વાન્તર્યામી પ્રભુ ! તું દરેકના અંતરમાં બિરાજમાન થયો છે, તો પછી નિરાશાને હૃદયમાં સ્થાન આપવું, એ મહાન્ પાપ છે. હૃદય ઉપર નિરાશાના ગમે તેવા આઘાત થવા દેવા, એ તારી આપેલી શક્તિઓનો દુરૂપયોગ કરવા બરાબર છે. પ્રભુ ! તારો બોધ હું કદી પણ વિસરીશ નહિ. મારા હૃદય ઉપર તેની છાપ અક્ષય રહેશે, છતાં, જો હું તારી આજ્ઞા પાળવામાં નિર્બળ માલૂમ પડું, તો મારા ઉપર ગુસ્સે થઇશ નહિ. કારણ કે, મારી આવી સ્થિતિ થવાનુ કારણ નિરાશા નહિ, પણ સહાનુભૂતિ છે,—તેની તને કયાં ખબર નથી ? જે વીર રમણીએ મારા માટે પોતાના પ્રાણની પણ દરકાર નહિ કરી, તેને માટે મેં બે મહિના સુધી દેહદંડ ભોગવ્યો, તેમાં નિરાશાનો સંબંધ નથી. તેના માટે મેં જરા પણ દુઃખ વેઠયું ન હોત, તો એક ક્ષુદ્ર હૃદયના માનવીમાં અને મારામાં શું ફરક રહ્યો ? પ્રભુ, હું આશાવાદી છું, મને એવો સંપૂર્ણ વિશ્વાસ છે કે, તારી કૃપાકક્ષામાં આવવા માટે જેઓ પ્રયત્ન કરે છે, તેઓને લોઢાના ચણા ચાવીને એક એવું ડગલું આગળ વધવું પડે છે, કદાચિત્ મારી પરીક્ષા લેવા માટેજ જો મારા ઉપર એક પછી એક દુઃખો ઉત્પન્ન થતાં હોય, તો હું મને પોતાને ઘણોજ ભાગ્યવાન માનું છું. શત્રુ વગરના ખાલી મેદાનમાં તલવાર ફેરવવામાં શેનું પુરૂષાર્થ ? ચારે બાજુએ શત્રુઓથી ઘેરાઇ જવા છતાં બધાને પોતાની તલવારનું પાણી બતાવી પોતાનો રસ્તો ખુલ્લો કરી લે, તેજ ખરેખરો શૂરવીર છે. પ્રભુ, મારાં આ દુઃખોને હું તો તારી મહેરબાનીજ સમજું છું. કારણ કે. તેના લીધે મારો ઉત્સાહ બમણો વધ્યો છે—શરીરમાં બમણું બળ ઉત્પન્ન થયું છે—તારાં પરનો મારો વિશ્વાસ શુદ્ધ બન્યો છે. તારૂં કૃપાકવચ મારા શરીરની આસપાસ હોય તો પછી આવા હજારો સંકટોનો નાશ કરી શકીશ !"

વિચાર કરતાં કરતાં ડૅાવલીનના ચ્હેરા ઉપર રતાશ ચ્હડી આવ્યો, તેનાં નેત્રો તેજથી ચમકવા લાગ્યાં, તેના હોઠો થરથર ધ્રુજવા લાગ્યા. તે બોલ્યોઃ-" હા, ખરેખર, હું યૂરોપનેજ પોતાનો દેશ માનીશ, તેનેજ કર્મભૂમિ માનીશ અને મારી માતૃભૂમિ–ભારત માતાને વિસરી જઇશ—એટલા માટેજ ઇશ્વરે ફ્રેન્ચ બાલીકાનો અને મારા સંબંધમાં વિક્ષેપ નાંખ્યો-હમેશને માટે જુદા કરી દીધાં. પ્રભુ, મને જે શિક્ષા થવી જોઇતી હતી તે બરાબર થઇ છે. જો યૂરોપ ઉપર મારો

પ્રેમ હતો, તેજ મારી કર્મભૂમિ અને તેજ મારી જન્મભૂમિ એવી એક વખત મારી પવિત્ર ભાવના હતી; પરંતુ? હવે—નહિ, તેમ નહિ બને. યૂરોપને માટે મારા મનમાં હવે સંપૂર્ણ તિરસ્કાર ઉત્પન્ન થયો છે. હવે તો માત્ર એક પવિત્ર દેશનું નામ સાંભળી શરીર રોમાંચિત થઇ જાય છે. 'ભારત!' કેવું પવિત્ર અને અર્થપૂર્ણ નામ! આટલા દિવસ સુધી મારી તે કર્મભુમિ હતી—હવે જન્મભૂમિ છે. ભારત માતા! અત્યાર સુધીમાં આજ્ઞાનતાને લીધે તારા આ બાળક તરફથી જે જે અપરાધો થયા હોય, તે ક્ષમા કરજે. મારા અપરાધોના પ્રાયશ્ચિત માટે મારાથી જ્યાં સુધી બનશે ત્યાં સુધી તારી સેવા કરીશ. તું મારી જન્મભૂમિ છે, એ વિષેની મને ખબર નહોતી તે પહેલાં પણ મારો તારા ઉપર પ્રેમ હતો. હિન્દુસ્થાન-હિન્દુભૂમિ-નામ સાંભળતાંજ મારૂં હૃદય થડકી ઉઠતું પણ તેમ થવાનું કારણ શું? તેનું તો મને આશ્ચર્ય જ લાગતું હતું. હવે આશ્ચર્યનો નાશ થયો છે. તેની જગ્યાએ શ્રદ્ધા અને ભકિત ઉત્પન્ન થયાં છે. સર્વાન્તર્યામી પ્રભુ! મારી આર્ય માતાનો આખા વિશ્વમાં જયજયકાર થવા દે.

"સભ્યતાનું વૃથા અભિમાન રાખનારા યૂરોપ કરતાં મારી અસભ્ય પવિત્ર પૂણ્યભૂમિ મને તો સ્વર્ગાદપિ ગરિયસી! હિન્દુ જાતિએ પ્રાચીન કાળથીજ આખા જગતને સભ્યતાનો પાઠ શિખવેલો છે. તેનો મહિમા ગમે તેવા પ્રહારો થાય તો પણ દિગ્દિગંતરમાં વ્યાપી રહ્યો છે. પરમેશ્વરે તે જાતિને જે સંપત્તિ—જ્ઞાન આપ્યું છે, તે કોઇ પણ લઇ જઇ શકશે નહિ. તેજ સંપત્તિના બળથી આખા જગતનું તો શું પણ સમસ્ત વિશ્વનું સ્વામિત્વ હિન્દુ જાતિ પાસેજ રહેશે! હિન્દુઓમાં કેટલાક દોષ છે, નથી એમ નહિ. પરંતુ પાશ્ચાત્યોના-પોતાની સભ્યતાના-સુધારાના શિખરે ચઢેલા માનનારાઓના-તે કરતાં જૂદા દોષોનો મને પ્રત્યક્ષ અનુભવ કયાં નથી? હિન્દુઓના દોષ તેઓમાં છે, ગુણો લેશ માત્ર પણ નથી. હિન્દુઓ જાતિભેદ માને છે, બ્રાહ્મણ અને ઢેઢ—બન્ને હિન્દુ હોવા છતાં તેઓમાં આસમાન જમીનનો ફેર છે; તોપણ તેમનામાં વર્ણદ્વેષ—નથી. ઢેઢ બ્રાહ્મણને પૂજ્ય માને છે, તેનામાં શ્રદ્ધા રાખે છે. બ્રાહ્મણ ઢેઢના પર પ્રેમ કરે છે, તેને આશિર્વાદ આપે છે. જાતિભેદને લીધેજ જો હિન્દુઓને હલકા માનવામાં આવતા હોય, તો તેઓ જાતિભેદ મ્હોડેથી બોલી ખુલ્લા અંતઃકરણથી કબૂલ કરીને પાળે છે, તે માટે તેમના તે ગુણની પ્રશંસાજ કરવી જોઇએ;

પરંતુ પાશ્ચાત્યો-તેઓ મ્હોડેથી કહે છે કે અમે જાતિભેદ માનતા નથી; પણ આ તેમની શઠતા-ધૂર્તતા છે. તેઓને પોતાના ધર્મશાસ્ત્રોનું કેટલું બધું અભિમાન છે! આખા જગતના માણસોમાં બંધુભાવથી જોવાનું તેમના ધર્મશાસ્ત્રો કહે છે, એમ તેઓ મ્હોટા અભિમાનથી કહે છે. કોઇનો દ્વેષ કરવો નહિ—કર્યો હોય તો ભયંકર પાપ થાય છે એમ તેમના ધર્માધ્યક્ષો પોકારી પોકારીને કહે છે; પરંતુ મેં શું અનુભવ્યું? કેટલાક વખતોમાં જીંદગીની પરવાહ નહિ કરતાં જોખમો ખેડયા, કેટલાક યુધ્ધોમાં તેઓના કરતાં પણ ઉત્કૃષ્ટ રણકૌશલ્ય બતાવ્યું. તેથી ઇંગ્લૅન્ડના નિઃસીમ પુત્ર તરીકે ગણી માન આપ્યું; પરંતુ માત્ર હિન્દુ—હું એક હિન્દુ છું એટલું સમજતાંજ તેઓએ પોતાની કૃતજ્ઞતા પર પાણી છોડયું! શું તે ઇષ્ટ છે? મારી એક ભીખારી કરતાં પણ વિશેષ શોચનિય દશા કરવામાં શું તેઓ રાસ્ત છે? હાય! એક પાળેલા કૂતરા કરતાં પણ હિન્દુ નીચ! ફ્રેન્ચો જગતમાં પોતાને બધાથી વધારે સભ્ય મનાવે છે. યૂરોપમાં મનુષ્યત્વ અંગ્રેજોને અને દેવત્વ ફ્રેન્ચોને પ્રાપ્ત થયું છે, એમ કહેવામાં આવે છે; પરંતુ આ દેવના દેવત્વનો મને અનુભવ થયાને લીધે, તેનો અર્થ ઉલટો છે કે શું, તેની મને હવે શંકા આવે છે. તે વૃધ્ધ નરાગીશાચનો જમાઇ થવાને હુ દરેક રીતે યોગ્ય હતો. મારૂં રૂપ, ગુણ, વગેરે તેને પસંદ હતાં; મારી અસામાન્ય રણનિપુણતા જોઇ તે મુગ્ધ થઇ ગયો હતો. પોતાની પુત્રીએ યોગ્ય પતિની ચુંટણી કીધી છે, એમ કેટલી વખત મારી પાસે બોલ્યો હતો. પણ હું 'હિન્દુ' છું, એટલું સમજતાં જ તેના પગની આગ માથે ચ્હડી ગઈ! શું તે હિન્દુઓને કુતરાની માફક ક્ષુદ્ર પ્રાણી માને છે? ધિક્કાર છે આવા આસુરી દેવોને! બસ, હવે ઘણી મુસાફરી કરી. આવા કૃતઘ્ન સભ્યદેશમાં અને દંભનિષ્ઠ ધાર્મિક સમાજમાં રહેવા કરતાં પોતાની માતૃભૂમિમાં રહી, ભીખ માંગીને પેટ ભરવું પણ વધારે શ્રેયસ્કર છે."

ઉપર પ્રમાણે ડૉવલીનના અંતઃકરણમાં જે જે વિચારો ચાલતા હતા, તેનું ખરેખરૂં ચિત્ર ચીતરવાનું કામ કવિ કલ્પનાની બહાર છે. આ ક્ષુદ્ર લેખિનીએ તેનો જે સારાંશ આપ્યો છે, તે તો માત્ર તેના અંતઃકરણની તે વખતની સ્થિતિનો આભાસ છે. એકાદ મહાન્ કામ કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય ત્યારે પોતાના સુહૃદ પાસે તે વ્યક્ત કરવી એ માણસનો સાધારણ પ્રકૃતિધર્મ છે. ડૉવલીનના મનમાં પણ આવ્યું કે

પોતે જે સંકલ્પ કર્યો છે, તે ક્યાં સુધી ખરો છે તે માટે એકાદ સુહૃદને પૂછી જોવું; પરંતુ તેણે જ્યારે વિચાર કરી જોયો ત્યારે બન્નુ સિવાય બીજું કોઇ તેની નજરમાં આવ્યું નહિ. ડૉવલીન તે વખતે ફ્રેન્ચ લશ્કરમાં કર્નલના હોદ્દા પર હતો, તેથી તેને ત્યાંની રીત પ્રમાણે લશ્કરી દવાખાનામાં રાખવાની વ્યવસ્થા કરી હતી. તેની સાથેના લશ્કરી અમલદારો ત્યાં બેઠા હતા; પરંતુ 'અસભ્ય હિન્દુ' કરી તીરસ્કાર કરનારા ફ્રેન્ચોની સલાહ લેવા કરતાં અશિક્ષિત પણ સદાચરણી બન્નુની સલાહ લેવાનું હજાર દરજ્જે વધારે સારૂં, એમ તેણે ધાર્યું, અને તે પ્રમાણે તેણે પોતાનું હૃદય બન્નુની આગળ ખોલ્યું. બન્નુ અશિક્ષિત હિન્દુ હતો, તેનામાં પંડિતો પ્રમાણે વાક્પટુતા નહોતી; તો પણ બે ચાર શબ્દોના એક ન્હાનાં વાક્યમાં તેણે પોતાનું હૃદય ઉતારી ડૉવલીનને અનુમતી આપી. તેણે કહ્યું-"હુજૂર, આપણાજ દેશમાં ચાલોને ? જ્યાં આપણે ઉત્પન્ન થયા છીએ તે માતા પોતાનાં બચ્ચાંને પેટ પૂરતું ખાવા પીવા નહિ આપે ?"

બન્નુનો ઉત્તર સાંભળી ડૉવલીનના મનનો ઉત્સાહ બમણો વધ્યો. આ વખતે તેની પાસે થોડા ઘણા પૈસા એકઠા થયા હતા અને મનની ઇચ્છા પણ થઇ હતી. તેમાં વળી બીજી તરફથી અનુમતિ મળતાંજ તેણે પોતાની નોકરીનું રાજીનામું આપી હિન્દુસ્થાનમાં આવવાની તૈયારી કીધી. ફ્રાન્સમાંથી ઉપડતાંજ તેણે પાશ્ચાત્ય ભૂમિને છેવટના નમસ્કાર કીધા અને ભારતભૂમિ જો કે તેનાથી ઘણે દૂર હતી તોપણ તેનું સુંદર કલ્પનાચિત્ર જોવામાં લીન થઇ ગયો. કેટલાક દિવસ પછી તેનું વહાણ ઇરાની અખાતમાં દાખલ થયું ત્યારે તેના મનમાં આવ્યું કે, થોડાક દિવસ ઇરાનના શાહની નોકરી કરી પછી સ્વદેશમાં જવું; પરંતુ સંપત્તિ કરતાં માતૃભૂમિના પ્રેમે વધારે જોર કર્યું અને તેથી તે વિચાર જેવો મનમાં આવ્યો, તેવોજ સમાઇ ગયો. થોડાક દિવસ પછી તે વખતનું ભારતનું મુખ્ય નગર-અંગ્રેજોનું પ્રવેશદ્વાર-સુરતમાં વહાણે આવીને મુકામ કર્યો અને ડૉવલીન તથા બન્નુએ પોતાની માતૃભૂમિ પર પગ મૂકયો. ડૉવલીને જમીન પર પગ મૂકયો ત્યારે તેનું હૃદય ભરાઇ આવ્યું, તેના અંતઃકરણમાં જે જે ઇચ્છાઓ ઉત્પન્ન થવા લાગી તેનું વર્ણન કરવું અશક્ય છે. તેણે માતૃભૂમિ પરની મૃતિકાને પોતાના માથે ચ્હડાવી અને તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. આ વખતે તેનું હૃદય ભરાઇ આવ્યું-

આંખમાંના અશ્રુથી પવિત્ર માતાને ભીંજાવી તે બોલ્યોઃ—" હે સ્વર્ગાદપિ ગરિયસી જન્મભૂમિ–ભારત માતા, તારા એકાદા કૃતજ્ઞ પુત્ર કરતાં ડૉવલીનનાં અશ્રુ તને પ્રિય નહિ લાગે ? "

## પ્રકરણ ૮ મું.

### લાહોર.

માતૃપ્રેમથી દબાઇ ગયેલું ડૉવલીનનું હૃદય થોડા વખત પછી હલકું થયું, પરંતુ તે સાથે મનમાં એક જાતની ચિંતા પણ ઉત્પન્ન થઇ. માતૃભૂમિએ તેને પોતાના આશ્રયમાં લીધો ખરો; પણ ભવિષ્યમાં શું કરવું, એ વિચાર તેના અંતઃકરણમાં ઘોળાયા કરતો હતો. સ્વર્ગાદપિગરિયસી–જન્મભૂમિની પ્રાપ્તી થઇ. પણ કર્ત્તવ્યના પ્રશ્નનો નિકાલ હજી સુધી તે કરી શકયો નહોતો. હવે શું કરવું, કયા ઉપાયોથી જીવન નિર્વાહ કરવો, વગેરે પ્રશ્નો હજી તેની સામે ઉભાજ હતા. ડૉવલીને, ફ્રાન્સની અંદર સારૂં પેદા કર્યું હતું, તે પૈસાને લઇને હિન્દુસ્થાનમાં કેટલાક વર્ષો સુધી તે સુખથી રહી શકત; પરંતુ આળસુની માફક બેસી રહી, કોઇ પણ જાતનો ઉદ્યોગ નહિ કરી પૃથ્વીને ભારરૂપ થવાનું તેને પસંદ નહોતું. તે વખતમાં યૂરોપિયન લોકોએ જેવી વેપારી પેઢીઓ સ્થાપી હતી તેવી એકાદ વેપારી પેઢી સ્થાપવાનું તેને પસંદ નહોતું કારણ કે, તેને વ્હેપાર વિષેની બિલકુલ ખબર નહોતી. વળી તે વખતનો વ્હેપાર–વ્હેપાર નહિ પણ એક જાતની દગલબાજીજ હતી. તેવી તેને પહેલાંથીજ ખબર હતી, તેથી તે ધંધા માટે તો સંપૂર્ણ તિરસ્કાર આવ્યો. આવી રીતે વિચાર કરી જોતાં માત્ર એક નોકરીનોજ પ્રશ્ન બાકી રહ્યો. પરંતુ તે પણ કરવી કોની ? એકાદા જમીનદાર કિંવા શ્રીમંતની નોકરી કરવામાં કોઇ જાતનો પુરૂષાર્થ નથી, એમ તે માનતો. કદાચ તે અંગ્રેજ કિંવા ફ્રેન્ચો પાસે ગયો હોત, તો તેઓએ તેને કર્નલ કિંવા મેજરની પદ્વિ આપી ન હોત તોપણ તેની એકાદા મ્હોટા હોદ્ધા ઉપર તો નિમણુક કરીજ હોત. પરંતુ જેઓએ એક વખત હિન્દુપણાને લીધે પાલક પીતાની સંપત્તિ ઉપરનો હક્ક ઉડાવી દીધો–ફ્રેન્ચ રમણીરત્નને તેને સ્વાધીન કરવાને

બદલે મૃત્યુના મુખમાં ફેંકી દીધી, તેઓની નોકરી-ગુલામગીરી કરવા કરતાં મૃત્યુ જ ઉત્તમ એમ તે માનતો. આવી રીતે ભવિષ્યની નોકા કઈ દિશાએ ચલાવવી તેનો વિચાર કરતાં કોઈ દેશી રાજા પાસે જઈને નોકરી કરવાનો તેણે વિચાર કર્યો. આ વિચાર તેના મગજમાં આવતાંજ તેણે હિન્દુસ્થાનમાંના દેશી રાજ્યોની આલોચના કરવા માંડી. આખરે લાંબો વિચાર કરી જોતાં પંજાબના સિંહ રણજીતસિંહ તરફ તેની પસંદગી ઉતરી. તે વખતે રણજીતસિંહ પંજાબનો રાજા હતો અને તેણે 'પંજાબના સિંહ' તરીકે પોતાની જ્યાં ત્યાં ધાક બેસાડી હતી. પાશ્ચાત્યોના સૈન્યોની રીતભાત તેને પસંદ હતી અને તેથી તેણે પોતાનું સૈન્ય પણ તે પદ્ધતિનું કરવા માટે કેટલાક યુરોપિયન સેનાપતિઓને નોકરીએ રાખ્યા હતા. તે ગુણગ્રાહક હતો, તેથી રણવીર, સાહસી અને મુત્સદ્દી યોદ્ધાની કદર કર્યા વિના રહેશે નહિ એમ ડૉવલીનની ખાત્રી થઇ તેથી તેણે પંજાબમાં જવાનું નક્કી કર્યું. પોતે જવાં પહેલાં કરેલો વિચાર કયાં સુધી યોગ્ય છે, તે તપાસવા માટે તેણે તે બધી હકીકતથી બન્નુને વાકેફ કરી તેની સલાહ પૂછી. સરળ પ્રકૃતિના સ્વામિભકત બન્નુને પોતાનો માલેક પોતાનાપર વિશ્વાસ રાખી સલાહ પૂછે છે, તે જોઇ, પોતે યોગ્ય અને કદર કરનાર માલેકની નોકરી કરે છે એમ લાગ્યું. તે બોલ્યોઃ-"હુજૂર, પંજાબની મને ઘણી ખરી માહિતી છે. ટોપીવાળા સેનાપતિ માટે રણજીતસિંહના મનમાં ઘણુંજ માન છે, અને તેણે કેટલાક ટોપીવાળા સેનાપતિઓને પોતાની પાસે નોકરીએ પણ રાખ્યા છે. હુજૂર પ્રયત્ન કરશે, તો તે બધાઓના કરતાં પણ વિશેષ માન મેળવશે એવી મારી ખાત્રી છે. પણ હુજૂર, પંજાબમાં માત્ર ટોપી અને શમશેરથીજ ફત્તેહ મેળવી શકાશે નહિ. ત્યાંના રીત રિવાજ મુજબ મ્હોટા ડોળથી-દબદબાથી ત્યાં જવું જોઇએ. ગમે તેમ પણ પંજાબી! તેઓને સરદારી ઠાઠમાઠ તો બતાવવોજ જોઇએ!"

ડૉવલીનને બન્નુનો સરળ ઉત્તર સાંભળી હસવું આવ્યું. તેણે પૂછ્યુંઃ—"દબદબા સાથે જવું જોઇએ એટલે શું?"

બન્નુએ નમનતાથી ઉત્તર આપ્યોઃ-"હુજુર! ત્રણ ચાર તંબુ, ચાર પાંચ ઉંટ, વીસ પચીસ ઘોડા તેમજ બે ચાર ગાડીઓ, એમ લશ્કરી ઠાઠમાઠથી જવું જોઇએ. તમેજ વિચાર કરી જુઓ કે, મને એકલાનેજ સાથે લઇ જતાં અને આવી રીતે સરદારી ઠાઠમાઠમાં જતાં

કેવા દેખાશો?"

ડૉવલીનને આ સલાહ પસંદ પડી; તોપણ બન્નુની હોશિઆરી જોવાના ઉદ્દેશથી તેણે પૂછયું:-"બન્નુ, આટલા બધા ઠઠમાઠથી નહિ જઇએ તો નહિ ચાલે?"

"હજૂર! કેમ ચાલે?" બન્નુએ જવાબ આપ્યો. "સાથે આટલો બધો ઠાઠમાઠ અને સરંજામ રાખવાનાં બે ચાર કારણો છે. પહેલું તો એ કે, પંજાબની અંદર કેટલાક રસ્તાઓ પર ચોરોનો ઘણોજ ભય છે. ઠગ અને ગામછામોડા-"

બન્નુને વધારે બોલવા નહિ દેવાં વચમાંજ કંપિતસ્વરે ડૉવલીન બોલ્યો:—"કોણ? ગામછામોડા?"

ગામછામોડા શબ્દ ડૉવલીનના ધ્યાનમાં બરાબર રહ્યા હતો, તેના પાલક પિતાએ જે હકીકત લખી રાખી હતી, તેમાં જન્મદાતા માતાપિતાનો વધ ગામછામોડાએજ કર્યાનો ઉલ્લેખ કર્યો હતો. તેથી ડૉવલીન જો કે વીરપુરૂષ હતો, તોપણ ગામછામોડા શબ્દ સાંભળતાંજ તેનું અંતઃકરણ થરથરી ઉઠયું. ડૉવલીનની આવી આશ્ચર્યયુક્ત મુદ્રા જોઇ બન્નુ બોલ્યો:-"હજૂર, ગામછામોડા ઘણાજ નિર્દય લોકો છે. માણસોનો પ્રાણ લેવાની તે લોકો પાસે અજબ કરામત છે. માટેજ આપણી સાથે આટલો ઠાઠમાઠ, સરંજામ અને માણસો જઇએ. વળી, ખુદ રણજીતસિંહ ગમે તેટલો ગુણગ્રાહક હોય તોપણ તેની આસપાસના પાસબાનો તમારી જરા પણ દાળ ગળવા દેશે નહિ. તેથી તે લોકોનું આપના તરફ સારી રીતે ધ્યાન ખેંચાય માટે સાથે રસાલો તો જોઇએજ."

ડૉવલીનનો ચ્હેરો આનંદથી પ્રફુલ્લિત થઇ ગયો. બન્નુની પીઠ ઉપર હાથ ઠોકી ને બોલ્યો:-"શાબાસ! બન્નુ, ખરેખર તું ઘણોજ ચતુર અને બુદ્ધિશાળી છે. તુંજ બધાં માણસો એકઠા કરવાની તજવીજ કર, પણ એટલું ધ્યાનમાં રાખજે કે કોઇ વિશ્વાસઘાતક કિંવા સ્વાર્થસાધુ તેમાં દાખલ થઇ નહિ જાય!"

બન્નુએ સહજ હસીને જવાબ આપ્યો:-"હજૂર! બન્નુને તે માટે વધારે કહેવું પડે તેમ નથી. ઈશ્વરે એટલું બધું બેવકુફપણું તેને આપ્યું નથી."

બન્નુનો ઉત્તર સાંભળી ડૉવલીનને ઘણોજ આનંદ થયો. તેણે પોતાના બધી યોજનાઓ સમજાવી તેને સારા સારા જુવાન માણસો

એકઠા કરવા માટે બહારગામ મોકલી દીધો. ડૉવલીન સુરતમાંજ રહ્યો, તોપણ તે કાંઇ ત્યાં નિરાંતે બેસી રહ્યો નહિ. તેણે પણ પોતાને જોઇતાં માણસો તથા ઘોડાઓ શોધવા માંડયા. તે વખતે સુરત વેપારની દૃષ્ટિએ ઘણુંજ આગળ પડતું શહેર ગણાતું હતું તેથી કેટલાક આરબ વેપારીઓ ઘોડાઓનો વેપાર કરવા ત્યાં આવતા હતા. તેમાંના એક આરબ પાસે એક ઘણોજ ઉમદા ઘોડો જોઇ તે વેપારીને મ્હોડે માગી કિંમત આપીને ડૉવલીને ખરીધો. ઘોડો દેખાવમાં ઘણોજ સુંદર હતો, તેનામાં ચપળતા વિલક્ષણ હતી. થોડા દિવસની અંદરજ ડૉવલીને તેને કેળવીને પોતાની મુઠ્ઠીમાં લઇ લીધો. ઘોડાની ચપળતા, તેનો અસામાન્ય વેગ જોઇ ડૉવલીને તેનું બલુન વિમાન નામ રાખ્યું તે સિવાય બીજા પણ પચ્ચીસ ઘોડા ડૉવલીને ખરીધા. આ બધા ઘોડાઓ જો કે બલુન જેવા તો નહોતા; તોપણ પાણીદાર તો હતાજ. બધા ઘોડાઓને માટે તેણે સામાન નવીન તરેહનો અને પોતાની મરજી મુજબ બનાવડાવ્યો. ડૉવલીને પોતે કેટલાક માણસોને એકઠા કર્યા હતા, અને બન્નુ પણ મોકલાવી આપતો હતો, તેઓને એકઠા કરી ડૉવલીને કવાયત શિખડાવવા માંડી. થોડા વખતની અંદર બન્નુ બીજા કેટલાક વિશ્વાસુ માણસો લઇને આવ્યો, અને તે લઇને આવ્યા પછી ડૉવલીનની ખાત્રી થઇ કે બન્નુ જે માણસો લાવ્યો, તે ખરેખર માણસો છે-દ્વિપાદ પશુ નથી! પહેલાં તો ડૉવલીનનો પાંચ દસ માણસોને લઇનેજ જવાનો વિચાર હતો, પણ એક બે એક બે કરતાં કરતાં લગભગ પચ્ચાસ માણસો તેની પાસે થઇ ગયાં. તે બધા વિશ્વાસુ, શૂરવીર અને સાહસી હોવાથી ડૉવલીને કોઇને પણ ના પાડી નહિ. બન્નુને તે વખતે જે આનંદ થયો, તે અકલ્પનિય હતો. પોતાના માલેકને વૈભવસંપન્ન સ્થિતિમાં જોઇ તેની આંખોમાંથી આનંદાશ્રુ પડતાં હતાં. ડૉવલીને બધા ઘોડેસ્વારોનો પોષાક ઘણોજ ભપકાબંધ કર્યો હતો. બીજાં માણસોના પોષાક માટે પણ તેણે સારૂં ધ્યાન રાખ્યું હતું. જેવી રીતે પોષાક, તેજ પ્રમાણે શસ્ત્રો પણ ઉત્તમ અને નવીન તરેહનાં રાખ્યાં હતાં. ડૉવલીને આ ન્હાની સેનાના સેનાપતિ તરીકે બન્નુને નીમ્યો અને એકાદ ન્હાના સંસ્થાનિકની માફક પોતાના સરંજામ સાથે તેણે પંજાબ તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં તેની પદ્ધતિ, એક સરખો પોષાક અને મરદાની ચ્હેરો જોઇ મ્હોટા મ્હોટા અમીર ઉમરાવોના મનમાં પણ ડૉવલીન માટે ભીતિયુક્ત ભક્તિ ઉત્પન્ન થતી.

આવી રીતે ઘણાજ ઉત્સાહથી પંજાબનો માર્ગ કાપતાં કાપતાં ડૉવલીન લાહોરની લગભગ જઇ પહોંચ્યો. જેમ જેમ લાહોર નજીક આવતું ગયું, તેમ તેમ આગળ જતાં કેમ વર્તવું તે વિષેની યોજનાઓ તેના અંત:કરણમાં શરૂ થવા લાગી. આખરે ડૉવલીને નિશ્ચય કર્યો કે, મુસાફરીના શ્રમને લીધે થાકેલી સ્થિતિમાં એકદમ લાહોર જવા કરતાં તેની નજીકમાં કયાંઇ થોડો વખત વિશ્રાંતિ લઇ પછી લાહોર જવું. લાંબી મુસાફરીને લીધે માણસો તથા ઘોડાઓ થાકી ગયા હતા, બધાઓના પોષાક મેલા થઇ ગયા હતા, તેમજ લાંબા વખતના શ્રમને લીધે બધાનાં ચ્હેરા નિસ્તેજ બની ગયાં હતા, તેથી તેવી સ્થિતિમાં જવાનું અનુચિત ધારી ડૉવલીને લાહોરની નજીકના એક ગામડામાંજ ત્રણ દિવસ સુધી પડાવ નાંખ્યો. તેની સાથે તંબુઓ તો હતા જ, તેથી ત્રણ દિવસ સુધી સતત આરામ લેવાથી બધાનો થાક ઉતરી ગયો અને સતેજ દેખાવા લાગ્યા. ચોથા દિવસે સુર્યોદય પહેલાંજ ડૉવલીન બલુન ઉપર સ્વાર થયો અને તેની પછવાડે આ બધો રસાલો લાહોર તરફ ચાલવા લાગ્યો. બલુન ઘણોજ ઉમદા, આજ્ઞાંકિત અને નિમકહલાલ પ્રાણી હતો. બીજું કોઇ તેની પીઠ ઉપર સહજ હાથ લગાડે કે તરત તે ખીજવાઇ જતો; પરંતુ ડૉવલીનનો માત્ર એક શબ્દ સાંભળીનેજ તે ગરીબ ગાય જેવો થઇ જતો તેની ચપળતા પણ વિલક્ષણ હતી. ચાલ પવનના જેવી હતી. દેખાવમાં પણ સુંદર હતો. આવા ઘોડાપર સૌદર્યસંપન્ન વીરપુરૂષે સ્વારી કર્યાનું દૃષ્ય જોઇ કોના નયનો તૃપ્ત નહિ થાય? ડૉવલીનની માફક તેનો નોકર વર્ગ પણ પૂર્ણ ઉત્સાહથી ઘોડા ઉપર સ્વાર થઇ તેની પછવાડે ચાલતો હતો. ડૉવલીનના ઘોડાની બન્ને બાજુએ બન્નુ અને તેનો ભાઇ ધન્નુ બન્ને જણા તેના શરીર સરંક્ષક તરીકે ચાલતા હતા. એકંદર રીતે જોતાં આ પચાસ માણસની ન્હાની, પણ પદ્ધતિસર અને સુસજ્જ રીતે ચાલતી સ્વારી જે કોઇ જોતું, તે આશ્ચર્યચકિત થઇ જતું.

દિલ્લીથી જે રસ્તો લાહોર તરફ જાય છે, તે રસ્તો બાદશાહી વખતથી ઘણોજ પ્રસિદ્ધ છે. જે રસ્તાની ચારે બાજુએ ગાઉનાં પરિમાણ દર્શક પથ્થરો હજી પણ દૃષ્ટિએ પડે છે. લુધિયાના અને કર્નાલ વચ્ચેની શતદ્ર નદીના કાંઠે કૃત્રિમ રીતે તૈયાર કરી પથ્થરના થાંભલાની હારો જે રસ્તાપરથી હજી પણ પથિકોના હૃદયમાં કુતુહલ ઉત્પન્ન

કરે છે, જે રસ્તાપર મ્હોટાં મ્હોટાં વૃક્ષો ગૃહસ્થ ધર્મ પ્રમાણે પોતાની શાખાઓ ફેલાવી પ્રવાસીઓને શીતળ છાયા આપવા હજી પણ ઉભાં છે, જે રસ્તાપર ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ અને ન્હાનાં ન્હાનાં તળાવ મુસાફરોનું સ્વાગત કરવાને હજી ઉત્સુક છે, દારા, કુના અને રાજપુરા નામનાં એક વખતે પ્રસિદ્ધિમાં આવેલાં ગામો જે રસ્તેથી જતાં વિધ્વંસ થઇ ગયેલાં દેખાય છે–તેજ રસ્તેથી પોતાનો માર્ગ કાપતાં કાપતાં ડૉવલીને જગદ્વિખ્યાત લાહોર શહેરમાં પ્રવેશ કર્યો. શહેરમાં પગ મૂકતાંજ તેનો રસાલો અને રુવાબ જોઇ લોકો દંગ થઇ ગયાં. તેના તરફ કુતૂહલ દૃષ્ટિએ જોવા લાગ્યાં. કેટલાક તો "વાહ વાહ જવાન! તેરાભી ક્યા રુવાબ હય! ઘોડેભી કયસે અચ્છે હૈંય." એમ બોલવા લાગ્યા. ડૉવલીનને પહેલા મુહૂર્તમાંજ પોતાના તરફ લોકોનું ખેંચાયેલું આકર્ષણ જોઇ આનંદ થવા લાગ્યો. રસ્તામાં ચાલતાં એકાદ સારી જગ્યા તેના જોવામાં આવતી, તો તરતજ પોતાની સ્વારી ઉભી કરતો અને તે ભાડે આપવાની છે કે કેમ, તે વિષે તપાસ કરતો. આખા લાહોરમાં આ વાતની ખબર પડી ગઇ. શહેરમાં એક ફિરંગી આવ્યો છે અને બંગલા માટે જગ્યા શોધે છે, એ સમજતાંજ કેટલાક ખટપટીઆઓ ડૉવલીનની પાસે આવી પહોંચ્યા અને જૂદી જૂદી જગ્યાઓ બતાવવા લાગ્યા. તોપણ ડૉવલીનને પસંદ પડે તેવી જગ્યા મળી નહિ. જે સારી સારી જગ્યાઓ હતી, તે ભાડે મળતી નહોતી અને જે મળતી હતી, તે નિરૂપયોગી હતી. એકની એક છોકરીનો બાપ પોતાની છોકરીને સારૂં ઠેકાણું મળે એટલા માટે જેટલી [illegible] બુદ્ધિથી શોધ કરે છે અને તેવી સ્થિતિમાં ઘણા દિવસ સુધી [illegible] છતાં તે નિરાશ થવાથી આખરે કંટાળીને પોતાની પુત્રીને ગમે તેવા જમાઇને સ્વાધીન કરે છે–તેવીજ સ્થિતિ આપણા ડૉવલીનની પણ અત્યારે થઇ. જગ્યાની શોધ માટે તે આખું લાહોર શહેર ફરી વળ્યો, પરંતુ તેને પોતાના મનપસંદ જગ્યા મળી નહિ. આ વખતે ડૉવલીનના મનની સ્થિતિ કેવી હતી, તે વિષે અમે કલ્પના ન કરતાં ડૉવલીનનીજ નોંધપોથીમાંથી અમે કેટલાક ઉતારા અત્રે ઉતારી લઇએ છીએ.

"લાહોરનાં [illegible] થતાં ઘણોજ આનંદ થયો. ગ્રીષ્મ ઋતુના દિવસો હોવાથી રાવી નદીએ કાંઇક શુષ્ક સ્વરૂપ ધારણ કર્યું હતું; તો પણ તેના કાંઠાની જમીનપર આવેલાં ખેતરોના અનાજના

છોડ પીળા પડી જવાને લીધે એક પ્રકારની વિલક્ષણ શોભા દૃષ્ટિએ પડતી હતી. ન્હાનાં વસ્ત્રને જરીકામ ભરેલી મ્હોટી કોર હોય, તેવોજ દેખાવ આ વખતે રાવી નદીનો દેખાતો હતો. શહેરની અંદર નવિનતાં કાંઇ વધારે જોવામાં આવ્યું નહિ. હિન્દુસ્થાનનાં કેટલાંક જૂનાં શહેરો જોતાં મનમાં ઘણુંજ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે; પરંતુ લાહોર જોતાં તેવું કાંઇ બન્યું નહિ. લાહોર ઘણુંજ મ્હોટું શહેર છે અને ત્યાંના લોકોની સ્થિતિ સારી અને વૈભવશાળી છે, પણ જેણે યૂરોપનાં મ્હોટાં મ્હોટાં શહેરો જોયાં છે, તેને તો આ શહેર સાધારણજ લાગશે. ખરી રીતે જોતાં આ શહેરને એક મ્હોટા રાજાની રાજધાની તરીકે માનવા કરતાં એકાદ પ્રબળ સેનાપતિની છાવણી કહીયે, તો તેમાં અતિશયોક્તિ જેવું નથી. ઇતિહાસ પણ તેવીજ સાક્ષી પૂરે છે. લાહોરની અંદર આજ સુધીમાં જેટલી લડાઇઓ થઇ છે, તેટલી ભાગ્યેજ બીજા કોઇ શહેરમાં થઇ હશે. વિશેષતઃ પંજાબ જયારે શિખ લોકોના હાથમાં આવ્યું, ત્યાર પછી મુસલમાનોએ તેના પર ઘણી લ્હડાઇઓ કરી હતી અને તેની ઘણી ખાનાખરાબી કરી નાખી હતી. શીખ લોકોની હમેશાં લશ્કરી પોષાકમાં સજ્જ થઇ શત્રુની માર્ગપ્રતિક્ષા કરવાની ટેવને લીધે લાહોરને છાવણીનું સ્વરૂપ પ્રાપ્ત થાય એ સ્વાભાવિકજ હતું. પંજાબની અંદર લાહોર અને અમૃતસર ઘણાંજ જૂનાં, પ્રસિદ્ધ અને પૈસે ટકે સુખી શહેર મનાતાં; પરંતુ ઘણાજ પ્રાચીન કાળથી—એટલુંજ નહિ પણ જે લવ–કુશે તે શહેરો સ્થાપન કર્યાં, તે કાળથીજ—આ શહેરોનો અને યુદ્ધનો સંબંધ એક સરખો ચાલતો આવ્યો છે. ઇરાનના નાદીરશાહે અને અહમદશાહ અબદલ્લીએ આ બન્ને શહેરોને બાળીને ભસ્મ કરી નાખ્યાં હતાં. પાછાં તે નાશ પામેલાં શહેરો ફરીથી બાંધવામાં આવ્યાં. રણજીતસિંહે આ શહેરો સુધારવા માટે ઘણી મહેનત કરી છે, પણ પહેલાં જે શહેરના ત્રણસો ભાગ હતા, તે શહેર આજે છ ભાગનું રહ્યું છે! આ શહેરનો પરિઘ ચાર ગાઉનો છે અને તેને ફરતો એક મજબૂત પથ્થરોનો કિલ્લો બાંધ્યો છે. શહેરના અંદર પ્રવેશ કરતાં લગભગ બાર દરવાજા ઓળંગવા પડે છે. દરેક દરવાજાના બુરજ પર ઘણી યુક્તિથી તોપો ગોઠવેલી છે. લડાઇ વખતે શત્રુએ શહેરમાં દાખલ થવું હોય તો આ બાર દરવાજાઓ ફોડી તોપનો મારો સહન કરતાં કરતાં શહેરમાં જવું જોઇએ. આવા લશ્કરી શહેરને એક નાકાથી બીજા નાકા સુધી—ચાર દિશામાં શોધ કરવાં છતાં પણ

સારી જગ્યા મળી નહિ, તેથી પાછો શહેરની બહાર નાઠળ્યો અને યુરોપિયન લોકો ક્યાં રહે છે, તે વિષે તપાસ કરવા લાગ્યો. સારી જગ્યા ન મળે તો પછી શહેરની બહાર તંબુઓ ઠોકીને રહેવું એવો મેં નિશ્ચય કર્યો હતો. શહેરની બહાર મ્હોટા મ્હોટા અમીર ઉમરાવોના સુંદર બાગ તથા બંગલા હતા; પરંતુ તે ભાડેથી મળે તેવા કોઇ પણ ચિહ્નો જણાયાં નહિ.”

આવી રીતે ડૉવલીન રહેવા માટે જગ્યા શોધવા જયાં ત્યાં ફરતો હતો, એટલામાં તેના સુદૈવે ધાર્યા કરતાં પણ વધારે સરસ જગ્યા તેને મળી ગઇ. રણજીતસિંહના દરબારમાં ઉચ્ચ પદ્વિ ધરાવતા એક ગૃહસ્થ શહેરની બહાર ફરવા નીકળ્યા હતા. તે વખતે ડૉવલીનનો રસાલો જોઇ તે વિસ્મય પામ્યા અને ડૉવલીન પાસે આવી તેની તપાસ કરવા લાગ્યા. ડૉવલીને પોતાનો ત્યાં આવવાનો ઉદ્દેશ થોડાક શબ્દોમાં તે ગૃહસ્થને સમજાવ્યો. ડૉવલીનનો રૂવાબ, મિતભાષણ વગેરે જોઇ તે ગૃહસ્થના અંતઃકરણમાં તેના માટે આદરઉત્પન્ન થયો અને ત્યાં નજીકમાં તેનો એક બંગલો આવેલો હતો, તે તેણે ડૉવલીનને રહેવા માટે આપ્યો. મનપસંદ બંગલો મળવાથી ડૉવલીનના મનની પણ શાંતિ થઇ, તે વિષે વધારે કહેવાની કાંઇ જરૂર નથી.

ડૉવલીનની સાથે જે ગૃહસ્થની મુલાકાત થઇ તેની ઓળખાણ આપણને આગળ થશેજ. હાલમાં તો એટલુંજ કહેવું બસ થશે કે, ડૉવલીનનો લશ્કરી રૂવાબ જોઇ તે ઘણુાજ પ્રસન્ન થયા અને આવા વીર-પુરૂષની વ્યવસ્થા કરવી, એ પોતાનું કર્તવ્યજ છે, એમ સમજી તેમણે પોતાનો બંગલો રહેવા માટે કહાડી આપ્યો. આ વખતે તે ગૃહસ્થની સાથે તેમનો રતનસિંહ નામનો એક નોકર પણ સાથે હતો. ડૉવલીનને બંગલો આપવાનો નિશ્ચય થતાજ રતનસિંહને બધી વ્યવસ્થા કરવાનું કહી, તે શહેરમાં ચાલ્યા ગયા. રતનસિંહ જો કે તે ગૃહસ્થનો નોકર હતો, તોપણ તેની નોકરી સારા હોદ્દાની અને માનભરી હતી. વળી રતનસિંહ સ્વભાવનો પણ ઘણોજ સરળ હતો. જે બંગલાની અંદર ડૉવલીનને રહેવા જવાનું હતું, તે શહેરની બીજી બાજુએ આવેલો હોવાથી રતનસિંહ તેને પાછો ફરીથી શહેરની અંદર લઇ ગયો અને ન્હાની ગલ્લીમાંથી રસ્તો કહાડી તે બન્ને જણા મોટા દરવાજેથી શહેર બહાર નીકળ્યા. આ વખતે એક મુસલમાન ગૃહસ્થ બહારથી શહેરમાં જતો હતો. રતનસિંહને એક યુરોપિયન ગૃહસ્થની સાથે જતો જોઇ

તેના મનમાં સાહજિકજ જીજ્ઞાસા ઉત્પન્ન થઈ અને શું ખટપટ ચાલે છે તે જાણવા માટે પોતાનો ઘોડો પાછો ફેરવી ડૉવલીનની સાથે ચાલવા લાગ્યો. ડૉવલીને તેના તરફ દૃષ્ટિ ફેરવતાંજ જાણી લીધું કે, આ માણસ લુચ્ચો અને અસભ્ય હોવો જોઇએ; પરંતુ તેની સાથે કોઇ પણ જાતનું કામ નહિ હોવાથી ડૉવલીને તેના તરફ ધ્યાન આપ્યું નહિ. ડૉવલીનને અંગ્રેજીના જેટલુંજ ઉર્દુ અને હિન્દુસ્થાની ભાષાનું જ્ઞાન હતું તેથી તે વખતે રતનસિંહ સાથે તે ઉર્દુમાંજ વાતો કરતો ચાલતો હતો. મોચી દરવાજેથી બહાર પડતાંજ પ્રાચીનકાળની ઇમારતોનાં ખંડીયેર ડૉવલીનની નજરે પડ્યાં અને તેનું રહસ્ય જાણવા માટે રતનસિંહની સાથે ચર્ચા કરવા લાગ્યો. બન્નેના પ્રશ્નોત્તરો ચાલતા હતા એટલામાં ડૉવલીન સહજ ખેદદર્શક સ્વરે બોલ્યો.–" જે શહેરને રણજીતસિંહ જેવા ભૂપતિ પણ દુરૂસ્ત કરી શક્યા નહિ, તે શહેરને પૂર્વવત્ જોવાની આશા રાખવી, એ તો આકાશ કુસુમવત્જ માનવું જોઇએ !! "

રતનસિંહે ડૉવલીનના કહેવાને અનુમોદન આપ્યું; પણ પેલો મુસલમાન કિંચિત્ તિરસ્કારથી વચ્ચેજ બોલી ઉઠ્યો:–" એ રણજીતસિંહ જો ધ્યાનમાં લે તો આવાં દસ લાહોર શહેર બાંધી શકે એમ છે; પણ તેમને પહેલાંની બાદશાહી મહત્વાકાંક્ષાજ નથી. નાદિરશાહે લાહોરની માફક દીલ્લીને પણ બાળી નાંખી હતી, પણ તેજ દિલ્લી પાછી ફરીથી પૂર્વવત્ બાંધવામાં આવી. નવીન મુસાફરોને લાહોરની ચારે બાજુનો આ કિલ્લો જોઇને રણજીતસિંહની ઘણી કાર્યદક્ષતા જણાશે; પણ ખરી હકીકત તદ્દન જૂદીજ છે. આ કિલ્લો બાંધતાં જે ખર્ચ થયો તેના પૈસા અમૃતસરના એક વેપારી પાસેથી બળાત્કારથી કઢાવવામાં આવ્યા છે. વારૂ, કિલ્લો બાંધનાર મજૂરોને પણ તે પૈસા મળ્યા છે? તેમ પણ થયું નથી. તે પૈસા તો બાંધકામ ઉપર દેખરેખ રાખનારા અધિકારીઓજ હજમ કરી ગયા છે ! "

મુસલમાન ગૃહસ્થનો આવો અવ્યાપારેષુ વ્યાપાર જોઇ ડૉવલીનના મનમાં ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થયો અને તેને તરછોડી નાખવા કરતાં આપણે આવી સ્થિતિમાં વિશેષ દક્ષતાથી વર્તવું જોઇએ, એમ વિચારી ડૉવલીને તે વિષય પડતો મૂક્યો. તેણે કહ્યું:–પણ "આપણને તે બાબતનો વિચાર કરવાનો શું અધિકાર છે? જે પરમેશ્વરે તેમને રાજ્યપદ આપ્યું છે, તેજ વિચાર કરશે." એમ કહી ડૉવલીને

તેવાજ અર્થની શેખસાદીની એક બેત કહી સંભળાવી. બેત સાંભળી રતનસિંહ અને મુસલમાન ગૃહસ્થ બન્ને જણુ આશ્ચર્ય પામ્યા. ડૉવલીન સાહેબ સાધારણુ નથી, પણુ ફારસી ભાષાનાં ઉત્કૃષ્ટ કાવ્યોના પણુ તે રસભોક્તા છે, તે જોઇ સાહેબને મનમાં આવે તેમ કહેવું, તે પોતાની મૂર્ખતા કબૂલ કરવા જેવું છે, એમ મુસલમાન ગૃહસ્થને જણાયું. તે બોલ્યો:–"વાહ! સાહેબ માત્ર સરદારજ નહિ; પરંતુ પંડિત પણુ છે! વારૂ સાહેબ, હવે રજા લઉં છું. આ ગરિબ પર મહેરબાની રાખજો. આપનો હુકમ હશે, તો આ સેવક આપની સેવાને માટે નાલાયક નહિ ઠરે એમ ખાત્રી રાખજો!" એમ કહી મુસલમાન ગૃહસ્થે પોતાનો ઘોડો ફેરવ્યો અને ડૉવલીનને એક લાંબી સલામ ભરી શહેર તરફ ચાલ્યો ગયો. તેના ભાષણુ અને અભિનય પરથી ડૉવલીને ધાર્યું કે, આ માણુસ ધૂર્ત, કાર્યદક્ષ અને સાહસીક જણાય છે. તે ગૃહસ્થ સલામ કરીને પાછો ફર્યો એટલે ડૉવલીને પણુ તેને કિંચિત્ સ્મિત કરી સલામ કીધી. મુસલમાન ગૃહસ્થના જવા પછી તેઓ બન્ને જણા એક બંગલા પાસે આવી ઉભા અને રતનસિંહ હાથની ઇશારતથી તે બંગલો બતાવતાં બોલ્યાં:–"સાહેબ, આજ આપનું નિવાસ સ્થાન!!" તે સુંદર બાગ અને તેમાં આવેલો બંગલો જોઇ ડૉવલીન ઘણોજ ખુશી થયો. રહેવાને માટે આવી સુંદર જગ્યા મળશે, એવી તેને કલ્પના પણુ નહોતી. ડૉવલીનને બંગલો બરાબર દેખાડયા પછી રતનસિંહે ત્યાંથી જવાને માટે રજા માગી. રતનસિંહે–પોતાના માલેકના હુકમને તાબે થઇને કિંવા ગમે તે રીતેજ–આપણા માટે ઘણીજ મહેનત લીધી છે એમ તેણુ વિચાર્યું અને તેથી રતનસિંહે જવાની રજા માગી ત્યારે તેણુ તેનો ઘણોજ આભાર માન્યો અને એક ન્હાની ચાંદીની વસ્તુ બક્ષીસ આપી. રતનસિંહ ગયો ત્યારે ડૉવલીને તેના શેઠનું નામ તથા ઠેકાણું પૂછી પોતાની નોંધપોથીમાં લખી લીધું.

થોડા વખતમાંજ ડૉવલીને પોતાના બધાં માણુસોને રસાલા સાથે નવા નિવાસસ્થાન પર બોલાવી લીધાં. બધા સામાનની વ્યવસ્થા કરી જૂદાં જૂદાં માણુસોને તેઓની યોગ્યતાનુસાર તેણુ જૂદી જૂદી ઓરડીઓ રહેવા માટે સોંપી દીધી. વખત બાર વાગ્યાનો હતો તેથી દરેક જણુ પોતપોતાની રસોઇ બનાવવાના કામમાં પડયા. ડૉવલીનના મનની પણુ હવે જરા શાંતિ થઇ તેથી એક કૅાચ ઉપર આડા પડીને તેણુ બન્નુને ચહા લાવવાનો હુકમ કર્યો, ચહા પીતાંજ તેને પોતાની એક

ભૂલની યાદ આવી. જે સદ્‌ગૃહસ્થે આટલો બધી મહેરબાની દર્શાવી પોતાનો બંગલો રહેવા આપ્યો, તેને એક પત્ર મોકલાવી પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરવી જોઈએ એમ તેણે ધાર્યું અને તેથી તેણે ઉર્દુ ભાષામાં એક પત્ર લખી સુંદર સોનાના ઘડિયાળ સાથે ઘોડેસ્વારને સોંપી મોકલાવી દીધો. ડૉવલીને જે માણસ ઉપર આ ઘડિઆળ અને પત્ર મોકલ્યો હતો, તે માણસ કાંઈ સાધારણ વ્યકિત નહોતો. તેઓ રણજીતના રાજકાર્યના મંત્રીવર્ગ માંહેલા પ્રસિદ્ધ ફકીર અજિજુદ્દિન હતા. ડૉવલીન અત્યારે તો અજિજુદ્દિનનો અતિથી હતો અને ફકીર અજિજુદ્દિન વિષે તે કાંઈ પણ જાણતો નહિ હોવાથી ભવિષ્યમાં તેના તરફથી આપણને મદદ મળશે એવી તેને કલ્પના પણ નહોતી. તે તો એમજ ધારતો હતો કે, આપણે જેની સાથે ઓળખાણ થઇ છે, તે પોતે આપણને રણજીતસિંહ પાસે લઇ જઈ નહિ શકે; તોપણ એકાદા મ્હોટા અમીર સાથે મુલાકાત કરાવી આપશે. અને તેના દ્વારા રણજીતસિંહને મળવાનું કાર્ય સાધી શકાશે. આવી રીતે ભવિષ્યના વિચારોના વમળમાં પડયો હતો એટલામાં બહારથી ઘોડાની ખરીઓનો અવાજ સાંભળવામાં આવ્યો. ડૉવલીન જીજ્ઞાસાથી બારણા તરફ દૃષ્ટિ કરીને જૂએ છે તો બન્નુ દોડતો દોડતો અંદર આવ્યો અને બોલ્યો:—"હુજૂર, ચાંદખાં—"

ડૉવલીને આશ્ચર્ય પામી પૂછયું:—"ચાંદખાં! ચાંદખાં કોણ છે?"

બન્નુએ ધીમા અવાજે ઉત્તર આપ્યો—"હુજૂર, કહે છે કે તે આપને રસ્તામાં મળ્યો હતો."

બન્નુનું વાકય પૂરૂં થાય નહિ એટલામાં તો અંદર આવવાની પરવાનગી લીધા વગર ડૉવલીન જે દિવાનખાનામાં આરામ લેતો પડયો હતો ત્યાં ચાંદખાંની સ્વારી આવી પહોંચી. ડૉવલીનની દૃષ્ટિ તેના પર પડતાંજ તેણે એક લાંબી સલામ કરી અને હસતાં હસતાં કહ્યું:— "સાહેબ, આપનો ગુલામ ખીદમતમાં હાજર છે."

ચાંદખાં ઘણોજ વિચિત્ર માણસ હતો. તે દેખાવડો અને મધ્યમ બાંધાનો હતો. આ વખતે તેણે પોષાક પણ ચમત્કારિક પહેર્યો હતો, તેથી તેને સિપાહી તરીકે કે ગૃહસ્થ તરીકે ઓળખવો તેનો ડૉવલીનને વિચાર થઇ પડયો. પોષાક પ્રમાણે તેના ચ્હેરા પર પણ વિલક્ષણ ખુમારી હતી. દિવાનખાનામાં પગ મૂકતાંજ એકદમ પરિચિત માણસની માફક તે વર્તવા લાગ્યો, તે જોઇ ડૉવલીન તેના તરફ આશ્ચર્ય

તથા તિરસ્કારની એક દૃષ્ટિ તેના તરફ ફેંકી તેને શું જવાબ આપવો તેનો વિચાર કરે છે, એટલામાં તો ચાંદખાં પાછો ફરીથી બોલી ઉઠયોઃ—"હુજૂર, મને આમ અચાનક અહિં આવેલો જોઇને આપ જરા નાખુશ હો એમ જણાય છે, પણ હું તો આપનો ગુલામ છું–મારા માલિક આપજ છો, તેથી આ અપરાધની ક્ષમા કરવાને પણ સમર્થ છો—"

ડૉવલીને કહ્યું:-"આ કાંઇ એટલો બધો મ્હોટો અપરાધ નથી; પરંતુ અમારા દેશની રીત મુજબ આવી રીતે મળવું–બોલવું–તેને અસભ્ય-પણાનું લક્ષણ માનવામાં આવે છે. અમારા દેશમાં આટલા અલ્પ પરિચયનાં માણસો કદી પણ એક બીજાંને મળવા જતાં નથી, તેમજ વિશ્વાસ પણ મૂકતાં નથી."

આ છેવટના વાકયમાં ડૉવલીને ચાંદખાંને રસ્તો માપવાની જ ઇશારત કરી હતી, પણ ચાંદખા તેને દાદ આપે તેવો નહોતો. તેણે કહ્યું:-"હુજૂરનું કહેવું બરાબર છે, પણ કાબૂલના રીત રીવાજો તેથી જૂદાજ છે. અમે કાબૂલીઓ, અપરિચિત માણસ પર એકદમ વિશ્વાસ રાખીએ છીએ, અને અવિશ્વાસ જોવામાં આવતાંજ તેટલું પ્રતિકૂળ પણ આપીએ છીએ. કાબૂલની અંદર આવા અવિશ્વાસ–વિશ્વાસઘાતી-ઓનું તો બોલતાં બોલતાં ખૂન થઇ જાય છે! પતિવૃત જેમ સાધવી સ્ત્રીઓનો ધર્મ છે, તેમ કાબૂલીઓનો વિશ્વાસુ લોકોના દાસ અને અવિ-શ્વાસુઓની પછવાડે સશસ્ત્ર દોડવાનો સ્વભાવધર્મ બની ગયો છે.

"હા, આટલા વખત સુધીનાં આપનાં વર્તનથી એમ જણાય છે ખરૂં. વારૂ, આપનું નામ શું?"

"વાહ સાહેબ, હું જાણું છું કે આપને મારી ઓળખાણ જોઇએ છે. સાહેબ, આ ગુલામ માટે આપ આટલી બધી તપાસ કરો છો–તેને બંદો પોતાનું ભાગ્ય જ સમજે છે. હુજૂર, ખરૂં કહું તો આ દાસને રહેવા માટે કયાંઇ જગ્યા નથી અને પેટના માટે કોઇ ધંધો નથી. હાલમાં તો દુનિયાની અંદર જયાં ત્યાં ભટકતા માણસ જેવો છું. જાતનો હું પઠાણ છું અને કાબુલ મારી માતૃભૂમિ છે, પણ મારો જન્મ તો મુલતાનમાં થયો છે. બાપદાદાના વખતથી અમે કાબૂલ છોડીને મુલતાનમાં આવીને વસ્યા છીએ. મુલતાનના મુસલમાની રાજ્યની અંદર મારા બાપે મ્હોટા મ્હોટા હોદ્દાનાં કામો કર્યાં હતાં. માત્ર આ એકાક્ષ રણજીતસિંહે જયારે મુલતાન પર ચ્હડાઇ કરી તે વખતેજ મારો

બાપ યુદ્ધમાં મરણ પામ્યો. રણજીતસિંહે મુલતાનના કિલ્લાને છ મહિના સુધી ઘેરો ઘાલ્યો હતો. તે વખતે મુલતાનનો રાજા મુજફ્ફરખાં લડાઇની અંદર માર્યો ગયો અને તેની પછી બીજું કોઇ બહાદુરીથી લડી શકે એમ નહિ હોવાથી રણજીતસિંહે કિલ્લાનો કબજો લીધો. બાળક રાજાને કેદ કરી રસાલા સાથે તેને લાહોરમાં લાવવામાં આવ્યો. તે વખતે હું પણ લાહોરમાં આવ્યો. બાળક રાજા સરફ્ખાંને રણજીતસિંહે જે લવાજમ બાંધી આપ્યું તેમાં તે બિચારાનું પેટ ભરવાની પંચાતો પડવા લાગી તો પછી અમને તો તે શું આપે? આવી સ્થિતિમાં તેના પર બોજારૂપ થઇ પડવા કરતાં જેમ તેમ કરી હું મારો નિર્વાહ કરવા લાગ્યો; પણ તે વિષે હું કોઇને ખબર પડવા દેતો નથી. બહારથી લોકોને દેખાડું છું કે સરફ્ખાંની મહેરબાનીથીજ મારૂં ગુજરાન ચાલે છે કારણ કે અહિંના કેટલાક શિખો ઘણા જ ચાણાક્ષ છે અને તેઓને મારો જરા સંશય પણ આવ્યો છે—"

"ત્યારે તમે હાલમાં શું ધંધો કરી જીવન ગુજારો છો?"

"હુજૂર, નિર્વાહનું એક પણ સાધન નિશ્ચિત નથી. જેવો વખત તેવાં વાજાં વગાડું છું. કેટલીક વખત તો પહલ ગ્રહણ કરી શિખ ધર્મની દિક્ષા પણ મેં લીધી છે! અને આમ 'મુખમેં રામ બગલમેં છૂરી'ની માફક વર્તી શીખોનું સર્વસ્વ અપહરણ કરવામાં હું કોઇ પણ જાતની બ્હીક રાખતો નથી!"

આ માણસ બોલે છે તેટલોજ ખરેખર ભયંકર છે કે કેમ એમ સંશય આવવાથી ડૉવલીને આશ્ચર્ય પામી પૂછયું:-"એટલે-શું લોકોને ફસાવવાનો ધંધો કરો છો?"

ચાંદખાંએ સહજ હસતાં હસતાં જવાબ આપ્યો:-"હા હુજૂર; શિખોને ફસાવવાને અને લૂંટવાને અમો મુલતાનીઓને શાની હરકત છે? જેણે અમોને લૂંટયા–અમારૂં સર્વસ્વ હરણ કરી લીધું-તેઓનું નુકસાન કરવા માટે હું હરહંમેશ ખડે પગે ઉભો છું. મુસલમાન કિંવા બીજી જાતિના કોઇ માણસ મળે છે, તો તેને કિંચિત્ માત્ર પણ ત્રાસ હું આપતો નથી; બાકી એકાદો શિખ મળ્યો, તો તો તેના બાર જ વાગ્યા સમજવા! તેને લૂંટી ભીખારી હાલતમાં બનાવ્યા પછીજ છોડું છું! જેઓએ મારી દશા ભીખારી કરતાં પણ ખરાબ કીધી તેઓને આવો દંડ તો આપવોજ જોઇએ. શિખોને હું એક કુતરા મિસાલ ગણું છું. તેઓનો નાશ કરવો, એજ મારૂં ઇષ્ટ કર્ત્તવ્ય છે, અને તેટલા માટે હું

મારો એક પણ પ્રસંગ નકામો જવા દેતો નથી, તેમજ ભવિષ્યમાં પણ જવા દઈશ નહિ !”

ચાંદખાંએ પોતાના આ ભાષણનો આરંભ કર્યો ત્યારે તે બરાબર વિચાર કરીને અને હળવેથી બોલતો હતો; તેમજ ગુસ્સાના આવેશમાં તેની તે સ્થિતિ બરાબર રહી નહિ. છેવટનાં વાક્યો તે મ્હોટેથી અને બેપરવાઇથી બોલી ગયો. ગુસ્સાથી તેની આંખો લાલ થઇ ગઇ, હોઠ થર થર કંપવા લાગ્યા, કમ્મરે બાંધેલી તલવારને તે આસ્તે આસ્તે હાથ લગાડવા લાગ્યો. આવા માણસને પોતાની પાસે ઉભા રાખવાનું ઇષ્ટ નથી એમ ડૅાવલીન ધારતો હતો, પણ પંજાબની ખરી સ્થિતિ શું છે, તે જાણવા માટે તે ઘણોજ ઉપયોગી છે એમ જાણી ડૅાવલીન ઘણી સાવચેતીથી તેને પ્રશ્ન કરવા લાગ્યો. તે બોલ્યોઃ-“હું ધારૂં છું કે તમે તમારી આવી વર્ત્તણુકથી તમારા પોતાના પર વધારે સંકટો લાવતા જાવ છો. શું મહારાજા રણજીતસિંહ આટલી બધી નિષ્કાળજીથી રાજ્યકારભાર ચલાવે છે ? તમારા જેવા માણસોની તેમને ખબર નહિ હોય ? ”

“કોણ ના કહે છે ! તેમને અમારા જેવાની ખબર છે અને અમોને શિક્ષા કરવાને તેઓના પ્રયત્ન ચાલ્યા કરે છે; પરંતુ સાહેબ, શું અમે આ બધાં કૃત્યો ધ્યાન રાખ્યા વગર કરતા હોઇશું ? રણજીતસિંહ અમારા માટે જેટલી તપાસ રાખે છે, તેના કરતા દશગણી તપાસ અમો તેની રાખીએ છીએ. કોઇ કોઇ વખત રહસ્યભેદ થઇ જવાને લીધે આત્મા ઉપર પાણી છોડવાનો પ્રસંગ પણ આવી પડે છે! ખુદ હું પોતે આવા સંકટમાં ત્રણ ચાર વખત સપડાયો હતો, પણ અમારી તૈયારી કોઇ જૂદીજ જાતની છે. દરબારની અંદર અમારા ત્રણ ચાર માણસો છે. તેઓના તરફથી અમને સૂચના મળે છે અને જે સાક્ષી દ્વારા અમારા ઉપર અપરાધ સાબીત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તે સાક્ષીનેજ અમો એટલે દૂર પહોંચાડી દઈએ છીએ કે તે બિચારો લાહોરનું મ્હોડુંજ ફરીથી જોઇ શકતો નથી! કેટલાક સાક્ષીઓને તો એટલે બધે દૂર લઇ જઇને નાખીએ છીએ કે તે આ લોકની પોતાની યાત્રા છોડી સ્વર્ગનર્કાદિ લોકમાંજ પોતાનો નિવાસ કરે છે! સાહેબ, આ વાત પરથી ચાંદખાંને તમે ખૂની સમજશો નહિ. કારણ કે, આત્મરક્ષણને માટે ખૂન કરવું એ કંઇ પાપ નથી! મને શિખોનો ઘણોજ તિરસ્કાર આવે છે, તેઓની દરેક વાતમાં ચીડ ચ્હડે છે, પણ શું કરૂં ? સ્વસંરક્ષણને માટે તે કાફરોનો પોષાક પહેરી મારે ફરવું પડે છે.”

ચાંદખાં હવે ખુલ્લા દિલે પોતાનું અંતઃકરણ ઉઘાડી ડૉવલીનને બતાવવા લાગ્યો; પણ ડૉવલીનના મન ઉપર તો તેથી ઉલટીજ અસર થઈ. તેના મનમાં આવ્યું કે તેને એકદમ ત્યાંથી બહાર કહાડી મૂકવો; પરંતુ પાછો ફરીથી વિચાર કરી જોતાં—આપણા જેવા અજાણ્યા માણુસને તે ડંસેલા સાપનો માફક ત્રાસ તો નહિ દે, એવી તેને બ્હીક લાગી. કોઇ કોઇ વખત તેને સંશય પણ આવતો કે આપણી અને તેની કોઇ પણ જાતની ઓળખાણ નહિ હોવા છતાં તે પોતાના અપરાધો આપણી પાસે ખુલ્લા અંતઃકરણથી કબૂલ કરે છે—તો તો મૂર્ખ તો નહિ હોય? ડૉવલીન આવી રીતે ઘણા વખત સૂધી વિચાર કર્યા પછી બોલ્યો:—"પણ પઠાણ તથા શિખોનો ફરક પોષાકથી ન જણાય તોપણ બીજી કેટલીક રીતે જણાઇ આવે એમ છે. કારણ કે, શિખ અને પઠાણોના આચાર વ્યવહાર તો જૂદાજ છે!".

"હુજૂર, આપ બરાબર કહો છો અને તે પ્રમાણે હું ઘણી વખત ઓળખાઇ આવેલો છું; પરંતુ આવા વખતે 'મેં હમણાંજ શિખધર્મની દિક્ષા લીધી છે' એટલું કહ્યું એટલે બસ! હુજૂર, ખરો શિખધર્મ તો પંચભેળ ખીચડી જેવો છે! તેમાં આચાર અને વિચાર શેના? અરે! એકાદો ભીખારી કેમ હોતો નથી, તેને એક મ્હોટો ઉંચો ફટકો માથે બંધાવો, લાંબુ રેશમી અંગરખું પહેરાવો, તંગ સુરવાળ પહેરાવો, કમ્મરે તિક્ષણ ધારની તલવાર બંધાવો, અને બેસવાને માટે એક ઉમદા ઘોડો અપાવો એટલે તે શિખ થઈ ગયો? પછી તેના આચાર વિચાર કેવા છે, તેનું કોણ ધ્યાન રાખે છે?"

"તમારૂં કહેવું તો ખરૂં લાગે છે; પણ ચાંદખાં, તમે હમણાં કહ્યું કે, આત્મરક્ષણ માટે કોઇ કોઇ વખત મનુષ્યવધ પણ કરવો પડે છે, તો તે પ્રમાણે આજ સૂધીમાં તમે કેટલાં ખુન કર્યાં છે?"

"છટ, છટ્, ! હુજૂર, ચાંદખાંને શું તમે એટલો બધો નીચ સમજો છો? અમારી ટોળીની એકંદર વ્યવસ્થા તથા સિદ્ધાંતો કેવા છે, તે મેં આપને કહ્યું; પરંતુ ચાંદખાં કાંઇ તેવો નીચ નથી. હુજૂર, ખુદાની મહેરબાનીથી આ ગુલામના હાથે આજ સૂધીમાં એક પણ ખૂન થયું નથી. એટલુંજ નહિ, પણ હું તે વાતથી વિરૂદ્ધ છું અને તે પ્રમાણે મેં કેટલાકના પ્રાણ જતા બચાવ્યા છે. હવે એટલું માત્ર ખરૂં કે તેઓ તરફથી વાત ખુલ્લી પડી જાય એવા ડરથી તેઓને કાબૂલમાં એક કિલ્લાની અંદર સારી વ્યવસ્થામાં રાખ્યા છે."

ચાંદખાંનું ઉપરોક્ત ભાષણ સાંભળ્યા પછી ડૉવલીનના મનમાં તેના માટે થોડોઠ આદર ઉત્પન્ન થયો. ચાંદખાંનો પ્રકૃતિધર્મ દુષ્ટપણું કરવું એવો નથી, પણ તેની સ્થિતિને લીધે વિવેકશૂન્ય થઇ તે ખરાબ રસ્તે લાગ્યો છે, એમ તેણે ધાર્યું. પોતાના જેવા અપરિચિત માણસ આગળ વગર ધાસ્તીએ ગમે તેવી વાતો કરતો જોઇ ડૉવલીન જરા આશ્ચર્ય પામ્યો અને તે વખતે તે ત્યાં નવીનજ આવેલો હોવાથી તે વિષેની મિમાંસા કરી શકયો નહિ; પરંતુ તરતજ જણાઇ આવ્યું કે, ફિરંગી લોકો ઉપર વિશ્વાસ રાખવાને તેઓ હમેશાં કબૂલ હોય છે. પછી તે વિશ્વાસ કયા કારણોને લઇને રાખે છે, તેની તો ઇશ્વરને ખબર. ડૉવલીન નવીનજ હોવાથી ચાંદખાંને તેણે આશ્ચર્ય પામી પૂછયું:– "ચાંદખાં, તમારી અને મારી કોઇ પણ જાતની પિછાણ નહિ હોવા છતાં તમારી ગમે તેવી વાતો કહેવામાં તમોને ધાસ્તી લાગતી નથી?"

ચાંદખાંએ હસતાં હસતાં ઉત્તર આપ્યો:–"સાહેબ, શું તમે મને મૂર્ખ સમજો છો? મારામાં માણસની પરીક્ષા કરવાની શક્તિ નથી? કોણ વિશ્વાસુ અને કોણ અવિશ્વાસુ છે, એ હું ઘણીજ સારી રીતે જાણી શકું છું. મેં કહેલી વાતો સાહેબના મ્હોડામાંથી કદી પણ બહાર પડશે નહિ એવી મારા મનની ખાતરી થયા સિવાય કાંઇ મેં કહી નથી. વળી, 'નેકીમેંભી કુછ મતલબ હૈ' એ ન્યાયે તેમ કહેવામાં મારો ઉદ્દેશ કાંઇક જૂદોજ છે."

ડૉવલીને આશ્ચર્ય પામી પૂછયું:–"ઉદ્દેશ? કઇ જાતનો ઉદ્દેશ?"

ચાંદખાંએ નિ:શંકવૃત્તિએ ઉત્તર આપ્યો:–"હુજૂર, આપની તેજસ્વી અને પાણીદાર આંખો જોઇનેજ મારી તો ખાત્રી થઇ છે કે, આપ જે કામ હાથમાં લેશો તે બરાબર પાર પાડશો. આપને મેં રસ્તામાંજ જોયા ત્યારે મારા મનમાં આ કલ્પના આવી અને તેથી ખાસ બધાની પહેલાં મેં આપની મુલાકાત લીધી છે. આપ અહિંયાં નવીન છો, આપને અહિંની કોઈ પણ જાતની ખબર નથી, તેથી આપને બરાબર સારી માહિતી ન મળે તો આપને ફાયદો થવાને બદલે નુકસાન થવાનો સંભવ ઘણોજ વધારે છે! હુજૂર, આપ જો અમારા મંડળના નાયક બનો–"

ડૉવલીન તિરસ્કારથી બોલ્યો; "હા હું સમજયો, ચાંદખાં, આવી ખરાબ સલાહ આપવા માટે જ તમે જલદીથી આવ્યા છો કે શું?"

ચાંદખાએ નમ્રતાપૂર્વક સલામ કરી કહ્યું:–હુજૂર, માફ કરજો.

આપને મારી સલાહ પસંદ ન હોય તો કાંઇ નહિ; પરંતુ આપને મેં જે ગુપ્ત વાતો કહીછે તેનો સ્ફોટ તો હુજૂર તરફથી નહિ થાય, એવી હું આશા રાખું છું.'

"તે માટે તમારે ડરવાની કોઇ જરૂર નથી. માત્ર એટલું ધ્યાનમાં રાખજો કે, દરેકના ઉપર વિશ્વાસ રાખી આવી ગુપ્ત વાતો કહેતા નહિ."

"નહિ, નહિ, હુજૂર; શું હું માણસોને ઓળખતો નથી?"

"સારી રીતે ઓળખી શકો છો! તમોને જો માણસની પરીક્ષા હોત તો તમે મારી પાસે આવી વાતો કહીજ નહોત. "વારૂ, હવે ગઇ ગુજરી જવા દો અને ખુદાનું નામ લઇ સારી રીતે વર્તવાનો પ્રયત્ન કરો."

ડૉવલીનનું ભાષણ સાંભળી ચાંદખાં કાંઇ પણ બોલ્યો નહિ. ચ્હેરા ઉપર અનુતાપદર્શક ચિહ્નો દર્શાવી તે માત્ર ઉભો રહ્યો. ચાંદખાંને આવી સ્થિતિમાં ચાલ્યા જવાનું કહેવું, એ યોગ્ય નથી એમ વિચાર કરી ડૉવલીન બોલ્યો:–"ચાંદખાં, તમારા ધંધાથી એટલું તો અનુમાન થઇ શકે છે કે, દરબારના અંતરોની તમોને સંપૂર્ણ માહિતી હોવી જોઇએ. મારો અહિં આવવાનો કોઇ ગુપ્ત ઉદ્દેશ નથી. હું તમને ખુલ્લે ખુલ્લું જણાવી દઉં છું કે, મહારાજા રણજીતસિંહના દરબારમાં હું ખાસ આશ્રય મેળવવાને માટેજ આવ્યો છું તેથી દરબારમાં કોનું મહત્વ વધારે છે, કોણ મહારાજાનો વધારે વિશ્વાસુ છે, કોની મારફત મહારાજાને મળવાથી આપણું કાર્ય સિદ્ધ થશે, વગેરે હકીકતો કહેવા માટે તમોને કોઇ જાતની હરકત તો નથી ને?"

"નહિ સાહેબ, તેમાં હરકત શેની? ચાંદખાં આપનો ગુલામ છે. મને દરબારની જેટલી ખબર છે, તે બધી હું આપને કહીશ." એમ કહી દરબારની બધી હકીકત ચાંદખાંએ ડૉવલીનને કહી. હકીકત સાંભળતી વખતે ડૉવલીનને જે જે શંકાઓ આવતી હતી, તેનું પણ તે નિરાકરણ કરી લેતો હતો. ચાંદખાં ડૉવલીનને ખુલ્લા અંતઃકરણથી બધા પ્રશ્નોનો જવાબ આપતો હતો. ડૉવલીનને જે માહિતીની વધારે આવશ્યકતા હતી, તે તેણે પહેલાંજ પૂછી લીધી હતી, અને હવે તેઓ સાધારણ વાતચીત કરતા હતા એટલામાં બન્નુ ત્યાં આવ્યો અને તેણે કહ્યું:–'ફકીર અજિજુદ્દીનના ભાઇ ખલિફા નુરૂદ્દિન બહાદૂર બહાર આવીને ઉભા છે.'

ડૉવલીને ખલિફાને અંદર તેડી આવવાની આજ્ઞા બન્નુને કરી,

અને તે મુજબ ખલિફા નુરૂદ્દીન ડૉવલીન અને ચાંદખાં જ્યાં બેઠા હતા ત્યાં આવી પહોંચ્યા. તેમણે દિવાનખાનાનાં બારણામાં પગ મૂક્યો કે તરતજ ડૉવલીને ઉઠી ઉભા થઇ સત્કાર કરી તેમને પોતાની પાસે બેસાડયા. ચાંદખાં અત્યાર સૂધી નિર્ભયપણે પોતાની જગ્યા પર બેઠેલો હતો. ડૉવલીન અને નુરૂદ્દીન બન્ને જણા પોતપોતામાં વાતો કરવા લાગ્યા એટલે ચાંદખાં પોતાની જગ્યાએથી ઉઠયો અને ડૉવલીનને એક લાંબી સલામ ભરી ત્યાંથી ચાલ્યો ગયો.

ખલિફા નુરૂદ્દીન ખરેખર ઉદાર અને દિલદાર માણસ હતો. તેના ચ્હેરા તરફ જોતાં તે એક સુશીલ ગૃહસ્થ છે, એવી કોઇની પણ ખાત્રી થતી. ડૉવલીનના સ્વભાવની તો વાચકને પહેલેથીજ ખબર છે. તેથી બન્ને મહાન્ અને ઉદાર અંતઃકરણો ભેગાં થતાં ઘણા દિવસે બે સુહૃદો એકઠા મળે અને થોડા વખતમાં જ પરસ્પરમાં સ્નેહ ઉત્પન્ન થાય, તેવીજ રીતે આ બન્નેની બાબતમાં પણ બન્યું. નુરૂદ્દીને દરબારની બધી હકીકત ડૉવલીનને કહી અને દરબારની આવી નાજુક સ્થિતિમાં સાહેબનું આગમન થયું, એ ઘણીજ સારી વાત છે, એમ જણાવ્યું. ચાંદખાએ કહેલી હકીકત અને નુરૂદ્દિનની હકીકત બન્નેની તુલના કરી જોતાં ડૉવલીનના ધ્યાનમાં આવ્યું કે, રણજીતસિંહના દરબારમાં ફકીર અજિજુદ્દિન એક ઘણાજ વજનદાર માણસ છે. ફકીરજી દ્વારાજ પોતાનું કાર્ય થવાનો સંભવ છે, એમ જાણી ડૉવલીને તે માટે નુરૂદ્દિન પાસે કૃતજ્ઞતા પ્રકટ કીધી અને ફકીરજીની આજ્ઞા પોતે ઘણાજ આનંદથી માન્ય કરશે એમ જણાવ્યું. તેના મનની એટલી બાતરી તો થઇ ગઇ હતી કે, ફકીરજી જેવો રાજકારસ્થાની, સુશીલ, સુરદાર અને દિલદાર માણસ આપણને કોઇ જાતનું અનુચિત કામ તો સોંપશેજ નહિ. વળી નુરૂદ્દિને પણ દર્શાવ્યું હતું કે, સાહેબને જે કામ સોંપવામાં આવશે તેમાં કીર્તિને હાની પહોંચવાને બદલે ઉલટો વધારો થાય, એવુંજ બનશે. આવી રીતે કેટલાક વખત સૂધી બન્ને જણાએએ વાતચીતો કર્યા પછી, બે ચાર દિવસમાંજ મહારાજા રણજીતસિંહની મુલાકાત કરાવી આપવાનું વચન આપી નુરૂદ્દિને ડૉવલીનની રજા લીધી.



# પ્રકરણ ૯ મું.

---

## રાજ દર્શન.

ડૉવલીનને પરોઢિયે પાંચ વાગે ઉઠી બહાર ફરવા જવાની ટેવ ન્હાનપણથીજ હતી. જે દિવસે દરબારમાં જવાનું તેને આમંત્રણ હતું, તે દિવસે દરરોજ કરતાં તે વહેલો ઉઠયો. બન્નુ અને ધન્નુને તેણે આગલા દિવસે દરેક બાબતની સૂચના આપી મૂકી હતી, તેથી તેમણે પણ ડૉવલીનની પહેલાં ઉઠી દરેક માણસને ઉઠાડયા અને તે પ્રમાણે દરેક જણ પોતપોતાના ઘોડાને તૈયાર કરવા લાગ્યા. ઘોડાઓને સામાન ચ્હડાવી, થોડોક નાસ્તો કરી, પોષાક પહેરી દરેક જણ ઘોડાપર સ્વાર થઇ ડૉવલીનની વાટ જોવા લાગ્યા. આ વખતે બન્નુએ અંગ્રેજી રસાલાના સુબેદાર જેવો અને ધન્નુએ હવાલદાર જેવો પોષાક પહેર્યો હતો. બધી તૈયારી થયા પછી બન્નુએ ડૉવલીનને રસાલો તૈયાર હોવાની ખબર આપી. ડૉવલીન પણ કર્નલનો પોષાક પહેરી તૈયારજ હતો. બન્નુની સૂચના મળતાંજ તે બલુન ઉપર સ્વાર થયો અને પોતાના ઘોડેસ્વારોને ઉત્સાહી અને બરાબર વ્યવસ્થાથી ઉભેલા જોઇ ઘણોજ આનંદ દર્શાવ્યો. જે દિવસે લાહોરમાં પહેલ વહેલો પગ મૂકયો, તે દિવસના ઉત્સાહ કરતાં આજનો ઉત્સાહ અને મ્હોડાપરનું તેજ જૂદીજ રીતનું હતું. તે દિવસે મુસાફરીના શ્રમની અને ધારેલી મુરાદ પાર પડશે કે કેમ, એવી ચિંતાની છાયા ચ્હેરાપર હતી; પરંતુ આજે તો દરેકનો ચ્હેરો આનંદથી પ્રફુલ્લ બની ગયો હતો. પહેલા દિવસની માફક આજે પણ ડૉવલીનની સ્વારીએ શહેરમાં પગ મૂકયો કે તરત લોકોનાં મન આકર્ષાયાં અને લાહોરવાસીજનો તેઓના પોષાક અને ચાલવાની રીતભાત જોઇ પ્રશંસા કરવા લાગ્યા. આજે ડૉવલીનનો ચ્હેરો ઉત્સાહપૂર્ણ દેખાતો હતો, તોપણ તેના પર થોડીક ચિંતાની છાયા પ્રસરેલી હતી. રાજસભા કેવી હશે? રાજાનું પ્રધાન મંડળ કેવું હશે? મને જોયા પછી તેઓ કેવી રીતે વર્તશે? મહારાજાની કૃપાને પાત્ર હું થઇશ કે નહિ? ફકીરજીએ મારા માટે મહારાજાને કહ્યું હશે કે નહિ? તે શા માટે મારાપર આટલો બધો પ્રેમ રાખે છે? તેમ કરવામાં ચાંદખાંની માફક તેમનો પણ કોઇ ગુપ્ત હેતુ હશે કે શું? વગેરે અનેક જાતના પ્રશ્નો તેના મનમાં ગુંચવાયા કરતા હતા. ફકીરજી સારો હોય કે ખરાબ હોય, આપણે હોશિઆરીથી અને સત્યને રસ્તે ચાલશું તો આપણું કાંઇ પણ નુકસાન થશે નહિ,

એવા નિશ્ચય બળને લીધે ચિંતાની એકેક છાયા તેના ચ્હેરા પર જણાઇ આવતી હતી, તેવીજ નાશ પણ પામી જતી હતી. આવી રીતે વિચાર કરતો કરતો ડૉવલીન દરબારમાં જવાના રસ્તા પર ચાલ્યો જતો હતો એવામાં જમણી બાજુએ તેજ રસ્તાને મળતા બીજા રસ્તા પરથી કેટલાક ઘોડેસ્વારો તેની તરફ આવતા દેખાયા.

તે ઘોડેસ્વારો અને તેમની પછવાડે આવતા છત્ર ચામરધારી કેટલીક શ્રીમાન સરદારોને જોઇ ડૉવલીન જરા અજાયબ પામ્યો અને હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. નવીન સ્વારી એટલી તો નજીક આવી પહોંચી હતી કે, ડૉવલીને જો જરાક ઉતાવળ કરી હોત તો બન્ને બાજુના સ્વારો એક બીજામાં ભેળાઇ થોડોક ઘોટાળો પણ થઇ જાત. નવીન સ્વારીનો ઠાઠમાઠ જોતાંજ ડૉવલીને ધાર્યું કે તે સ્વારી બીજા કોઇની નહિ પણ ખાસ રણજીતસિંહનીજ હોવી જોઇએ. તે વાત તેના ધ્યાનમાં આવતાંજ તેણે પોતાની તલવાર ઉંચી કરી એક શબ્દોચ્ચાર કર્યો. તરતજ બધા ઘોડેસ્વારો એકદમ સીધી લીટીમાં ગોઠવાઇ ગયા અને મહારાજાને અભિવંદન કરવાના ઉદ્દેશથી ઉભા રહ્યા. યંત્રકળાની માફક બધા ઘોડાઓને એક સરખા ઉભેલા જોઇ મહારાજાની સ્વારી માંહેલા દરેક જણને આશ્ચર્ય લાગ્યું અને જતાં જતાં કેટલાકે ડૉવલીન તરફ વિસ્મિતદૃષ્ટિએ તો કેટલાકે તિરસ્કારદર્શક દૃષ્ટિએ જોયું. તે સ્વારીના મધ્ય ભાગમાં ચાલતો ઘોડો પાણીદાર હતો, તેમજ તેનાપર સ્વાર થનાર માણસને દરેક જણ માન આપતું હતું, એ જોઇ ચાણાક્ષ ડૉવલીને તેજ મહારાજા હોવા જોઇએ એમ ધાર્યું. વાસ્તવિક રીતે જોતાં નરસિંહ રણજીતને જો ડૉવલીને એકાએક જોયા હોત તો, આ જ જગદ્વિખ્યાત રણજીતસિંહ છે, એમ તેણે ધાર્યું ન હોત. તેનું કારણ એ કે રણજીતસિંહની શરીરાકૃતિ તદ્દન સાધારણ હતી અને પોષાક પણ સાદો પહેરતા હતા, તેથી રણજીતસિંહને કોઇ દિવસ પણ નહિ જોનાર માણસ તેને પંજાબભૂપતિ તરીકે ઓળખી શકે કે કેમ તે શંકાસ્પદ જ હતું.

રણજીતસિંહ ઘણો જ સાદો હતો. તે ખુબસુરત નહોતો, તેમજ સાધારણ માણસના મ્હોડાપર જે એક પ્રકારનું તેજ હોય છે, તે પણ તેનામાં નહોતું; તોપણ એટલા પરથીજ તે સાધારણ માણસ હતો એમ કહેવાની કોઇ પણ હિંમત કરી શકે તેમ નહોતું. તે વિલક્ષણ પ્રતિભાશાળી હતો. તેની કર્તૃત્વશક્તિ અસાધારણ હતી. એમ કહેવામાં

આવે છે કે રણજીતસિંહ જરા કુરૂપ હતો અને તેની વક્તૃત્વશક્તિ પણ સાધારણ જ હતી; તોપણ તેનાપર બધા પ્રેમ કરતા હતા, તેને બધા માન આપતા હતા અને તેનાથી થરથર કાંપતા હતા. હમેશાં તે સાદો દેખાતો, પણ યુદ્ધ વખતે તેના મુખપર ભયંકર તેજ ચમકતું અને તેની વાણી સિંહ ગર્જનાની માફક સૈનિકોને ઉત્સાહિત કરતી. દરબાર વખતે પણ તેની પ્રતિભાની આવીજ રીતે બધાને પ્રતીતિ થતી. સારાંશ એટલોજ કે, રણજીતસિંહ સાદો હતો; તોપણ તેની પ્રતિભા અસામાન્ય હતી એમાં કાંઇપણ શંકા જેવું નથી. રણજીતસિંહને હમેશાં સ્હવારના ઉઠીને કેટલાક અમીરોને સાથે લઇ બહાર ફરવા જવાની ટેવ હતી અને તે પ્રમાણે આજે તે બહાર ફરીને રાજરજવાડામાં જતો હતો એટલામાં ઉપર કહ્યા પ્રમાણે ડૉવલીનની અને રણજીતસિંહની અચાનક મુલાકાત રસ્તામાંજ થઇ ગઇ. ડૉવલીને તેવી ભપકાબંધ સ્વારીઓ પહેલાં જોઇ નહોતી તેથી પ્રથમ તો તે સહજ વિચારમાં પડયો, પણ પછીથી તેના ધ્યાનમાં આવ્યું કે, આ સ્વારી રણજીતસિંહનીજ હોવી જોઇએ. રણજીતસિંહની સાથે આ વખતે પચીસેક સરદારો હતા અને તેમની દરેકની સાથે એકએક છત્રીવાળો ચાલતો હતો. ઘોડા ઉપર બેઠેલા સરદારોને તડકો લાગે નહિ, તે માટે પગે ચાલનારા દરેક છત્રીવાળાએ લાંબી દાંડીની રેશમી છત્રીઓ સરદારના માથા ઉપર ધરી હતી. સ્વારીની પહેલાં દસ સ્વારો આગળ તથા દસ સ્વારો પછવાડે ચાલતા હતા. સ્વારોનો પોષાક સાધારણ અંગ્રેજી સ્વારોના જેવો હતો, તથા દરેક સ્વારની પાસે ઢાલ, તલવાર, ભાલો, બંદુક અને પિસ્તોલ, એટલાં પાંચ હથિયારો હતા. આ સરદારો અને સ્વારો એકજ જાતિના નહોતા; પરંતુ શિખ, પઠાણ, હિન્દુ, ગુર્ખા વગેરે જૂદી જૂદી જાતિઓના હતા. સરદારોનો પોષાક રેશમી હતો, તથા તે ઉપર જરીનું સુંદર નકશી કામ કરવામાં આવેલું હતું. દરેકનો પોષાક રાતા અને લીલા રંગના રેશમી કપડાંનો હતો, પરંતુ વચમાં ચાલતી એકજ વ્યક્તિનો પોષાક સફેદ સુતરાઉ હતા. તે જોઇ આજ રણજીતસિંહ હોવા જોઇએ એમ ડૉવલીને અનુમાન કર્યું. ડૉવલીનના સ્વારો, તેમના પોષાક તથા ઉભા રહેવાની રીતભાતથી રણજીતસિંહના રસાલા માંહેલા દરેકના મનનું આકર્ષણ કરતા હતા. ખુદ મહારાજાની દૃષ્ટિ પણ તે સ્વારો તરફ વળી અને તેમણે આશ્ચર્યકારક દૃષ્ટિએ તેમના તરફ જોયું. આ સ્વારીની

પછવાડે પાયદળ લશ્કરનાં કેટલાંક માણુસો ચાલતાં હતાં. મહારાજામાં અને તેમનામાં ઘણો અંતર હોવાથી તેઓ ગપ્પાં મારતા જતા હતા. તેઓની દૃષ્ટિ ડૅાવલીનના સ્વારો ઉપર પડતાંજ તેઓ ભયચકિત થયા; તોપણુ જતાં જતાં તેઓ ડૅાવલીનના સ્વારોની મશ્કરી કર્યા સિવાય રહ્યા નહિ. ડૅાવલીનને તેઓની આવી વર્તણુક જોઇ જરા હસવું આવ્યું. આવી રીતે રણુજીતસિંહની સ્વારી આગળ નીકળી જતાંજ ડૅાવલીને પોતાના સ્વારોને હુકમ કર્યો, અને હુકમ થતાંજ પહેલાંની માફક બબ્બેની જોડીથી એકની પછવાડે એક એમ ચાલવા લાગ્યા. એટલામાં રણુજીતસિંહની સ્વારીમાંથી એક સ્વાર પાછો આવ્યો અને સલામ કરી કહેવા લાગ્યો કે, " મહારાજાએ આપને સાલીમાર બાગમાં આવ-વવાની આજ્ઞા કરી છે." આજ્ઞા સાંભળતાંજ રણુજીતસિંહની મુલા-કાત જરૂર થશે. એવી આશાએ તેના મનમાં જરા આનંદ ઉત્પન્ન થયો; તોપણુ મહારાજાની મુલાકાતનું પરિણામ શું આવે છે, તે માટે તો તેના મનમાં ચિંતા બાકીજ રહી.

રણુજીતસિંહે લાહોરના મધ્ય ભાગમાં એક ઘણોજ મ્હોટો અને સુંદર બાગ તૈયાર કરાવ્યો હતો. તેનું નામ સાલિમાર બાગ રાખવામાં આવ્યું હતું અને તેમાં દરબાર ભરવા માટે અનેક મકાનો બંધાવ્યાં હતાં. છિન્નવિછિન્ન સ્થિતિમાં આ બાગ હજી પણુ લાહોરની અંદર જોવામાં આવે છે, અને તે પરથી રણુજીતસિંહના વખતમાં તે બાગ કેટલો બધો વૈભવસંપન્ન હોવો જોઇયે, તેનું સહજ અનુમાન થઇ શકે છે. રણુજીતસિંહની સ્વારી બાગ પાસે પહોંચતાંજ સરદારો તેમજ સ્વારો બન્ને બાજુએ સીધા ઉભા રહ્યા અને ખુલ્લા થયેલા રસ્તેથી બધાનો મુજરો સ્વિકારતાં રણુજીતસિંહે બાગમાં પ્રવેશ કર્યો. પાછા સરદારો અને સ્વારો એકઠા થઇ ગયા અને રણુજીતસિંહની પછવાડે બાગની અંદર ચાલવા લાગ્યા. ડૅાવલીન તો પોતાને બોલાવવા માટે કોઇ માણુસ આવે છે કે નહિ, તેની વાટ જોતો બાગના દરવાજેજ ઉભો રહ્યો. બાગમાંના દરબારગૃહમાં જાતે રણુજીતસિંહના બેસવા પછી ઘણા સ્વારો તથા પાયદળ લશ્કરીઓ નવરા થયા અને તેઓ ' આ ફીરંગી કોણુ આવ્યો છે ' એવા કુતૂહલથી ડૅાવલીનની આસપાસ એકઠા થયા. તેમાંના કેટલાક શાંત રીતે ડૅાવલીનું નિરીક્ષણુ કરતા હતા, કેટલાક તેના સ્વારોની પ્રશંસા કરતા હતા, તો વળી કેટલાક મ્હોટેથી મશ્કરી પણુ કરતા હતા. મશ્કરી કરી ઉડાવનારો વર્ગ આસ્તે આસ્તે

વધારે ઉચ્છૃંખળ થવા લાગ્યો અને બીજા એકઠા થયેલા લોકો પણ સાહેબની ફજેતી કરવામાં આપણને મદદ કરે છે એમ સમજવા લાગ્યો. ડૉવલીનને જો કે પંજાબી ભાષા આવડતી નહોતી; તોપણ હિન્દી અને ઉર્દુ ભાષા તેને સારી રીતે આવડતી હતી. તેથી તેઓની પંજાબી ભાષાની મશ્કરી-ઠઠ્ઠાને તે સારી રીતે સમજતો હતો. આ નીચ લોકોનું હલકાપણું જોઇ તેને જરા ખેદ થયો; પણ દેશ, કાળ અને પાત્ર, એ ત્રણેનો વિચાર કરી જોતાં તેને મૌનજ રહેવું પડ્યું. વસ્તુતઃ લોકોના ઉપહાસ તરફ તેનું ધ્યાન નહોતું અને ખુદ તેના પોતાના માટે વિચાર કરી જોયા પછી તેણે જાણી જોઇને તે તરફ દુર્લક્ષ કીધું; પરંતુ આનું પરિણામ જુદુંજ આવ્યું. મશ્કરી કરવાવાળાઓ સમજ્યા કે, ગમે તેવી મશ્કરી કરશું તો તે ચાલી જશે. કારણ કે સાહેબમાં કાંઇ પાણી જણાતું નથી. આવી વાત ધ્યાનમાં આવતાં બાકી શું રહે? જેને ફાવે તેમ તે ડૉવલીનની મશ્કરી કરવા લાગ્યા. આ લોકોમાં બધા સિપાહીઓજ હતા, એવું કાંઇ નહોતું; તેમાં કેટલાક ઉપરી અમલદારો પણ સામેલ હતા. વિશેષતઃ એક તરતનોજ થયેલો ઘોડેસ્વાર પલટણનો સેનાપતિ તેમાં આગળ પડતો ભાગ લેતો હતો; તેથી બીજા લોકોને પણ મશ્કરી કરવાની હિમ્મત આવતી હતી. તેનું નામ નંદસિંહ હતું. તે જુવાન હતો, સાહસી હતો, તેમજ ઘોડે બેસવામાં ઘણોજ હોશિયાર હતો. રણજીતસિંહે તેના આ ગુણો ઉપર લુબ્ધ થઇનેજ તેને ઘોડેસ્વાર પલટણનો સેનાપતિ બનાવ્યો હતો. નંદસિંહ સ્વભાવથીજ નીચ અને કુટીલ વિચારનો હતો અને તેમાં વળી અધિકારની પ્રાપ્તી થઇ! પછી બાકી શું રહ્યું? 'જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ મ્હાલેજી' એ માફક ઉન્મત્ત થઇ ગયો હતો. તેનો ઘોડો સાધારણ હતો, તોપણ તેને એટલું બધું અભિમાન હતું કે, આપણી પાસે જે ઘોડો છે તેવો પાણીદાર ઘોડો દુનિયામાં કોઇની પાસે નથી. આ વખતે તે તેના અદ્વિતીય ગણાતા ઘોડા ઉપર સ્વાર થયો હતો, તેથી બીજા બધા ઘોડાઓ તેને તુચ્છ જણાતા હતા; પરંતુ તેનો ભ્રમ ડૉવલીનના બલૂનને જોયા પછી દૂર થઇ ગયો અને બલૂને દરેકના મન પોતાના તરફ આકર્ષી લીધાં છે એ જોઇ, તે પોતાના અંતઃકરણમાં બળીને રાખ થઇ ગયો. યુક્તિ-પ્રયુક્તિથી ડૉવલીનની ફજેતી કરી લોકોની નજરમાં હલકો પાડવાના વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા અને કોઇની પણ શરમ નહિ રાખતાં તેણે તે બાબત ખટપટ કરવા માંડી. ડૉવલીન જે

જગ્યાએ ઉભો હતો, તેની આસપાસ નંદસિંહ એક પંજાબી અશ્લીલ ભાષાનું ગાયન ગાતો ગાતો પોતાનો ઘોડો ફેરવવા લાગ્યો. આ બનાવ જોઇ કેટલાક સારા માણસો જે ત્યાં ઉભા હતા તેઓને ખરાબ લાગ્યું. પણ તેઓ શું કરે ? નંદસિંહ રણજીતસિંહની મહેરબાનીનો માણસ હતો! તેને જરા સૂચના કરવા જતાં 'ઉઠ પાણા પગ પર' એવું બને તેવી ધાસ્તીથી કોઇએ તેને એક શબ્દ પણ કહેવાની હિમ્મત કીધી નહિ. માત્ર કેટલાક હાજી હા કરવાવાળા અને ઠઠ્ઠાખોર માણસોને તે વાત પસંદ પડી અને તેઓ પોતાના વિકટ હાસ્યથી તેને ઉત્તેજન આપવા લાગ્યા. શરૂઆતમાં નંદસિંહ પોતાનો ઘોડો જરા દૂર ફેરવતો હતો, પણ જ્યારે તેણે જોયું કે ડૉવલીન ઠંડા સ્વભાવનો છે, ત્યારે તો તે ડૉવલીનની નજીકમાંજ પોતાના ઘોડાને ફેરવવા લાગ્યો. આ વખતે ડૉવલીન બહારથી શાંત દેખાતો હતો, પણ તેના અંતઃકરણમાં ગુસ્સાની જ્વાળા સળગી રહી હતી. 'ચમત્કાર વિના નમસ્કાર નહિ' એ ન્યાયે આને કંઇ જાતની શિક્ષા કરવી કે જેથી ભવિષ્યમાં તે આપણી આડે આવે નહિ તેના વિચારમાં તેનું મન ગુંથાઇ ગયું હતું. નંદસિંહને શિક્ષા કરવાનું કામ સહેલું હતું, પણ તેનું પરિણામ શું આવશે તેનો તેને ઘણોજ વિચાર કરવાનો હતો. હજી તો મહારાજાની મુલાકાત થઇ નથી, તેથી તે પહેલાં નંદસિંહને શિક્ષા કરવાનું તેને જરા જોખમ ભરેલું જણાયું. વળી બીજો વિચાર કરી જોતાં શિક્ષા નહિ કરતાં શાંત ઉભા રહેવું એ આત્મગૌરવના રક્ષણને માટે ઘણુંજ હાની કર્ત્તા છે, એ પણ તે જાણતો હતો. આવી સ્થિતિમાં લાંબો વિચાર કરી જોતાં, ડૉવલીને નિશ્ચય કર્યો કે, મહારાજા જોઇએ તો આશ્રય આપે યા નહિ—તેની પરવાહ નહિ કરતાં આ નીચને તો તેની કૃતિનું પ્રાયશ્ચિત આપવુંજ જોઇએ. નંદસિંહ જેવો ઘોડો ફેરવતો ફેરવતો ડૉવલીનની બાજુમાં આવ્યો, ત્યારે ડૉવલીને તેને જણાવ્યું કે, "મારા ઘોડાને એક ઘણીજ ખરાબ ટેવ છે. તે પોતાના પછવાડેના પગથી તેની પાસેથી જનાર ઘોડાને અથવા માણસને લાતો મારે છે, તેથી કદાચિત તેમ થાય નહિ તેટલા માટે હું આપને પહેલાંથી સૂચના આપી મૂકું છું."

પરંતુ સૂચનાનો વિચાર કરવાની સ્થિતિમાં તે વખતે નંદસિંહ ક્યાં હતો ? તે તો પોતાની ઉપહાસાત્મક વૃત્તિમાંજ તલ્લીન થઇ ગયો હતો, લોકો પોતાની વાહ વાહ કરે છે, એ જોઇ તે તો વધારે ઉન્મત્ત થયો હતો. ડૉવલીનની સૂચનાના ઉત્તરમાં તેણે સહજ વિકટ

હાસ્ય કર્યું અને અશ્લીલ ગાયન પાછું જોરથી ગાવા માંડયું. ડૉવલીનથી હવે શાંત રહેવાયું નહિ–રહી શકે એમ પણ નહોતું. કારણ કે, જો તેમ કર્યું હોત તો, તેનામાં પુરૂષાર્થ નથી, તેજ નથી, માનાપમાનની લાગણી નથી; એમજ લોકોએ ધાર્યું હોત. મહારાજા રણજીતસિંહ પર આના પરિણામની કેવી અસર થશે તેનીજ માત્ર અત્યારે તેને ચિંતા હતી; પરંતુ આખરે તેણે તે તરફ દુર્લક્ષ કર્યું અને કોઈને પણ સમજાય નહિ તેમ બલૂનને ઇશારત કરી. પ્રભુભક્ત નિમકહલાલ બલુને પોતાના શેઠની આજ્ઞાનો બરાબર અમલ કર્યો. નંદસિંહનો ઘોડો જેવો તેની પછવાડે આવ્યો કે તરતજ તેણે પોતાના પાછલા બે પગ ઉંચા કરી એવા તો જોરથી લાત મારી કે નંદસિંહ અને તેનો ઘોડો બન્ને જમીન ઉપર ધૂળ ચાટતા થઇ ગયા. એકાદ કિલ્લાનો બુરજ જેમ કડડડ ભૂસ થઈ જમીન ઉપર પડી જાય છે, તેવીજ સ્થિતિ નંદસિંહ અને તેના ઘોડાની થઈ. પ્રેક્ષક સમુદાયમાં કેટલાક નંદસિંહનો તિરસ્કાર કરનારાઓ પણ હતા. તેઓએ નંદસિંહને યોગ્ય પ્રતિફળ મળેલું જોતાંજ 'ઠીક થયું' એવા અર્થનો હર્ષધ્વનિ કર્યો તથા કેટલાકોએ તાળીઓ પાડી. નંદસિંહની ફજેતીનો પાર રહ્યો નહિ. ઘોડો જમીન ઉપર પડયા પછી તરતજ ઉઠીને ઉભો થયો; પરંતુ નંદસિંહના દુર્દૈવને લીધે તેનો એક પગ પેગડામાં ભરાઇ રહેલો હોવાથી ઘોડો ઉભો થવાંજ તેનો એક પગ ઉંચે અને એક પગ નીચે એવી સ્થિતિ થઇ! લોકોની નજરે આ દેખાવ પડતાંજ પાછી તેઓમાં હસાહસ થઇ રહી. આ વખતે નંદસિંહના આઠ સ્વારો ત્યાં હાજર હતા. તેઓએ પોતાના માલેકને ઉઠાડીને ઘોડાપર બેસાડવા કરતાં પોતાની તલવારોજ મિયાનમાંથી બહાર કહાડી અને ડૉવલીન સામે તાકી. ડૉવલીનના સ્વારોને આટલી વાત સમજતાંજ તેઓએ એક નિમિષ માત્રની અંદર પોતાની તલવારો બહાર કહાડી અને નંદસિંહના એક સ્વારની આજુબાજુ ચાર ચાર જણા ફરી વળ્યા. તેઓની ચપલાઇ તથા શિક્ષણ જોઇ લોકો તો સ્તબ્ધ બની ગયાં. ડૉવલીનના ધ્યાનમાં આ બનાવ આવ્યો હતો, પણ તે તરફ તેણે ધ્યાન આપ્યું નહિ. નંદસિંહને ઘોડા સાથે જમીન પડતાંજ પોતાના ઘોડાનું મ્હોડું તેણે તેની તરફ ફેરવ્યું તથા "અરે! તેને ઉઠાડો–ઉઠાડો" એમ બોલી પોતેજ ઘોડાપરથી નીચે ઉતરી તેની પાસે ગયો. આ બનાવ લખતાં જેટલો વખત લાગે તેના કરતાં પણ થોડી વખતમાં બની ગયો. ડૉવલીને તરતજ નંદ-

સિંહનો પગ પેગડામાંથી કહાડી તેને ઉઠાડયો અને ઘોડપર બેસાડી તેના શરીરપરની માટી પોતાના રૂમાલથી ખંખેરતાં તેને કાંઇ પણ લાગ્યું છે કે કેમ. તેની તપાસ કીધી. નંદસિંહના સારા નસીબે તે ઘોડાના શરીરની નીચે આવી ગયો નહોતો. ચગદાઇ જવાનો અથવા બીજા કોઇ જખ્મો થવાનો સંભવ હતો; પરંતુ ઘોડાથી જરા દૂર પડવાને લીધે તેને વધારે ઇજા થઇ નહોતી. ખરી રીતે જોતાં નંદસિંહ પોતેજ ધાર્યું હોત તો કોઇની પણ મદદ વિના ઘોડા પર બેસી શકત; પરંતુ ડૉવલીનની ફજેતી કરી આત્મપ્રતિષ્ઠા વધારવા જતાં 'હાથનાં કર્યાં હૈયે વાગ્યાં' જેવો બનાવ બનવાથી તેની સ્થિતિ દીવાના જેવી બની ગઇ હતી. અધૂરામાં પૂરૂં ખુદ ડૉવલીનજ પોતાની શુશ્રૂષા કરી તેના ઉદાર અંતઃકરણનું લોકોને ભાન કરાવે છે, એ જોઇને તો તેને મરણપ્રાયઃ લજ્જા ઉત્પન્ન થઇ. ડૉવલીને તેના શરીર પરની માટી ખંખેરતાં કહ્યું:—"હું ઘણોજ દિલગીર છું કે, આ બનાવ બનવા પામ્યો. આપે મારી સૂચના મુજબ ધ્યાન આપ્યું હોત, તો હું ધારૂં છું કે આમ બનવા પામત નહિ. વારૂ, થયું તે થયું; તે વિષે વધારે વિચાર કરવાની જરૂર નથી, પણ ભવિષ્યમાં સાવધ રહેવાનું આપનાથી શીખી શકાશે" એમ કહી ડૉવલીને નંદસિંહને તેના ઘોડાપર બેસાડયો અને પોતે બલૂન પર સ્વાર થયો. ડૉવલીનની અપકાર ઉપર ઉપકાર કરનારી વર્તણુક જોઇ પ્રેક્ષક વર્ગમાં તેનો ઉપહાસ કરનારો જે વર્ગ હતો, તેના મનમાં તેને માટે ભીતિ, ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન થઇ; પરંતુ નંદસિંહના મન ઉપર તો જુદાજ પ્રકારની અસર થઇ હતી. તેના મ્હોડા ઉપર ક્રોધ, દુઃખ, લજ્જા, ઘૃણા, વૈર—એ બધા મનોવિકારો ઉત્પન્ન થયા હતા. અધૂરામાં પૂરૂં વળી પોતે જેને પોતાના બંધુ સમજતો હતો—જેઓ સાહેબની મશ્કરી કરવામાં પ્રોત્સાહન આપતા હતા, તેઓએજ જ્યારે નંદસિંહ ઘોડાપરથી પડયો ત્યારે હર્ષના 'ધ્વનિથી તાળીઓ પાડી—તે જોઇ નંદસિંહને પોતાનું મ્હોડું કયાં જઇને છુપાવવું એવી મરણ પ્રાયઃ લજ્જા ઉત્પન્ન થઇ. પ્રેક્ષક વર્ગમાં કેટલાકોને નંદસિંહ તરફ પહેલાંથીજ તિરસ્કાર હતો. તેઓએ તેની ધૂળ ચાટતી દશા જોઇ 'ઠીક થયું' એવા ઉદ્ગાર કહાડયા. આ લોકો તરફ નંદસિંહ ક્વચિત્ ક્રોધની દૃષ્ટિ ફેંકતો હતો અને પળે પળે વધતા જતા ક્રોધના-વૈરના અગ્નિથી લાલ થઇ ગયેલી આંખે ડૉવલીન તરફ પણ જોતો હતો. તેનો ક્રોધ હવે હદ કુદાવી ગયો. તે વિવેકશૂન્ય બની

ડૉવલીન તરફ દાંત પીસવા લાગ્યો. આવી સ્થિતિમાં જો થોડોક વધારે વખત પસાર થયો હોત, તો કદાચિત્ તેના હાથે ઘણીજ ભયંકર ભૂલ થઈ જાત; પરંતુ એટલામાં એક રાજદૂત બાગમાંથી આવ્યો, અને તેણે ડૉવલીનને સલામ ભરીને કહ્યું:—

"આપને મહારાજા બોલાવે છે." મહારાજાની આજ્ઞા સાંભળતાંજ ડૉવલીન બધા સ્વારોને લઇને બાગના દરવાજા પાસે ગયો અને ત્યાં બન્નુને પોતાનો ઘોડો સોંપી ડાવલીન અંદર ચાલ્યો ગયો. ડૉવલીન બાગની અંદર દાખલ થયો ત્યારે લોકોએ પાછી હર્ષની તાળીઓ વગાડી. ડૉવલીને પણ પોતાની ટોપી ઉંચકી લોકોના ધન્યવાદને માટે વિનય પ્રગટ કર્યો અને તે રાજદૂત સાથે દરબારમાં ચાલ્યો ગયો.

દરબારગૃહ ભવ્ય–પ્રશસ્તન હતું તો પણ તે જોઇ ડૉવલીન આશ્ચર્ય પામ્યો નહિ. કારણ કે, તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નહોતું. એકાદ ન્હાના રજવાડાનું દરબારગૃહ કેટલું બધું શણગારેલું હોય છે, પણ રણજીતનું સભામંદિરતો શૃંગાર સામગ્રીથી તદ્દન અલીપ્ત હતું. તેણે પોતાનો પોષાક જેમ સાદો રાખ્યો હતો, તેમ બધે ઠેકાણે તેજ વ્યવસ્થા હોવી જોઇએ, એમ દરબારગૃહમાં દાખલ થતાંજ ડૉવલીને માન્યું. સભામંદિરના મુખ્ય દરવાજા પાસે ભાલદાર–ચોપદાર ઉભા હતા અને અંદર હજુરીયાઓ તથા ન્હાના નોકરો પહેરો ભરતા ઉભા હતા. તેમનાથી જરા આગળ જતાં બેસવાને માટે મ્હોટી મ્હોટી શેતરંજીઓ બીછાવેલી હતી અને તેના પર કારકુનો તથા તેના ઉપરી અધિકારીઓ લખવાના કામમાં ગર્ક થઇ ગયા હતા. રણજીતસિંહ નિત્યનિયમાનુસાર સહવારના પહોરમાં દરબારમાં આવી, પોતાને જે કાંઇ હુકમો કરવા હોય તે બધા કારકુનના મુખ્ય અધિકારીને કરતા. તેમની આજ્ઞા થતાંજ વરિષ્ટ અધિકારી કારકુનોને તે વાત સમજાવવી તેની નકલો તૈયાર કરાવતો, અને પછી તે હુકમો સાંઢણી સ્વાર મારફત રાજ્યમાંના દરેક અધિકારીઓને પહોંચાડવામાં આવતા. તેવીજ રીતે આજે પણ રણજીતસિંહે જે જે હુકમો ફરમાવ્યા હતા, તે લખી પરબીડીયામાં બંધ કરવાના કામમાં બધા કારકુનો મશગુલ થઇ ગયા હતા. કારકુનોથી આગળ જતાં શેતરંજીપર સાધારણ પ્રતિના ગાલીચા બીછાવવામાં આવ્યા હતા, અને તેના પર કેટલાક સરદારો અને મ્હોટા

શ્રીમંતો બેઠેલા હતા. તેમનાથી જરા આગળ પાથરવામાં આવેલા ગાલીચા ઘણા સુંદર અને કિંમતી હતા. તેનાપર મહારાજાની જમણી બાજુએ છ તથા ડાબી બાજુએ છ એમ રાજ્યના બાર મુખ્ય મંત્રીઓ બેઠેલા હતા. આ મંત્રીઓ શ્રીમાન્ સરદાર કુટુંબોના હતા તેથી તેઓનો પોષાક પણ ઘણોજ ભપકાદાર હતો. તેમની પછવાડે એકેક પંખાવાળો ઉભો હતો, અને તે પોતાના હાથમાંના મ્હોટા રેશમી પંખાથી પોતપોતાના માલેકને આસ્તે આસ્તે પવન નાખતો હતો. રણજીતસિંહ એક સિંહાસન પર બેઠેલો હતો તે સિંહાસન જો કે સાદું હતું, તોપણ ઘણુંજ કિંમતી હતું. સિંહાસનની ડાબી અને જમણી બાજુએ બે ન્હાના ગાલીચા બીછાવવામાં આવ્યા હતા, પણ તે હજી ખાલીજ હતા. ડૉવલીને ઉપરોક્ત દરેક બાબતનું થોડા વખતની અંદર નિરીક્ષણ કરી લીધું અને ઘણીજ અદબથી આસ્તે આસ્તે ચાલીને તે પેલા બાર મંત્રીઓ બેઠા હતા ત્યાં આવી પહોંચ્યો. ડૉવલીનની સુંદર વીરાકૃતિ જોઇ સભાગૃહમાં બેઠેલા દરેકની દૃષ્ટિ તેના તરફ આકર્ષાઇ. ડૉવલીને મંત્રીઓ પાસે પહોંચતાંજ એક ન્હાનું સુંદર રેશમી વસ્ત્ર મહારાજાની સામે પાથરેલા ગાલીચાપર પહોળું કર્યું અને તેના ઉપર એક સુંદર કારીગરીના નમૂનારૂપ પ્યાલો રૂપાનો અંદર સો રૂપિયા નાખીને મૂકયો. પછી લશ્કરી રીત મુજબ મહારાજાને તેણે નમ્રતાથી સલામ કરી. મહારાજા રણજીતસિંહે સહજ માથું હલાવી ડૉવલીનના નજરાણાનો તથા તેની સલામનો સ્વીકાર કર્યો છે, એમ દર્શાવ્યું અને એક ગાલીચા તરફ આંગળી બતાવી તેને ત્યાં બેસવાનું સૂચવ્યું. મહારાજાની આજ્ઞા થતાંજ ડૉવલીન પાછો ફરીથી સલામ કરી, મહારાજાના સિંહાસન પાસે જઇને બેઠો. મહારાજાએ પહેલાં તેને કેટલાક સાધારણ સવાલો પૂછયા અને ડૉવલીન તરફથી તેનો સંતોષકારક ઉત્તર મળ્યા પછી તેમણે પૂછ્યું "આપ શું ધંધો કરો છો? કયા કામમાં વિશેષ હોશિઆર છો? અહિં આવવામાં આપનો કયો ઉદ્દેશ છે?'

રણજીતસિંહે આ જૂદા જૂદા ત્રણ પ્રશ્નો એકજ વખતે કરેલા જોઇ ડૉવલીનને જરા આશ્ચર્ય લાગ્યું, પણ આગળ જતાં તેને જણાઇ આવ્યું કે, મહારાજાની બોલવાની પદ્ધતિજ એવી છે. મહારાજાનો પ્રશ્ન થતાંજ તેણે ઉત્તર આપ્યો:-" ઇંગ્લૅન્ડની અંદર કુલીન કુટુંબોનાં બાળકોને નિશાળમાં મૂકી જે ખાસ શિક્ષણ આપવામાં આવે છે, તે શિક્ષણ મને મળેલું છે. ત્યાર પછી યુવાવસ્થામાં લશ્કરી શિક્ષણ મેળવી

મેં લશ્કરી નોકરી કરેલી છે. અંગ્રેજી લશ્કરમાં હું મેજરનું કામ કરતો હતો.ત્યાર પછી હું ફ્રાન્સમાં ગયો. ત્યાં લેફ્ટેનન્ટ કર્નલનું તથા કર્નલનું કામ કરેલું છે. આગળ જતાં કેટલાંક કારણોને લઇને એકાએક હું માંદો પડયો અને એ ત્રણ મહિના દુ:ખમાં કહાડવા પડયા. માંદગીમાંથી ઉઠયા પછી જુદા જુદા દેશો જોવાની મને ઇચ્છા થઇ અને તે મુજબ ફરતો ફરતો હું હિંદુસ્થાનમાં આવી પહોંચ્યો. અહિયાં આવ્યા પછી મહારાજાની કીર્તિ–વિશેષત: રણકીર્તિ મારા સાંભળવામાં આવી અને તેથી મહારાજાનો આશ્રય મળે તો ઠીક, એવા ઉદ્દેશથી મહારાજા પાસે આવ્યોછું."

રણજીતસિંહ ડૉવલીનને ઉર્દુ ભાષામાંજ પ્રશ્નો પૂછતા હતા અને ડૉવલીન પણ ઉર્દુમાંજ જવાબ આપતો હતો. ડૉવલીનનો ઉર્દુ ભાષાપરનો કાબુ જોઇ રણજીતસિંહને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તેમણે પૂછયું:–"તમોને કેટલી ભાષા આવડે છે ?"

ડૉવલીને ઉત્તર આપ્યો:–"મને અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, ફારસી, ઉર્દુ, થોડું બંગાળી અને મરાઠી પણ આવડે છે."

"આટલી ન્હાની ઉંમરમાં તમે આટલી બધી ભાષાઓ કેવી રીતે શીખ્યા ?"

"તે તે દેશોમાં કેટલોક વખત રહેવાથી સહજજ મને તે ભાષાઓનું જ્ઞાન થયું. આવી જે જે ભાષાઓનું મને થોડું થોડું જ્ઞાન થયું, તે તે ભાષાઓના પંડિતો પાસે થોડા દિવસ સુધી અભ્યાસ કરી તે ભાષાઓ બરાબર સમજી લીધી. કેટલીક ભાષાઓ મુસાફરીને લીધે આવડી તો કેટલીકનો ખાસ અભ્યાસ કર્યો. આ દેશમાં પણ સંસ્કૃત ભાષા ઘણીજ ઉત્તમ છે, એમ કહેવામાં આવે છે; પરંતુ તે હાલમાં પ્રચલિત નથી તેથી શિખવાનું હજી સુધી બની શક્યું નથી. આપની કૃપાએ પંજાબમાં રહેવાનું થાય તો પંજાબી અને સંસ્કૃત શિખવાની પણ મારી ઇચ્છા છે."

"આપને કિલ્લાઓ બાંધવા, રણમેદાનમાં તાબડતોબ બચાવનાં બાંધકામો કરવાં, ખાઇઓ ખોદવી, મોરચાઓ બાંધવા; વગેરે આવડે છે ?"

"આ કામો કેવી રીતે કરવામાં આવે છે, તે મેં ઘણી વખત જોયાં છે; પરંતુ ખુદ હાથથી કર્યાં નથી. અમારા દેશમાં આ કામોનો જે સારી રીતે અભ્યાસ કરે છે, તેને ઇંજીનીયર કહેવામાં આવે છે.

તે શિક્ષણ અને યુદ્ધનું શિક્ષણ અમારા દેશમાં એકજ નિશાળમાં આપવામાં આવતું નથી."

રણજીતસિંહનું એમ માનવું હતું કે, યુરોપમાં દરેક માણસ સાધારણ રીતે ઘણી વિદ્યા અને કળા સંપાદન કરે છે. આવી સમજણને લીધેજ તે ડૉવલીનને પ્રશ્ન કરતા હતા. તેમણે પુછયું:–" વારૂ, ધારો કે મારૂં ઘડિયાળ ભાંગી જાય તો તમે તે બરાબર કરી શકશો? તમારા દેશના વૈદ્યકશાસ્ત્રની તમને ખબર છે? ઘોડાના રોગ તમે સારા કરી જાણો છો?"

ડૉવલીને કિંચિત્ સ્મિતહાસ્ય કરી ઉત્તર આપ્યો:–"નહિ. મહારાજ! આ ત્રણે ધંધા અમારા દેશમાં જૂદા જૂદા લોકો કરે છે, એકજ માણસ આવી રીતે એ ત્રણ ધંધાઓનું શિક્ષણ લેવાનો પ્રયત્ન કરતો નથી. કદાચિત્ ઘણા અંગ્રેજ લોકોને આવાં કામ કરતા જોઇને મહારાજાએ પ્રશ્ન પૂછયો હશે, પરંતુ આ દેશના લોકો કુળાભિમાનને વળગી જેમ જેમ જૂદા જૂદા ધંધાઓ કરે છે, તેમ ઇંગ્લૅન્ડમાં પણ જે ઉચ્ચકુળના લોકો છે તેઓ ઘણુંખરૂં લશ્કરની અંદર હોદ્દાની જગ્યાપરજ કામ કરે છે."

ડૉવલીને છેવટનું વાકય કિંચિત્ સ્વાભિમાનથીજ ઉચ્ચાર્યું. તે વાકયનો ઉચ્ચાર કરતાં સહજજ તેના ચ્હેરા ઉપર લાલાશ ચ્હડી આવી અને હોઠો કંપિત થયા. આ વખતે રણજીતસિંહની નજર ડૉવલીન પરજ હતી અને તેથી તેના શબ્દોથી તેમની ખાતરી થઈ કે ડૉવલીન કુલીન અને ઉચ્ચ કુટુંબનો છે. રણજીતસિંહને આવા સ્વાભિમાની સદ્‌ગુણી માણસો પસંદ હોવાથી ડૉવલીન બોલતો બંધ થયો કે તરતજ તેમણે સહજ ઉત્સાહના આવેગથી કહ્યું:–" શાબાસ કુલીન સાહેબ!" એમ કહી રણજીતસિંહે પોતાની નજર પ્રધાનમંડળમાં બેઠેલા ફકીર અજિજુદ્દિન તરફ ફેંકી અને કહ્યું:—" ફકીરજી, તમારા નવીન દોસ્ત સાહસી, શૂરવીર અને સરળ પ્રકૃતિના જણાય છે!"

ફકીરજીએ સહજ માથું હલાવી મહારાજાને અભિવંદન કરતાં કહ્યું–" હા મહારાજ મહારાજાની કૃપા જો સાહેબ ઉપર થશે, તો જલદીજ જણાઇ આવશે કે, સાહેબ બોલવામાં જેવા ચતુર છે, તેવા પોતાના કાર્યમાં પણ તત્પર છે, તુર્કસ્તાન, ઇરાન, ચીન વગેરેના પાદશાહોએ તેમને પોતાના રાજ્યમાં રાખવાની ઘણી ખટપટ કરી હતી, પરંતુ મહારાજાના ગુણ તથા કીર્તિનાં યશોગાન સાંભળી તેમના મન

પર વધારે અસર થઇ અને તેથી ખાસ તે આપની પાસે આવ્યા છે.”

ફકીરજીના શબ્દો સાંભળી ડૉવલીન આશ્ચર્યથી ભયચકિત થઇ ગયો. આવો મહાન્ મંત્રી, રાજ્યના જમણા હાથ જેવો અધિકારી મહારાજાને બનાવવાનો પ્રયત્ન કરે–એ જોઇ ડૉવલીનને જેટલું અજાયબ લાગ્યું તેટલો ડર પણ લાગ્યો. કદાચિત્ મહારાજા તે અજ્ઞાત દેશો વિષે કાંઇ પૂછે, અને તેના જવાબમાં પોતાને અજ્ઞાનતા દર્શાવવાનો પ્રસંગ આવે તો ફકીરજીની સ્થિતિ કેવી થાય, તેનો તેને વધારે વિચાર આવવા લાગ્યો; પરંતુ ફકીરજીના અને ડૉવલીનના સુદૈવે રણજીતસિંહે તે વિષે બિલકુલ પ્રશ્ન પૂછયો નહિ, અથવા તેવો પ્રશ્ન કરવાનો તેને વખત પણ મળ્યો નહિ, એમ પણ કહી શકાશે. કારણ કે, ફકીરજીનું ભાષણ ખલાસ થાય ન થાય એટલામાં બાગના રક્ષકે બે અલમસ્તા માણસોને મહારાજાની સમક્ષ લાવીને ઉભા કર્યા. તે બન્ને શિખ નહિ પણ મુસલમાન જાતિના હતા. તેઓએ બાગમાંથી ફળો તોડવાનો અપરાધ કર્યો હતો. તેમને મહારાજાની પાસે લાવીને ઉભા કર્યા કે તરતજ તેઓએ પોતાનો ગુનાહ કબૂલ કર્યો અને મહારાજા પાસે દયા માગી. તો પણ મહારાજાએ તેઓના તરફ દયા નહિ દર્શાવતાં એકનું નાક અને બીજાનો કાન કાપી છોડી મૂકવાનો હુકમ કર્યો. આજ્ઞા થતાંજ એક પહેરાવાળાએ તીક્ષ્ણ ધારની છરી બહાર કહાડી તે શિક્ષાને તરત અમલમાં મૂકી અને કરેલા જખમમાંથી લોહી ટપકતાં તે બન્નેને ધક્કા મારી દરબારની બહાર કહાડી મૂકયા. આ બનાવથી કુદરતી રીતેજ ડૉવલીનના મ્હોડામાંથી ‘ અરેરે !’ એવા શબ્દો નીકળી પડયા. ખરી રીતે જોતાં આ શબ્દોચ્ચાર ડૉવલીને ઘણોજ ધીમેથી કર્યો હતો; પરંતુ નિઃસ્તબ્ધ સભામાં તેનો નાદ તીક્ષ્ણ બુદ્ધિના મહારાજાના કાનપર જઇને અથડાયો. તરતજ મહારાજાએ ડૉવલીન તરફ જોઇ જરા હસીને પૂછયુઃ–“શું તમોને આ શિક્ષા ઘણીજ ભયંકર લાગે છે ? ”

ખરેખર, ડૉવલીનના અંતકરણમાં આ શિક્ષાથી તિરસ્કારજ ઉત્પન્ન થયો હતો. તે તિરસ્કાર પૂર્ણ રીતે વ્યક્ત કરવાને તે અત્યારે અસમર્થ હતો તોપણ મહારાજાને ઉત્તર આપતી વખતે તેની થોડીક છટા તો દેખાઇજ આવી. તેણે કહ્યું:–“ ગરીબ બીચારા! તેઓએ આ દુષ્કર્મ માત્ર પેટને લીધેજ કર્યું હતું. યુરોપમાં આવા અપરાધીઓને–” ડૉવલીન આગળ બોલવા જાય છે એટલામાં પ્રધાન મંડળમાંના કેટલાક પ્રધાનો ગુસ્સે થઇ બોલી ઉઠયાઃ–“ બસ–બંધ કરો! આપ કોની પાસે

બોલો છો તેનું-"

ડૉવલીન આ વિલક્ષણ દરબારી કાયદો જોઇ અજાયબ પામ્યો અને તેઓને જવાબ આપવાનું મન કરે છે એટલામાં ફકીરજીએ ગુપચુપ બેસવાની આંખથી ઇશારત કીધી અને તે વખ્તે મહારાજાએ પણ બધાને ચુપ થવાની સૂચના આપતાં કહ્યું:-"સાહેબને બોલવાની કોઇ હરકત કરશો નહિ. આવા સ્પષ્ટવકતાઓ મને ઘણાજ પસંદ છે." થોડા વખત સ્તબ્ધ રહ્યા પછી મહારાજાએ ડૉવલીનને કહ્યું:-"દુલીન, મેં સાંભળ્યું છે કે તમે ઘોડાપર બેસવામાં ઘણા હોશિયાર છો!"

અહિં અમારે વાચકોને પણ ખુલાસો કરવાની જરૂર છે. મહારાજા રણજીતસિંહે ડૉવલીનને દુલીન કહીને બોલાવ્યો, તેથી આપણે તેને હવે દુલીન કહીને બોલાવીએ તો તેમાં કાંઇ પણ ખોટું નથી. કારણ કે ડૉવલીન શબ્દ કરતાં દુલીન શબ્દમાં થોડું ભારતીયત્વ છે. પંજાબમાં દુલીન નામ ઘણાનું રાખવામાં આવે છે. હાલમાં તેમજ રણજીતસિંહના વખતમાં ઘણા દુલીનસિંહ-દુલીનચંદ હતા અને છે. તેથી તેજ માનવંત નામથી ડૉવલીનને સંબોધીએ-તેજ મધુર નામનો ઉલ્લેખ-કરીએ તોએક હિન્દુને યુરોપિયન તરીકે ઓળખવાનો દોષ તો નીકળી જાય એમ છે. અર્થાત્ અમો ઇચ્છીએ છીએ કે મહારાજા રણજીતસિંહે કરેલો આ નામકરણ સંસ્કાર વાંચકોને પણ પસંદ પડશે. મહારાજાનું બોલવું પૂરૂં થતાંજ ડૉવલીને-નહિ દુલીને નમ્રતાથી કહ્યું:-"મહારાજ, ઘોડા પર બેસવામાં હું ઘણોજ કુશળ છું, એમ નથી. માત્ર ન્હાનપણથી ઘોડા પર બેસવાની ટેવને લીધે સાધારણ રીતે બેસું છું, એટલુંજ." મહારાજા રણજીતસિંહે કહ્યું:- "મેં સાંભળ્યું છે કે, તમે ફિરંગીઓ ઘોડા પર બેસવામાં ઘણાજ ચપળ હોવ છો. વળી ઘોડાઓને કેળવવામાં પણ તમે કુશળ હોવ છો એમ હું ધારૂં છું. જુઓ, આ સામેથી જે માણસ આવે છે, તે ઘોડાપર બેસવામાં ઘણો હોશિયાર છે. બાગની બહાર એક ન્હાની ખાઇ છે, તે પરથી તે પોતાનો ઘોડો કુદાવી જશે. હું ધારૂં છું કે, તમે પણ તે ખાઇપરથી ઘોડો કુદાવી બતાવશો."

મહારાજાની આજ્ઞા માન્ય કરતો હોય, તેમ દુલીને જરા પોતાનું માથું નીચું નમાવ્યું અને પછી સામેથી કોણ આવે છે તે તરફ તેણે દૃષ્ટિ ફેંકી. સામે જુએ છે તો પહેલાંનો નંદસિંહજ આવતો દેખાયો! તેનો ચ્હેરો દ્વેષથી ભયંકર થઇ ગયો હતો તથા આંખો

પહેલાંની લજ્જાસ્પદ સ્થિતિ દર્શાવતી હતી. મહારાજાની પાસે ઉભય વચ્ચે બનેલા બનાવની કાંઇ ચર્ચા થાય છે કે નહિ, તે જોવા માટે તે આવ્યો હતો; પરંતુ દરબારમાં બીજીજ ચર્ચાઓ ચાલતી જોઇને તથા દુલીનને મહારાજાની નજીકમાં જ બેસવાનું માન મળેલું જોઇને તેનું મત્સરગ્રસ્ત મન વધારે ચંચળ થયું અને તેણે એક ભયાનક દૃષ્ટિ દુલીન તરફ ફેંકી. દુલીનપર આની કાંઇ અસર થઇ નહિ. ઉલટી તેણે પોતે કિંચિત્ હસીને નંદસિંહને સલામ કીધી. નંદસિંહે ખુમારીથી તે સલામનો પ્રત્યુત્તર આપતાં ડોકું ધુણાવ્યું અને તે પ્રધાન મંડળની પછવાડે બેઠેલા સરદાર વર્ગમાં જઇને બેઠો. તે બેઠો ન બેઠો એટલામાં તો તેને ઉઠવું પડયું. કારણ કે, મહારાજાએ તેજ વખતે તેને પોતાની સામે આવવાની આજ્ઞા કરી. મહારાજાએ દુલીનની માફક તેને પણ ખાઇની ઉપર ઘોડો કુદાવવાની વાત કહી અને તે જોવા માટે પોતે ઉઠીને સભાગૃહની બહાર ગયા. તેમની પછવાડે મંત્રીઓ અને સરદારો પણ ઉઠયા અને ચાલવા લાગ્યા. મહારાજા બાગની બહાર આવીને ઉભા રહે છે એટલામાં તો દુલીન અને નંદસિંહ પોતપોતાના ઘોડાપર સ્વાર થઇને મહારાજાની સામે આવીને ઉભા. પહેલાં થયેલી પોતાની ફજેતી દૂર થવાનો અને દુલીનની ફજેતી કરવાનો આ સારો અવસર મળ્યો છે, એમ નંદસિંહ ધારતો હતો. તેને એવી ખાતરી હતી કે, આપણો ઘોડો ખાઇ કુદાવી જશે અને દુલીન ઘોડા સાથે ખાઇમાં પડશે. આવી રીતે દુલીનની ફજેતી કરવા તે પોતાના મનમાં મનોરાજ્યની સૃષ્ટિ નિરમાણ કર્યો જતો હતો એવામાં પરીક્ષાનો વખત આવી પહોંચ્યો. મહારાજાએ પહેલાં નંદસિંહને ઘોડો કુદાવવાની આજ્ઞા કરી. જે ખાઇ ઉપર ઘોડો કુદાવી આગળ જવાનું હતું, તે ખાઇ ઘણીજ ઉંડી કિંવા પહોળી નહોતી. માત્ર બે ચાર હાથ ઉંડી તથા છ સાત હાથ પહોળી હતી. તેની સામી બાજુએ મેદાન આવેલું હતું. આવા સાધારણ ખાડાપરથી ઘોડો કુદાવવાનું કામ મુશ્કીલ નહોતું; પરંતુ પહેલાં થયેલી ફજેતીના ડંખથી તેનો દાવ વાળવાના તનમનાટને લીધે તેની મનોવૃત્તિ સ્થિર રહી નહિ. તેણે અનુમાન વગરજ પોતાનો ઘોડો ઉતાવળમાં ને ઉતાવળમાં દોડાવ્યો. પરિણામે તેની નજર ચુક થઇ અને ખાઇ કુદવા જતાં ઘોડાના પાછલા બે પગ ખાઇની અંદર પડયા. ઘોડો વેગમાં દોડેલો હોવાથી તે ખાઇની અંદર પડયો અને નંદસિંહ બહાર જમીન ઉપર ઉડી પડયો. નંદ-

સિંહની ફજેતીનેઃ-દુઃખનો પાર રહ્યો નહિ. મહારાજા આ વખતે હાજર હતા, તોપણ લોકોએ તાળીઓ પાડવાનું બાકી રાખ્યું નહિ. આ વખતે માત્ર દુલીન એકલોજ ઘોડાપર બેઠેલો હતો, તેથી સૌની પહેલાં તે ખાઇ પાસે પહોંચી ગયો. તેના ઘોડાને ખાઇમાંથી બહાર કહાડયો અને તે પર નંદસિંહને બેસાડી મહારાજા પાસે લઇ આવ્યો. નંદસિંહની બેવકુફાઇ જોઇ મહારાજા તેના તરફ થોડા અસંતુષ્ટજ થયા હતા. પછી તેમણે દુલીનને ઘોડો કુદાવવાની આજ્ઞા કરી. આજ્ઞા મળતાંજ દુલીને પોતાના ઘોડાને ખાઇથી ઘણુજ પછવાડે લાવ્યા પછી એવા તો જોરથી દોડાવ્યો કે એક પલકની અંદર દુલીનની સાંકેતિક નિશાની થતાંજ ઘોડો ખાઇ કુદીને સામી બાજુ ચાલ્યો ગયો. ખાઇ કુદી જવા છતાં પણ ઘોડો પૂર વેગથી આગળ દોડી ગયો અને પછી દુલીને તેને પાછો વાળી ફરીથી ખાઇ કુદાવી મહારાજા પાસે લઇ આવ્યો. ઘોડો ઉભો રહેતાંજ પ્રેક્ષકો તરફથી થતા સત્કારને વિનય દર્શાવતાં દર્શાવતાં દુલીને ઘોડા પરથી ઉતરી મહારાજાને કુર્નિસ બજાવી. ખરેખર, મહારાજા વીરપુરૂષ હતા-ગુણ ગ્રાહક હતા. તેમણે દુલીનની કદર બુઝવામાં બાકી રાખ્યું નહિ. દુલીનની પીઠ થાબડતાં તેમણે કહ્યું:-"શાબાસ, દુલીન સાહેબ, શાબાસ! આજથી તમે અમારી અશ્વસેનાના શિક્ષક અને અધ્યક્ષ થયા છો. મારા સૈન્યમાં હું તમારી કર્નલના હોદ્દા પર નીમણુંક કરૂં છું. તે વિષેની સનદ અને પોષાક આપવાની વ્યવસ્થા હું હમણાંજ દરબારમાં કરૂં છું. રણક્ષેત્રમાં આવુંજ કૌશલ્ય બતાવશો, તો આ રણજીતસિંહના તમે ઘણાજ પ્રિય મિત્ર થશો, એ ધ્યાનમાં રાખજો; પરંતુ દરેક ઠેકાણે રણોન્માદ સારો નહિ. એવી મારા જેવા વૃદ્ધની તમારા જેવા તરૂણોને સલાહ છે. મેં સાંભળ્યું છે કે, તમોએ અહિં આવતાં આવતાં સહજજ નંદસિંહને તમારૂં પાણી બતાવ્યું છે!"

દુલીનને હવે ખબર પડી કે, બાગની બહાર જે બનાવ બન્યો હતો, તેની વાત આટલી બધી જલદી મહારાજાને કાને આવી ગઇ છે. તે ખબર પોતાના મિત્રોદ્વારા જો મહારાજાને પડી હોય તો ખરી વસ્તુસ્થિતિ શું હતી, તે સમજાણી હશે; પરંતુ જો શત્રુપક્ષ તરફ પડી હશે તો મીઠું મરચું ભભરાવીને જ તેઓએ કહી હશે-તેથી ગમે તેમ હોય આપણે તો ખરી હકીકતજ મહારાજાને કહેવી કે જેથી આપણા માટે દૂષિત થયેલું તેમનું મન સ્વચ્છ થાય-એમ વિચારી દુલીને અથથી

તે ઇતિ સુધીની દરેક હકીકત મહારાજાને કહી. તે હકીકત સાંભળી મહારાજાએ કહ્યું:–" તમે કહો છો તે વાત ખરી છે, એવી મારી ખાતરી છે. દોષ નંદસિંહનો જ હતો, તેમાં કાંઇ શંકા લેવા જેવું નથી. પોતાનું સામર્થ્ય નહિ ઓળખતાં ગમે તે કામમાં હાથ ઘાલવાની તેને ટેવ છે. રાજ્યની અંદર બનતી ઘણી ખરાબ બાબતોમાં તેનું નામ સાંભળવામાં આવે છે. આજથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે, અશ્વારોહણની વિદ્યા તેને બિલકુલ સાધ્ય નથી." થોડો વખત સ્તબ્ધ રહ્યા પછી જરા હસીને મહારાજા બોલ્યા:–" પણ ફુલીન સાહેબ, તમે એટલું ધ્યાનમાં રાખજો કે, રણજીતનું ઉદ્યાન કાંઇ રણક્ષેત્ર નથી. તેમજ રણજીતના આશ્રિતો કાંઈ તમારા શત્રુ નથી. વળી, તેમના ઘોડાઓ પણ તમારા ઘોડાની પરીક્ષા માટે નથી." આવી રીતે વિનોદભાવે સૂચના કરી મહારાજાએ ફુલીનના ઘોડાની ઘણીજ પ્રશંસા કરી અને આવું સુંદર ઉમદા પ્રાણી કયાંથી પેદા કર્યું તે વિષે પૂછ્યું. ફુલીને ટુંકામાંજ તે હકીકત કહ્યા પછી મહારાજાએ કહ્યું:–"હજી એક વખત તમને દરબારમાં આવવું પડશે. તે દિવસે તમને પરવાનો અને ઉપદેશપત્ર આપવામાં આવશે. તમારે ઘણીજ હોશિયારીથી અને દક્ષતાથી તમારૂં કાર્ય કરતા રહેવું જોઇએ. તમારા વિષે મારા મનમાં ઘણોજ આદરભાવ ઉત્પન્ન થયો છે. તમારા તરફથી અસંતોષ મળ્યા સિવાય તે કદી પણ ઓછો થશે નહિ."

ફુલીનને આવી રીતે આદરપૂર્ણ સૂચના કરી મહારાજા દરબારગૃહ તરફ વળ્યા. તેમની પછવાડે દરેક અનુચર વર્ગ પણ ચાલવા લાગ્યો અને સૌ પોતપોતાને આસને બેઠા પછી મહારાજાએ ફુલીનને દરબારી શબ્દોમાં માન આપી સેનાપતિનો પોષાક ઇનાયત કર્યો. ઘોડો,–તલવાર, અંગરખું, કમરબંધ, પાઘડી વગેરે મળી લગભગ અગિયાર વસ્તુઓ ફુલીનને આપવામાં આવી. તેમાં એક મોતીની માળા પણ હતી. એકંદરે બધો પોષાક મળી લગભગ અગિયારસો રૂપિયાનો માલ હતો. તે સિવાય રોકડા રૂપિયા એક હજાર–તોડા તરીકે આપવામાં આવ્યા. ફુલીને બધા સામાનમાંથી માત્ર તલવારનેજ હાથ લગાડયો અને તે ઉંચકી 'આજથી નિમકહલાલીથી દરબારની સેવા કરીશ' એમ પ્રતિજ્ઞા કરી ત્રણ વખત સલામ કરી. બાકીની બીજી વસ્તુઓ ફુલીનના નોકરોએ ઉંચકી લીધી અને પછી તરતજ મહારાજાએ દરબાર બરખાસ્ત કરતાં દરેક જણ પોતપોતાને રસ્તે પડયા. મહારાજાની સ્પષ્ટ, સાદી,



"આજથી નિમકહલાલીથી દરબારની સેવા કરીશ."

(પૃ ૮૮.)

આડંબર વગરની સાદી વર્તણુક જોઇ ડુલીનને ઘણોજ સંતોષ થયો. પોતાના મનમાં કોઇને માટે જે કાંઇ આવે તે ખુલ્લેખુલ્લું કહી દેવાનો મહારાજાનો સ્વભાવ હતો. કૃત્રિમ રીતે હસવું કિંવા મીઠું મીઠું બોલવું, એ તેમને આવડતું નહોતું. ડુલીન પણ તેવીજ વૃત્તિનો હોવાથી મહારાજાને માટે તેના મનમાં આદર ઉત્પન્ન થાય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. તેણે જ્યારે દરબારમાં પહેલવહેલાં પગ મૂકયો ત્યારે કેટલાકોએ તેના તરફ તિરસ્કારથી જોયું હતું. અને 'વળી એકાદો ફિરંગી દરબારમાં દાખલ થશે' એવા અર્થની ચર્ચા થવા લાગી હતી, પણ દરબાર બરખાસ્ત થતી વેળાએ આ રંગ બદલાઇ ગયો. તેટલા થોડા વખતમાંજ ડુલીનની વર્તણુક જોઇ દરબાર માંહેલા ઘણાખરાના અંતઃકરણમાં તિરસ્કાર નાશ પામી આદર ઉત્પન્ન થયો હતો અને દરબાર બરખાસ્ત થતી વખતે કેટલાક જણાએ તે ડુલીન આગળ વ્યકત પણ કીધો. ડુલીને પણ દરેકનો આભાર માની પોતાના ન્હાના રસાલા સાથે દરબારગૃહમાંથી નીકળી પોતાના બંગલા તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૧૦ મું.

### સલાહ.

લગભગ બપોરના બાર વાગવાનો વખત હતો—જો કે વાગ્યા નહોતા તોપણ તાપ ઘણોજ સખત લાગતો હતો. પંજાબના ધગધગતા ઉન્હાળાનો તાપ ઈંગ્લેંડમાં રહેલા ડુલીનને અસહ્ય જણાતો હતો; તોપણ ધારેલું ઇષ્ટ કાર્ય સિદ્ધ થવાને લીધે તેના ચ્હેરાપર સહજ પ્રસન્નતાની છાપ દેખાતી હતી. તેનો અનુચર વર્ગ પણ ઉત્સાહમાં હતો, છતાં સહવારના પહોરમાંથીજ ઘોડાપર સ્વારી કરેલી હોવાથી કયારે જલદી ઘેર પહોંચીએ એમ તેમના મનમાં થતું હતું. પોતાના સિપાહીઓનો આનંદ એજ પોતાનું સામર્થ્ય એમ ડુલીન માનતો હતો, તેથી દરબારમાંથી બહાર નીકળતાંજ તેણે કવાયતનો એક શબ્દ ઉચ્ચાર્યો અને તરતજ દરેક સ્વાર બબ્બેના જોટામાં ગોઠવાઇ જઇ ઘોડા દોડાવતા પોતાના મકાન તરફ ઉપડી ગયા. જલદી વિશ્રાંતિ મળે એવા હેતુથી ડુલીને આ યોજના કરી હતી; પરંતુ નંદસિંહ જેવા ક્ષુદ્ર અંતઃકરણના માણસપર તેની ખરાબજ અસર થઇ. તેઓની પદ્ધતિ, આજ્ઞાધારકપણું

અને ચપળતા જોઇ નંદસિંહે નીચલો હોઠ બે દાંત વચ્ચે દબાવ્યો. પોતાની મૂઠીઓ વાળી અને પોતાના મનમાંને મનમાં બડબડ્યો:— "બચ્ચા ફિરંગી, જોઇ લઇશ!" તે વખતનો નંદસિંહનો ભીષણ ચ્હેરો કોઇએ જોયો નહિ: પણ સર્વાન્તરયામી પરમેશ્વરને દેખાયો નહિં હોય ?

હુલીને બંગલે પહોંચ્યા પછી દરેકને જમી ખાઇ આરામ લેવાની આજ્ઞા કરી અને પોતે દિવાનખાનામાંના એક કૉચ ઉપર જઇને પડ્યો. આ વખતે તેના અંતઃકરણમાં આજે બનેલા બનાવોના વિચારો આવતા હતા. પંજાબનો સિંહ રણજીત, દરબાર મંહેલા અમીર ઉમરાવ, ફકીરજી જેવો મિત્ર, નંદસિંહ જેવા શત્રુ, અકલ્પિત થયેલો ભાગ્યોદય, જનસમાજ ઉપર પડેલો પોતાનો પ્રભાવ, અનુચરોનો પ્રેમ—વગેરે અનેક બાબતોના વિચારો અત્યારે તેના અંતઃકરણમાં ઘોળાતા હતા:—

"જગતમાં જેને અભિમાન લેવા લાયક એક પણ આશ્રયસ્થાન નહોતું, રસ્તાના ભીખારી કરતાં જેની વધારે યોગ્યતા નહોતી, એવા મારા જેવા દુર્ભાગી માણસ પર મહારાજા રણજીતસિંહની એકાએક આટલી બધી મહેરબાની થાય—તેમાં ખરેખર દયામય કરણાળુ પરમાત્મા તારોજ હાથ હોવો જોઇએ. આટલા થોડા વખતમાંજ જેમ ભાગ્યોદય થયો, તેમ કદાચિત્ તેટલાજ વખતમાં ભાગ્યાસ્ત પણ થશે કે કેમ? એવી રણજીતસિંહના સ્વભાવ પરથી બ્હીક પણ રાખી શકાય, પરંતુ તેનો ગમે તેવો સ્વભાવ હોય, તોપણ મારી ખરી હકીકત તેને કહેવી એજ મારૂં કર્ત્તવ્ય છે, એમ મારૂં મન કહેવા લાગ્યું છે. જેણે મારા પર આટલી બધી મહેરબાની કીધી, તેની સાથે કપટ રાખવું, એ અનુચિત કર્મ છે! પણ, મહારાજાને તે હકીકત કહેવી કઇ રીતે? કારણ કે, મહારાજા એકલા તો કોઇ દિવસ દેખાતા જ નથી. ફકીરજી મારફત કહેવરાવું, તો તેની આશાની નિરાશા તો નહિ થાય? હું એક યુરોપિયન ગૃહસ્થ છું, એમ સમજીનેજ તેમણે મારા ભાગ્યોદયમાં મદદ કરી છે; પરંતુ હું હિન્દુ છું એમ સાંભળતાંજ તેમના ભવિષ્યના આશાતંતુઓ તૂટી તો નહિ જાય? ગમે તેમ હોય—બન્ને ઉદાર અને મ્હોટા મનના છે. હું હિન્દુ છું, એમ સાંભળતાંજ પેલા ફ્રેન્ચ ગૃહસ્થની માફક અનીષ્ટ પરિણામ આવવાની બ્હીક રાખવી નકામી છે. હું તો ધારૂં છું કે, કદાચિત્ હું એક ભારતવાસી છું—એ સાંભળી તેઓને કલ્પનાતિત આનંદ થશે અને હાલના કરતાં પણ મારો ભાગ્યોદય

વધારે ખીલશે.”

થોડો વખત શાંત પડી રહ્યા પછી તેને નંદસિંહની યાદ થઇ આવી અને તેની વિચારમાળા શરૂ થઇઃ–“ત્યારે શું નંદસિંહ અને તેના પક્ષવાળાઓ મારો આ ભાગ્યોદય શાંત રીતે જોઇ શકશે? નહિ. તેમ તો કદી પણ બનશે નહિ. જેણે માત્ર આત્મપ્રતિષ્ઠા વધારવાને માટે કોઇ પણ જાતનું કારણ નહિ હોવા છતાં જાહેરમાં લોકોના દેખતાં મારી અપ્રતિષ્ઠા કરવાને કાંઇ બાકી રાખ્યું નહિ, તે નંદસિંહ–મારા તરફથી સારી રીતે અપમાન પામવાને લીધે નિઃસંશય મને ત્રાસ આપવામાં બાકી રાખશે નહિ. લોકોને નાહક હેરાન કરવા એજ તેની પ્રકૃતિ છે અને તેથી ન્યાય અન્યાય શું છે, તેની તો તેને ખબરજ નથીઃ જ્યાં ચોવીસે કલાક દુષ્ટ મનોવૃત્તિનું રાજ્ય હોય અને ધ્યાનસિંહ જેવા માણસની મદદ હોય, ત્યાં પછી બાકીજ શું રહે? પણ–નહિ–નંદસિંહ, તું બરાબર ધ્યાનમાં રાખજે કે, આ ડૅવલીનને ઇશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ છે. કોઇ પણ જાતનાં સત્કૃત્યમાં તે મારૂં રક્ષણ કરવાને સમર્થ છે, એવી જ્યાં સુધી મારી ખાત્રી છે, ત્યાં સુધી તારા જેવા સેંકડો નંદસિંહને સત્યનું તેજ દર્શાવવાને આ ડૅવલીનની તલવાર હમેશાં તત્પર છે.” આવી રીતે ડુલીનના અંતઃકરણમાં અનેક જાતના વિચારો ઘોળાતા હતા. કોઇ વખત ભાગ્યોદયની તેજસ્વીત લહરીઓ ઉલ્હાસિત કરતી ત્યારે કોઇ વખત ભાગ્યાસ્તની તિમિર લહરીઓ હૃદયને વિકલિત કરી નાખતી. આવી રીતે સૌભાગ્યના અને દુર્ભાગ્યના મિશ્ર વિચારોના ચિંતનમાં તે પડયો હતો, એટલામાં તેના દિવાનખાનામાં ખલિફા નુરૂદ્દિન આવી પહોંચ્યા. તેમને જોતાંજ ડુલીનના ચ્હેરા પર સહજ હર્ષની છટા છવાઇ ગઇ. તેણે તરતજ ઉઠી તેમનો આદરસત્કાર કરી પોતાની પાસે બેસાડયા. નુરૂદ્દિન નીચે બેસતાં બેસતાં બોલ્યાઃ–“ સાહેબ, આપનું નસીબ ઘણુંજ બળવાન જણાય છે. આટલી બધી કૃપા, દયા અને આદર રણજીતસિંહે આજ સુધીમાં દર્શાવ્યો હોય, તો તે આપના પરજ છે. મારી ખાત્રી છે કે, આપનો ભાગ્યસૂર્ય જલદી મધ્યાહ્નમાં આવશે અને ત્યાંજ સ્થિર થશે.”

ડુલીને ખલિફાજીને ઉત્તર આપતાં કિંચિત્ સસ્મિત સ્વરે કહ્યુંઃ— “ એ બધી આપ–ઉભય બંધુઓની કૃપાનું ફળ છે. તમારા બન્નેની મદદ જો મને ન હોત તો મારો ભાગ્યસૂર્ય અત્યાર સુધી ક્ષિતજની નીચેજ ઢંકાયેલો રહ્યો હોત. તમારી સહાયતાથી મારો ભાગ્યોદય થયો

તો ખરો; પરંતુ મહારાજાની કૃપાદૃષ્ટિ હમેશાં આવીજ રીતે કાયમ રાખવા માટે, મારે ભવિષ્યમાં કેવી રીતે વર્ત્તવું જોઈએ, તેની તો મને બિલકુલ ખબર નથી."

તમારા જેવા હોશિયાર—ચતુર—કર્ત્તવ્યપરાયણ માણસને રણુજીતસિંહની મહેરબાની કેમ મેળવવી, તે શિખવવું પડે એમ નથી. માત્ર તમે એટલું ધ્યાનમાં રાખજો કે, રણુજીતસિંહની મહેરબાની એજ તમારૂં ઐશ્વર્ય, એજ તમારો અધિકાર અને એજ તમારી સંપત્તિ! યશ, કીર્તિ, પ્રભુત્વ એ બધુ રણુજીતસિંહના કૃપાછત્ર નીચે જ છે. એ કૃપાછત્ર કેમ કાયમ રાખવું, એ કાંઇ સાહેબને શિખવવું પડે એમ નથી. એ યુક્તિ સાધ્ય થઇ એટલે આજે જેમ તમે કર્નલ છો, તેમ થોડા દિવસમાં મુખ્ય સેનાપતિ પણ થશો! કદાચિત્ ધ્યાનસિંહને બાજુએ રાખી તમેજ ધ્યાનસિંહ થઇ જશો, નહિ તો એકાદ સંસ્થાનના રાજ્યાધિપતિ તો થશોજ!"

"નહિ, આજથીજ તેમ કહી શકાય નહિ. ભવિષ્યકાળનાં સૂત્રો સર્વશક્તિમાન્ પરમેશ્વરે પોતાના હાથમાં રાખેલાં છે, તેથી આગળ જતાં તે મને કઇ સ્થિતિમાં રાખે છે, તેની કલ્પના હમણાથી થઇ શકે એમ નથી. માત્ર તમો એટલું ખાત્રીથી માનજો કે, તમોએ અકૃતજ્ઞ માણસ ઉપર ઉપકાર કર્યો નથી એમ થોડા વખતમાં જ જણાઇ આવશે."

"એકંદર રીતે જોતાં મારા ભાઇ આપના વર્તનથી ઘણુાજ ખુશી થયા છે અને તેથી આપને આટલી બધી મદદ કરવાનો ફકીરજીનો કયો હેતુ છે તેની પણ આપને થોડા વખતમાં પ્રતીતિ થશે. આપને સહાય કરનારા જેવા માણુસો છે, તેવાજ આપની વિરૂદ્ધમાં પણ કેટલાક મ્હોટા માણુસો છે, તે આપ કદી પણ ભુલશો નહિ. તે વિષેની અગાઉથી સૂચના આપવાને ખાતર જ હું અહિં આવ્યો છું. જુઓ, રણુજીતસિંહના દરબારમાં રાજા ધ્યાનસિંહ અને રાજા ગુલાબસિંહ એ બન્ને મહા ભયંકર માણુસો છે. તેમનાથી તમારે હમેશાં ચેતતા રહેવું. ગુલાબસિંહ મહારાજાના મુખ જેવો અને ધ્યાનસિંહ જમણા હાથ જેવો છે. વિશેષતઃ દરબારમાં રાજા ધ્યાનસિંહ જે કાંઇ કરશે તેજ પૂર્વ દિશા—એવી સ્થિતિ છે. તેથી તે બન્ને ભાઇઓને પ્રસન્ન રાખવાનોજ તમારે પ્રયત્ન કરવો. રણુજીતસિંહની કૃપાદૃષ્ટિ તમારા પર હમેશાં કાયમ રહે, એ રણુજીતની ઇચ્છા કરવાં

તે બન્ને ભાઇઓની ઇચ્છા ઉપર વધારે અવલંબીને રહેલું છે. વળી, મહારાજાની પાસે બીજા કેટલાક યુરોપિયન નોકરો છે. તેમની તથા તમારી મિત્રતા બંધાય તો તેની પણ તે ઉભય બંધુઓને ખબર ન પડે તેમ હોશિઆરી રાખજો. તમે હજી યુવાન છો, તમારો સ્વભાવ જરા તેજસ્વી છે; તેથી અનિવાર્ય પ્રસંગ સિવાય તમારા તેજસ્વી સ્વભાવનું પાણી કોઇને બતાવતા નહિ એવી મારી તમને ખાસ સૂચના છે. કારણ કે, પંજાબમાં તમે તે સિવાય સુયશ મેળવવામાં અસમર્થ થશો. ભવિષ્યમાં આપના કોણ કોણ શત્રુ થનારા છે, તેની કલ્પના હમણા થવી અશકય છે, તો પણ આજથીજ તમે અનેક માણસોની આંખમાં ખૂંચ્યા છો, એ વાત ધ્યાનમાં રાખીનેજ વર્તજો. યૂરોપના રાજદ્વારી વાતાવરણની મને ખબર નથી, પણ અહિંની સ્થિતિ સંબંધે બે શબ્દો કહું તો તે માત્ર એટલુંજ કે, અહિંના દરબાર માંહેલા પ્રતિષ્ઠિત માણસો જેને પોતાનો શત્રુ માનતા હોય, તેનો ગુપ્ત રીતે આ જગતમાંથી નાશ કરવાને કાંઇ પણ બાકી મૂકતા નથી. એટલા માટે, તમારે હમેશાં સાવધ રહેવું. બહાર જતી વખતે પોતાની સાથે વિશ્વાસુ માણસો લીધા વિના જવું નહિ. તમારે કેટલાક ગુપ્ત બાતમીદારો-જાસુસો રાખી શત્રુપક્ષના ગુપ્ત પ્રપંચોથી વારંવાર માહિતગાર થવું જોઇએ. સારાંશ એટલોજ કે, જે અધિકાર પર હાલમાં તમારી યોજના થઇ છે, તે અધિકાર જેટલો કીર્ત્તિશાળી છે, તેટલોજ વિકટ છે, એ વાત ધ્યાનમાં રાખી ઘણીજ ચતુરાઇથી તમારે અધિકાર સૂત્રો ચલાવવાં જોઇએ. તમો સ્વભાવતઃજ ચોક્કસ અને તિક્ષ્ણ બુદ્ધિના છો, તેથી મારે તમોને આ બધું કહેવુંજ જોઇએ એમ નથી; તોપણ માત્ર મિત્રધર્મની એક ફરજ તરીકેજ મેં આ બધી સૂચનાઓ કરી છે. અસ્તુ. મારે આજે જે કાંઇ કહેવું હતું તે કહ્યું છે. હવે મને ઘરે જવાની રજા આપશો. વળી આવતી કાલે મારે તમને થોડીક સૂચનાઓ કરવી છે, તેથી કાલે આવીશ."

એમ કહી ખલીફા નુરૂદ્દિન પોતાની જગ્યાએથી ઉઠયા અને તેમના કેટલાક નોકરો બહાર ઉભા હતા, તેઓને અંદર બોલાવ્યા. બધા નોકરો તરતજ અંદર આવ્યા અને તેમણે જૂદી જૂદી જાતના મેવાઓ તથા મીઠાઇના થાળો સરખી રીતે નીચે મૂકયા. કુલીનના ધ્યાનમાં બધો બનાવ આવી ગયો. તે કૃતજ્ઞતા દર્શાવતાં બોલ્યોઃ—
"ખલિફાજી, આપની કૃપાદૃષ્ટિએજ મારા ઉપર અનંત ઉપકાર

ર્યાં છે, તેમાં દાન ઉપર દક્ષિણા મુજબ આટલી બધી વસ્તી શ માટે લીધી ?"

નુરૂદ્દિને હસતાં હસતાં જવાબ આપ્યો:-" દુલીન સાહેબ, આ બધું મારા ભાઇએ મોકલાવ્યું નથી; પરંતુ મહારાજા રણજીતસિંહે મોકલાવ્યું છે. તેમણે આપને આપવા માટે સોનામોહોરની કોથળી પણ મોકલાવી છે. હું ધારૂં છું કે, આપ તેનો સ્વીકાર કરશો."

એમ કહી નુરૂદ્દિને એક સોનામોહોરથી ભરેલી કોથળી દુલીનના હાથમાં મૂકી. દુલીને તેનો સ્વીકાર કરવાં ઉભય બંધુઓ માટે કૃતજ્ઞતા પ્રકટ કરી. આવી રીતે બન્ને જણા વાતો કરતા કરતા દિવાનખાનાના બારણા પાસે આવી પહોંચ્યા. જતાં જતાં નુરૂદ્દિને કહ્યું:-" દુલીન સાહેબ, આપને આપનું નામું ઠામું તથા કેટલીક બીજી વ્યવસ્થા કરવા માટે એકાદ માણસની ઘણીજ જરૂર છે, એમ મને જણાય છે. તેથી અમો તમોને એક માણસ આપીશું. તે ઘણોજ સરળ પ્રકૃતિનો વિશ્વાસુ છે. માલેકનું કામ નિમકહલાલીથી બજાવવાવાળો છે. વળી તે અહિંની સ્થિતિનો પણ વાકેફગાર હોવાથી તમોને વધારે ઉપયોગી થઇ પડે એમ છે. લગભગ દશ વર્ષ થયાં તે અમારી સાથે છે, તેથી તેને આ પ્રાંતની તેમ દરબારની ઘણીજ સારી માહિતી છે."

"તેનું નામ શું ?" દુલીને પૂછ્યું.

"ચૈતન્યદાસ." નુરૂદ્દિને ઉત્તર આપતાં જણાવ્યું.

"ચૈતન્યદાસ ? ત્યારે તો કોઇ બંગાળી હોવો જોઇએ !" દુલીને આશ્ચર્ય પામી કહ્યું.

"હા, તે બંગાળી છે. અમારા દાદા રણજીતસિંહનાં કેટલાંક મહત્વનાં કામો માટે ગવ્હર્નર જનરલને મળવા માટે કલકત્તે ગયા હતા. તે વખતે દુભાષીઆ તરીકે ચૈતન્યદાસને દાદાએ નોકરીએ રાખ્યો હતો. ચૈતન્યદાસનું અંગ્રેજી ભાષણ સાંભળી સાહેબને ઘણુંજ હસવું આવ્યું અને તેમણે બીજા દુભાષીઆને બોલાવી દાદાનું કહેવું સાંભળી લીધું. તો પણ તેની એકંદર વર્તણુક તરફ ધ્યાન દઇ દાદાએ તેને પોતાની નોકરીમાંથી કહાડી મૂકયો નહિ. તે ઘણોજ વિશ્વાસુ અને સદ્ગુણી છે. તેનામાં દોષ માત્ર એટલોજ છે કે, તે જરા બ્હીકણ છે ! લડાઇનું નામ સાંભળતાંજ તેના દિલમાં લ્હાડ ભરાઇ આવે છે. આવી રીતે જોતાં તેને છોડવાની અમારી બિલકુલ ઇચ્છા નથી; પરંતુ આપ અહિંયાં નવીન હોવાથી આપને તે ઘણોજ ઉપયોગી થઇ પડશે, તેટલા

આટેજ આપને સ્વાધીન કરીએ છીએ."

દુલીને સહજ હસીને કહ્યું:-"હું આપની ઘણીજ મહેરબાની સમજું છું. આવા વખતે તે મને ઘણોજ ઉપયોગી થશે. બંગાળી લોકોને હું સારી રીતે ઓળખું છું. તેઓ ઘણા શાન્ત, બુદ્ધિમાન અને સુશીલ હોય છે."

"પણ સાહેબ, લાહોરમાંના ઘણાખરા લોકો ચૈતન્યદાસને દીવાનો સમજે છે!"

"વારૂ, તેની કાંઇ હરકત નહિ. તેમ હોય તો તમો તેને મારી પાસે નોકરીએ રાખવાની ખટપટમાંજ પડયા ન હોત. કદાચિત્ તેની વર્ત્તણુંક ઘેલાગાંડાની માફક હોય, તો તેમ કરવામાં તેનો કાંઇક હેતુ પણ હોવો જોઇએ."

"હા, ખરી વાત; તમોએ બરાબર અનુમાન કર્યું છે. આપને ખરી હકીકત કહેવામાં કોઇ જાતની હરકત નહિ હોવાથી તેનું રહસ્ય હું તમોને કહું છું. દાદાનો ઘાત કરવા માટે ગુલાબસિંહે ચૈતન્યદાસને ફોડવાનો પ્રયત્ન કર્યો હતો. તેને પુષ્કળ પૈસા આપવાની લાલચ આપી હતી; પરંતુ નિમકહરામી કરવાનો ચૈતન્યદાસનો સ્વભાવ નહિ હોવાથી તે વખતે તેની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઇ. ગુલાબસિંહને ખુલ્લા શબ્દોમાં ના કહેવી એ પોતાના હાથે પોતાનાજ પગ પર કુહાડી મારી લેવા જેવું હતું, એમ તે સમજતો હતો; તેથી પોતાનું અને પોતાના માલેકનું સંરક્ષણ કરવા માટે તેણે ગાંડપણ સ્વીકાર્યું અને તે યુક્તિ તેના બચાવને માટે ઉત્તમ થઇ પડી. તેનું ગાંડપણ જોઇ આવો ઉલ્લુ માણસ કદાચિત્ પોતાના ભેદભરમોને ઉઘાડી પાડી દે, એમ ધારી તેણે તેને પોતાના પ્રપંચમાં લીધો નહિ. ત્યાર પછી પણ ગાંડપણ છોડી દે, તો ગુલાબસિંહના ધ્યાનમાં તે લુચ્ચો ઠરી જાય, તેથી તે હજી સુધી પણ ઘેલાગાંડાની માફક વર્ત્યા કરે છે"

"વાહ! એમ છે? ત્યારે તો તમે તેને જરૂર મારી પાસે મોકલાવી આપશો. આવા નિમકહલાલ-વિશ્વાસુ માણસો મને ઘણાજ પસંદ પડે છે."

"અને ચૈતન્યદાસને પણ આપના આશ્રયથી આનંદ થશે. તે હમેશાં બૂમ માર્યા કરે છે કે, આટલી બધી મહેનત લઇ અંગ્રેજી શીખ્યો, તે ભૂલી જવા લાગ્યો છું. તેથી તમારી સોબતમાં તેનો અંગ્રેજીનો અભ્યાસ પણ ઠીક થશે!"

એમ કહી ખલીફા નુરૂદ્દિને દુલીનની રજા લીધી અને પોતાને ઘેર ગયા. આ તરફ દુલીનના મગજે પણ બનેલા બનાવ ઉપર વિચાર માળા શરૂ કીધી. ચૈતન્યદાસ જેવો વિશ્વાસુ માણસ પોતાને મળે છે, તે જોઇ તેને સંતોષ થયો. એક વખત તેના મનમાં એવી પણ શંકા આવી કે, આ બન્ને ભાઇઓએ મારા ઉપર નજર રાખવા માટે ગુપ્ત જાસૂસ તરીકે તો તેની યોજના નહિ કરી હોય? પણ દુલીને આવી કુશંકા લાવવા માટે પોતાના મનનો તિરસ્કાર કર્યો અને અંતઃકરણમાં તે બન્ને ભાઇઓ માટે પૂજ્યબુદ્ધિ વધવા દીધી. પોતાનીજ વર્તણુક ન્યાયી અને નિષ્કલંક હોવાથી આવી બાબતોમાં કોઇથી પણ ડરવાની જરૂર નથી, એમ વિચાર કરી શાંત ચિત્તે દુલીને તે દિવસ પસાર કર્યો.

---

## પ્રકરણ ૧૫ મું.

### રણજીતસિંહ અને તેનો દરબાર.

દુલીન જે વખતે રણજીતસિંહને ત્યાં નોકરીએ રહ્યો, તે વખતે રણજીતસિંહ તથા તેના દરબારની સ્થિતિ કેવી હતી, તે આપણે પહેલાં જોવાની જરૂર છે. દુલીન જે વખતે દરબારમાં દાખલ થયો, તે વખતે રણજીતસિંહની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હતી. તે શરીરે ઠીંગણો હતો તથા એક આંખે કાણો હતો. તેની જીંદગીનો અત્યાર સુધીનો વખત મ્હોટે ભાગે લડવામાં ગયો હોવાથી તથા નીયમિત રીતે આહારાદિ લેવા માટે તેનું દુર્લક્ષ હોવાથી તેના ચ્હેરા ઉપર વૃદ્ધાવસ્થાનાં ચિહ્નો જણાતાં હતા; પરંતુ કેટલાકોનું માનવું એવું છે કે, તે હદ ઉપરાંત વિષયી હતો અને તેથીજ આટલાં જલદી વૃદ્ધાવસ્થાનાં ચિહ્નો જણાતાં હતાં. રણજીતની શારીરિક સ્થિતિ વિષે આટલુંજ કહેવું બસ થશે. બાકી તેની બુદ્ધિ વિષે જોવા જઇએ તો ઘણુંજ આશ્ચર્ય લાગ્યા વિના રહે એમ નથી. તે નિશાળમાં તો બિલકુલ ગયો નહોતો, તેમજ તેને એક અક્ષર પણ લખતાં નહોતો આવડતો! તો પણ તેની બુદ્ધ ઘણીજ પ્રગલ્ભ હતી. તેની દુરદષ્ટિ, મત્સદ્દીપણું, સ્મરણશકિત, એટલી તો પ્રખર-તેજસ્વી અને સુક્ષ્મ હતી કે, તે જ્યારે ભર ઉંઘમાં પડયો હોય ત્યારે પણ જો તેને જાગ્રત કરીને કોઇ પણ રાજદ્વારી ખટપટનો પ્રશ્ન પૂછવામાં આવે તો તેનો યોગ્યજ

જવાબ આપતો. તેની આવી વિલક્ષણ સ્મરણ શક્તિ માટે દરેકને આશ્ચર્ય લાગતું. રાજ્યમાંની એક ન્હાનામાં ન્હાની વાતથી તે ઠેઠ મ્હોટા મ્હોટા અમીર ઉમરાવો તથા સંસ્થાનીકોની ખંડણી સુધીનો દરેક હિસાબ તેની જીભ ઉપર રમ્યા કરતો હતો. ન્હાની ન્હાની મારામારીઓ કિંવા ટંટાબખેડાઓ તથા મ્હોટાં મ્હોટાં યુદ્ધો વિષેનો દરેક ઇતિહાસ તેના હૃદયમાં લખી રાખેલો હતો. વખત પડયે અમુક કામ કરવા માટે તેને હાલની માફક ડીટેકટીવોની નોંધમાંથી જોવાનો વખત આવતો નહિ. એક સાધારણ સિપાહીથી માંડી મુખ્ય પ્રધાન સુધીના દરેક માણસોના ચરિત્રો ઉપર ધ્યાન આપી, કોણ કેવો છે તેની તેણે બરાબર ખાતરી કરી લીધી હતી. રાજ્યના શત્રુઓ કોણ કોણ છે, તેઓના શું શું દાવપેચો ચાલે છે, વગેરે માહિતી વારંવાર નોંધ કરી રાખનારા શત્રુ પક્ષના કરતાં રણજીતને વધારે હતી. તેની વર્તણુંક આડંબર વિનાની હતી. તે હમેશાં સાદો પોષાક પહેરતો હતો. ગમે તે માણસને તેની પાસે જઇ પોતાની ફરિયાદ જણાવી ન્યાય માગવાની તેણે છૂટ આપી હતી. તેની વૃત્તિ ગંભીર પણ ઉદાર હતી. તેના અંતઃકરણમાં દયા હતી અને તેથી કોઇના પર પણ અન્યાય અને જૂલમ થાય, તે તેને પસંદ નહોતું. તે હમેશાં કહેતો કે, "રાજભંડારમાં આવનારા પૈસા જો પ્રજાના સંતોષથી ન આવે તો રાજ્યનો પાયો કયારે ખખડી પડશે તેનો કોઈ નિયમ નથી."

શિખ ધર્મની દૃષ્ટિએ જોતાં તે ખરેખરો કર્મયોગી શિખ હતો અને તેથી શિખ સમાજમાં તેને ઘણું માન હતું; તોપણ તે દયાળુ અને ન્યાયપ્રિય રાજા તરીકેજ વધારે પ્રસિદ્ધિમાં આવ્યો હતો. કેટલાક ઇતિહાસકારો તેના ઉપર એવો આક્ષેપ મૂકે છે કે, તે જરાક લોભી હતો; પરંતુ ન્યાયની દૃષ્ટિએ જોતાં તથા તે વખતમાં હિન્દુસ્થાનની અંદર પોતપોતાના રાજ્યોનો વિસ્તાર વધારવા માટે જે રાજાઓ પ્રયત્નો કરતા હતા, તેઓનાં લોભી કૃત્યોનું નીરિક્ષણ કરવા જઇએ તો રણજીત એક સાધુ પુરૂષ હતો એમજ કહેવું પડશે. રણજીત અસામાન્ય સાહસીક વીરપુરૂષ હતો, તેણે અનેક લડાઇઓમાં પોતાનું અદ્ભૂત વીરત્વ તથા રણનૈપુણ્ય બતાવ્યું હતું; પણ આશ્ચર્યની વાત એ છે કે, તેની તલવાર જે રણભૂમિમાં એક સરખી પોતાની તીક્ષ્ણ ધારનું પાણી બતાવતી હતી, તેજ તલવાર તે જ્યારે દરબારમાં હોય ત્યારે માત્ર એક ખુણાની અંદરજ પડી રહેતી! રણજીત રણક્ષે-

ત્રમાં જેવો શૂરવીર સેનાપતિ હતો, તેવોજ દરબારમાં શાંત અને ન્યાયપ્રિય ન્યાયાધિશ હતો. કોઇની પણ ફરિયાદ તે શાંત રીતે સાંભળતો તથા પોતાની પ્રખર બુદ્ધિમતાથી તેમાંનું સત્યાસત્ય શોધી કહાડતો. ગમે તેવો ભયંકર ગુન્હો હોય તોપણ ગુન્હેગારને તે પ્રાણદંડની શિક્ષા એકાએક આપતો ન હતો. આ ઉપરથી તેના અંતઃકરણમાં કેટલી બધી દયા હતી, તેની ખાતરી થઇ શકે છે. પોતાની પ્રજાપર અધિકારીઓ અને સરદારો તરફથી જૂલ્મ ન થાય તે વિષે તે હમેશાં સંભાળ રાખતો અને કદાચિત્ કોઇ અધીકારી તરફથી તેવો અન્યાય થાય તો પ્રજાને પોતાની પાસે ફરિયાદ કરવાની તેણે છૂટ આપી હતી. આથી, અધિકારીઓ અને સરદારો તેનાથી ડરતા અને પોતાનાથી કોઇ પણ જાતનું અયોગ્ય વર્તન ન થાય તે માટે કાળજી રાખતા, અને કદાચિત્ બને, તોપણ તે વાત રણજીતના કાનપર ન જાય તે માટે ખાસ બંદોબસ્ત રાખતા. રણજીત વર્ષમાં એક વખત પોતાના આખા રાજ્યની અંદર ફરી આવતો. તે વખતે લોકોને યુક્તિ પ્રયુક્તિથી અનેક પ્રશ્નો પૂછી, તેઓ પર જૂલ્મ થાય છે કે કેમ, તેની માહિતી મેળવી લેતો. રણજીતનો જો કે આટલો બધો બંદોબસ્ત હતો, છતાં પ્રજાપર જૂલ્મ નહોતો થતો એમ કાંઇ નહોતું. તોપણ એટલું તો ખરૂં કે, તે વખતે આખા હિન્દુસ્થાનમાં પ્રજાહિતદક્ષ ભૂપતિ માત્ર રણજીતજ હતો. રણજીતસિંહ માટે ધ્યાનમાં રાખવા જેવી બાબત તો એ છે કે, તે માત્ર એક સાધારણ સરદારનો છોકરો હતો, નિરક્ષર હતો, કુરૂપ હતો અને સાદાઇમાં રહેવાવાળો હતો ! આવો માણસ પોતાની કાર્યદક્ષતાથી પંજાબમાં રાજ્યસ્થાપી પોતાને એકછત્રી સમ્રાટ્ કહેવરાવે, એટલુંજ નહિ પણ શત્રુઓને પોતાની દહેશત બેસાડી પંજાબનો સિંહ ઠહેરાવે અને સાત સમુદ્રની પેલી બાજુ યુરોપમાં પણ પોતાની કીર્ત્તિ પ્રસરાવે એ કાંઇ જેવું તેવું કામ નહોતું. આ ઉપરથી તે વિલક્ષણ પ્રતિભાસંપન્ન વીર નર હતો એ નિઃસંશય છે.

રણજીતસિંહ પછી હવે આપણે તેના પ્રધાનમંડળ તરફ નજર ફેરવીએ. તેના રાજ્યમાં રાજા ધ્યાનસિંહ, જમાદાર ખુશાલસિંહ અને ફકીર અજીજુદ્દિન એ ત્રણ મુખ્ય પ્રધાન હતા. રણજીતસિંહનો આ ત્રણેમાં ઘણો વિશ્વાસ હતો અને તેમની સલાહથીજ તે પોતાનો રાજ્યકારભાર ચલાવતો. તે વખતે આ ત્રણ જણ સિવાય બીજા મ્હોટા અમીર ઉમરાવો નહોતા એમ નહોતું, પણ અધિકાર અને મુત્સદી-

પંજાબની દૃષ્ટિએ આ ત્રણે જણા તે વખતે ઘણા પ્રસિદ્ધિમાં આવ્યા હતા. આ ત્રણે જણમાં રાજા ધ્યાનસિંહ પ્રમુખ હતો. રાજા ધ્યાનસિંહ અને જમાદાર ખુશાલસિંહનો રણજીતના દરબારમાં કેવી રીતે પ્રવેશ થયો અને પછી તેમનો કયા કારણોને લઈને અભ્યુદય થયો, તે હકીકત અમારા સુશીલ વાચકોને કહેવી અનુચિત જણાવાથી હમો તે છોડી દઇએ છીએ. રાજા ધ્યાનસિંહને ગુલાબસિંહ અને સુચેતસિંહ નામના બીજા ભાઈઓ હતા. ત્રણે ભાઈઓ વિલક્ષણ કારસ્થાની હતા. ગુલાબસિંહ તો રાજદ્રોહ કરી, અંગ્રેજોને ૭૫,૦૦,૦૦૦ રૂપિયા આપી કાશ્મીર પ્રાંત સ્વાહા કરી ગયો હતો! ત્રણે ભાઈઓનું ઐશ્વર્ય, સંપત્તિ અને અધિકાર જોતાં, તેમની સાથે બરાબરી કરી શકે એવો એક પણ માણસ નહોતો. ત્રણે ભાઈઓ ક્ષત્રિય વંશના હતા; પરન્તુ તેઓ પ્રસિદ્ધ કુળવાન કુટુંબના નહોતા, તેમજ તેમનો ધંધો પણ સારો નહોતો. ગુલાબસિંહ સાધારણ સિપાહી તરીકે હતો ત્યારે તેણે એક વખત મનુષ્યવધ કરવાથી તેને પકડવાનો હુકમ છૂટ્યો. ગુલાબસિંહ ન્હાસતો ન્હાસતો પંજાબમાં આવ્યો અને રણજીતસિંહને શરણે ગયો. રણજીતસિંહને તે વખતે તેની દયા આવી અને તેને આશ્રય આપ્યો. આસ્તે આસ્તે તેણે રણજીતના પેટમાં પેસીને પોતાના પગ પહોળા કરવા માંડયા. દિવસે દિવસે તેની સત્તા વધવા લાગી. થોડા વખત પછી તેણે પોતાના બન્ને ન્હાના ભાઈ ધ્યાનસિંહ તથા સુચેતસિંહને પણ પંજાબમાં બોલાવ્યા અને તેમને રણજીતની ખીદમતમાં રાખ્યા. ધ્યાનસિંહ સ્વભાવતઃજ પ્રતિભાસંપન્ન, બુદ્ધિવાન અને કારસ્થાની હોવાથી આસ્તે આસ્તે તેની સત્તા વધવા સાથે તે ઠેઠ પ્રધાનપદ સુધી જઇ પહોંચ્યો. તેણે મુખ્ય પ્રધાન થવા પછી પોતાના બન્ને ભાઈઓને સેનાપતિ બનાવી બહાર મોકલાવી દીધા અને રાજ્યનાં ઘણાંખરાં સૂત્રો પોતાનાજ હાથમાં લીધાં. એક સાધારણ માણસનો આટલો બધો જલદી અભ્યુદય થયેલો જોઇ કોઇને શંકા પણ આવશે કે, રણજીત વિષયી તો નહોતો? કોણ કહી શકે; કદાચિત હોય પણ! પરન્તુ આપણે તે વાત જાણવાનું કોઇ પ્રયોજન નથી. ધ્યાનસિંહના હાથમાં સંપૂર્ણ સત્તા આવવા પછી તેણે તથા તેના ભાઈઓએ દગા ફટકાથી પ્રજાની સંપત્તિ લૂંટવામાં કાંઇ બાકી રાખ્યું નહિ, પણ માત્ર એટલું ખરૂં કે, પોતાના જૂલમની વાત રણજીતના કાને જાય નહિ તે વિષે તેઓ ઘણી કાળજી તથા બંદોબસ્ત રાખતા હતા.

વાંદરાનાં પુંછડાંની માફક તે રણુજીતસિંહની પછવાડેજ રહેતો. પોતાની વિરૂદ્ધ રણુજીત પાસે કોઇ માણસ એક શબ્દ પણ ન ઉચ્ચારે તેટલા માટે ખાસ પ્રસંગ સિવાય રણુજીતથી તે બિલકુલ દૂર રહેતો નહિ. કદાચિત્ કયાંઇ બહાર જવાનો વખત આવતો તે વખતે રણુજીતની પાસે પોતાના ખાસ વિશ્વાસુ માણસને રાખ્યા પછી બહાર જતો. જો કે તે મુખ્ય પ્રધાનપદપર હતો, તોપણ રણુજીતને પોતે નિમકહલાલ નોકર છે, એવું બતાવવા માટે રણુજીતના સિંહાસન પાસે નીચે જમીન પર બેસતો. ત્યારે શું રણુજીતને તેના દાંભિકપણાની ખબર નહોતી? હતીઃ પરન્તુ તેણે તે વિષે કોઇ દિવસ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહોતો. ધ્યાનસિંહને માટે આશ્ચર્ય પામવા જેવી વાત તો એ હતી કે, તે પોતાના માલેકની માફકજ નિરક્ષર હતો. છતાં તેની દૂરદષ્ટિ તથા બુદ્ધિ ઘણીજ સતેજ હતી એમાં કાંઇ પણ શંકા લાવવા જેવું નથી.

જમાદાર ખુશાલસિંહ પંજાબી નહોતો, પણ શહરાનપુરનો રહેવાસી રાજપૂત હતો. તે પહેલાં રણુજીતસિંહના અંગરક્ષક તરીકે જમાદાર હતો. યુવાનીના વખતમાં તે ઘણોજ દેખાવડો અને રૂવાબદાર હતો. દુલીન જ્યારે રણુજીતસિંહ પાસે રહ્યો ત્યારે તે સાધારણ વૃદ્ધ થયો હતો તેની શારીરિક ખુબસુરતી આગળના જેટલી આકર્ષક નહોતી. રણુજીતના દરબારમાં તે આટલો બધો આગળ પડે તે માટે તેણે કયાંઇ પણ પોતાની તલવારનું પાણી બતાવ્યું નહોતું. ગમે તેમ હોય, તે પણ એકદમ પ્રધાન થઇ ગયો હતો! જો કે તે પ્રધાન થયો હતો, તોપણ લોકો તો તેને તેના આગલા જમાદારના નામથીજ ઓળખતા હતા. એક વખત રણુજીતસિંહે તેને પ્રધાનપદ પરથી દૂર કરી તેની મિલ્કત પણ જપ્ત કીધી હતી, પરન્તુ પાછો ફરીથી તેને તેજ જગ્યાએ નીમ્યો હતો! તેમજ રણુજીતનો પુત્ર શેરસિંહ જે વખતે કાશ્મીર હતો ત્યારે તેને અજ્ઞાન ધારી તેની મદદે કારભાર ચલાવવા માટે ખુશાલસિંહને પણ મોકલ્યો હતો. તે વખતે તેણે ઘણાજ દુરાચરણોથી તેમજ જૂલ્મથી કાશ્મીરમાં રાજ્યકારભાર ચલાવ્યો અને સુવર્ણભૂમિ–દુનિઆના સ્વર્ગીયદેશ કાશ્મીરને ભીખારી કરી મૂકયો. રણુજીતસિંહને તેની આ વર્તણુકની ખબર પડી અને તરતજ તેણે તેને અધિકારપરથી કહાડી મૂકયો અને પોતાના રાજદરબારમાં પગ નહિ મૂકવાનો હુકમ કર્યો, તે મુજબ કેટલાક વર્ષો સુધી જમાદાર ખુશાલસિંહને રાજદરબારમાં આવવાનું બંધ હતું; પરંતુ દુલીનના આવવા પહેલાંજ

થોડો વખત થયાં રણજીતસિંહની પાછી તેનાપર મહેરબાની થઇ હતી અને પાછું ફરીથી તેને પ્રધાનપદ આપવામાં આવ્યું હતું !

ફકીર અજીજુદ્દિન જાતનો હજામ તથા શસ્ત્રવૈદ્ય હતો. કેટલાક વર્ષો સુધી તેણે પોતાનો વંશપરંપરાનો હજામતનો ધંધો કરી ગુજરાન ચલાવ્યું હતું. ન્હાનપણથીજ તે બુદ્ધિમાન્ હતો અને તેણે ધર્મ-શાસ્ત્રનો અભ્યાસ પણ ઠીક કર્યો હતો. તે ઘણોજ મધુર અને સમયો-ચિત ઉત્તર આપવાવાળો હતો કોઇનું પણ મન નહિ દુખવવાં પોતાનું કામ કેમ પાર પાડવું, એ વિદ્યા તેનામાં ઘણીજ સારી હતી. તેની શારીરિક સ્થિતિ સારી હતી તથા દેખાવમાં પણ તે સુંદર હતો. દુનિયામાં આવી કીર્તિ, માન, આબરૂ—ઇજ્જત મેળવી મૃત્યુ પછી પણ પોતાની યાદગારી ચાલુ રહે એવા ઉદ્દેશથી તે પોતાનો વંશપરપરાનો હજામતનો ધંધો છોડી એક રાજાના લશ્કરમાં સિપાહી તરીકે નોકરીએ રહ્યો હતો. તે પોતાનું કામ ઘણીજ વફાદારીથી બજાવતો હતો છતાં તેના ઉપરીની તેના પર ખફા મરજી થઇ અને તેણે તેને નોકરી પરથી દૂર કર્યો. નિમકહલાલીથી નોકરી કરવાનું આવું ફળ પ્રાપ્ત થયેલું જોઇને અજીજુદ્દિનનું મન ઘણુંજ ઉદ્વિગ્ન થયું અને તેણે ફકીરી ધારણ કરી ભિક્ષા ઉપરજ જીવન નિર્વાહ કરવાનો આરંભ કર્યો. એક દિવસે લાહોરની અંદર એકાએક રણજીતની અને તેની મુલાકાત થઇ. તેની અસાધારણ પંડીતાઇ તથા બુદ્ધિબળ જોઇ રણજીત તેનાપર ઘણોજ ખુશ થયો અને તેને આશ્રય આપ્યો. જુદા જુદા વખતે રણજીતને તેણે કેટલીક યોગ્ય સલાહો આપવાથી રણજીતની તેનાપર ઘણીજ મહેરબાની થઇ અને તેથી તેણે તેને પ્રધાનપદ આપ્યું. ફકીર અજી-જુદ્દિન જો કે એક હજામનો છોકરો હતો અને જીંદગીમાં એક વખત તેણે ભીખ માગીને પણ નિર્વાહ કર્યો, તોપણ તેનામાં પ્રધાનપદને યોગ્ય ગુણો હતા. તે વિશેષ ઐશ્વર્યસંપન્ન નહોતો. છતાં પ્રધાન તરીકે મુત્સદ્દી દૃષ્ટિએ તે વખતે તે ઘણોજ પ્રસિદ્ધિમાં આવ્યો હતો. રણજીત-સિંહમાં વાક્ચાતુર્યશકિત નહોતી. મનના ભાવો તે ગમે તેવા શબ્દો કહીને દર્શાવતો; પરન્તુ ફકીર અજીજુદ્દિન પ્રધાનપદપર આવ્યા પછી તેની તે ખામી દૂર થઇ. કારણ કે, રણજીતના મ્હોડામાંથી વાકયો-ચ્ચાર થાય તે પહેલાંજ અજીજુદ્દિન રણજીતના મનનો ભાવ સમજી જતો અને ઘણોજ સુંદર મધુર શબ્દોમાં તે દરબારમાં કહી સંભળાવતો. બીજાના મ્હોડામાં થી શબ્દ નીકળવા પહેલાંજ તે શું કહેનાર છે, તે

સમજવાની અજાયબ જેવી શકિત અજીજુદ્દિનમાં હતી અને તેનો ઉપયોગ તે રણજીતની બાબતમાં ઘણી સારી રીતે કરતો હતો. કહેવાનું તાત્પર્ય એટલુંજ કે, માત્ર સદ્દગુણને લીધેજ રણજીતના દરબારમાં જો કોઇ પ્રસિદ્ધિમાં આવ્યું હોય, તો તે માત્ર એક અજીજુદ્દિનજ હતો. જો કે તે પ્રધાન થયો હતો–પ્રજામાં તેનું સારૂં માન હતું, તોપણ લોકો તો તેને ફકીરજીના નામથીજ ઓળખતા હતા. તેને પણ તે નામ ઘણુંજ પ્રિય હતું અને તે મુજબ હમેશાં–જીવ્યો ત્યાં સુધી–ફકીરના જેવાંજ સાદાં વસ્ત્રો પહેરતો હતો. દુલીનના વખતમાં ફકીરજી પણ વૃદ્ધજ થયો હતો.

તે સિવાય અમાત્ય વર્ગમાં રામસિંહ, ગોવિંદરામ અને વેણીરામ એ ત્રણ જણા હતા. આ ત્રણે જણા કુળવાન હતા તથા પોતાનું કામ નિમકહલાલીથી બજાવતા હતા. રાજ્યની અંદર તેમનું સારૂં વજન હતું તેમજ બધા લોકો તેમને અંતઃકરણપૂર્વક માન આપતા હતા. રામસિંહ અને ગોવિંદરામ, એ બન્ને સગાભાઇ હતા છતાં રામસિંહ શિખ ધર્મ પાળતો હતો અને ગોવિંદરામ હિન્દુ ધર્મ પાળતો હતો. રાજ્યમાંના લશ્કરનો હિસાબ તપાસવાનું કામ રામસિંહ કરતો હતો તથા ગોવિંદરામ મુલકી પ્રધાન હતો. ગોવિંદરામ પોતાના કામમાં ઘણોજ હોશિયાર હતો. પોતાની કચેરી છોડીને તે કયાંઇ પણ બહાર જતો નહિ. જો કે તે શિખ નહોતો તોપણ રણજીતના મનમાં તેના વિષે ઘણું માન હતું અને તે ખુદ પોતે તેને ત્યાં જઇ ખાનગી બાબતોમાં સલાહ મસલત કરતો. વેણીરામ મુખ્ય ખજાનચી હતો. તે પણ પોતાના કામમાં હોશિયાર અને વિશ્વાસુ હતો. રણજીતનો તેનાપર પણ ઘણો પ્રેમ હતો. તે સિવાય રાજ્યની અંદર બે ચાર યુરોપિયનો પણ પ્રસિદ્ધ હતા; પરન્તુ તેમની પ્રસિદ્ધિ માત્ર કવાયત તથા સેનાપતિનીજ દૃષ્ટિએજ હતી.

દુલીનને જે વખતે રણજીતે આશ્રય આપ્યો, તે વખતે રણજીતને ખડ્ગસિંહ, શેરસિંહ અને તારાસિંહ એમ ત્રણ પુત્રો હતા અને ત્યાર પછી દુલીપસિંહ નામનો ચોથો પુત્ર થયો હતો; પરન્તુ કહેવત છે કે, દીવા પછવાડે અંધારૂં–એ ન્યાયે રણજીતસિંહ જેવા પ્રતિભાશાળી યોદ્ધાની પછવાડે તેના પુત્રો તો આળસુ, વ્યસની, દુરાચારી, લંપટ અને ડરપોક ઉત્પન્ન થયા હતા. માત્ર અપવાદ દાખલ શેરસિંહ કાંઇક લડવૈયો હતો, પણ અનીતિમાન લોકોની સોબતમાં રહી તેણે પણ

પોતાની જીંદગીની ધૂળધાણી કરી લીધી હતી. દુલીપસિંહ ન્હાનપણથીજ બ્રિટિશોનાં કૃપાછત્ર નીચે હતો, તોપણ તેમની વિરૂદ્ધ વર્તવાને તેણે બાકી રાખ્યું નહોતું ! આવા મહાન રાજધુરંધર પુરૂષસિંહના નસીબમાં આવી સંવતી હોય–એ રણજીતસિંહનુંજ નહિ; પરન્તુ આખા પંજાબનું પણ દુર્દૈવ કહી શકાય !

## પ્રકરણ ૧૨ મું.

### જહુરસિંહ અને ચૈતન્યદાસ.

ઉષાદેવી પોતાના મ્હોડા પરનો બુરખો ખસેડી નાખી વસુંધરાપર પોતાના લજ્જાયુકત નેત્રકટાક્ષ ફેંકવાનો આરંભ કરે નહિ એટલામાંજ ઘોડાપર બેસી ફરવા જવાનો દુલીનનો હમેશનો નિયમ હતો. તેજ મુજબ તે જે દિવસે રણજીતસિંહનો આશ્રિત થયો તેના બીજા દિવસે પણ એઠલોજ ફરવાને માટે બહાર ગયો હતો. બન્નુ અને ધન્નુ તે બહાર ગયો ત્યાં સુધી બીછાનામાંથી ઉઠયા નહોતા. થોડા વખતમાંજ બન્નુ જાગ્રત થયો અને ઉઠીને આંખો ચોળતો અહિં તહિં ફરવા લાગ્યો એટલામાં તેને ખબર મળી કે દુલીન બહાર ફરવા ગયેલ છે. આ ખબર સાંભળતાંજ તેના પેટમાં ફાળ પડી અને પોતાના માલેકની પહેલાં નહિ ઉઠવા માટે તેને સંતાપ થવા લાગ્યો. પંજાબની તેને ઘણીખરી ખબર હતી. પંજાબમાં કેવી જાતના લોકો છે એ તે જાણતો હતો અને તેમાં વળી નંદસિંહ સાથે આગલા દિવસેજ ચકમક ઝરેલી તે યાદ આવતાં તે પોતે પોતાને ઉંઘણશીપણા માટે દોષ દેવા લાગ્યો. એટલામાં દુલીનને સુખરૂપ પાછો આવતો જોવાંજ તેને ઘણો આનંદ થયો અને ફરીથી પોતાની આવી ભુલ ન થાય તે માટે સંકલ્પ કીધો.

નિત્યનિયમાનુસાર બીજે દિવસે જેવો દુલીન ઘોડાપર બેસી દરવાજાની બહાર નીકળે છે, એટલામાંજ બન્નુ તથા ધન્નુને તેણે ઘોડાપર બેસી તૈયાર થઇને ઉભેલા જોયા. બન્નેની કર્ત્તવ્યપરાયણતા જોઇ દુલીનને જેટલું આશ્ચર્ય લાગ્યું તેટલીજ તેના અંતઃકરણમાં કૃતજ્ઞતા પણ ઉત્પન્ન થઇ. દુલીને ઘોડો આગળ ચલાવતાંજ બન્નુ તથા ધન્નુએ પણ પોતાના ઘોડા તેની પછવાડે ચલાવ્યા. ત્રણે જણા પોતાના રહેવાના ઠેકાણેથી અરધો કિંવા પોણો ગાઉ દૂર ગયા હશે,

કે નહિ, એવામાં રસ્તાથી દૂર આવેલી ઊંચ ઝાડીમાંથી સુસવાટા કરતું બાણનું તીર આવ્યું અને તે દુલીનની ટોપીને લાગી ટોપી સાથેજ લાંબે જઇને પડ્યું! માત્ર થોડીજ ભૂલ થઇ, નહિ તો તીર દુલીનના કપાળમાં લાગીને ત્યાંજ તેને રામશરણ કરી દીધો હોત! આ બનાવ એક નિમષમાત્રમાં બની ગયો. પોતાના માલેકની આ વખતે કેવી સ્થિતિ છે, તે બન્નુના ધ્યાનમાં બરાબર આવી. તરતજ તેણે ઇશ્વરનો આભાર માની પોતાના ઘોડાને તે ઝાડી તરફ દોડાવ્યો અને એક શિખ માણસને પકડી લાવ્યો. તે શિખે જ્યારે જોયું કે હવે ન્હાસી જવું મુશ્કિલ છે તેથી તરતજ તેણે મ્યાનમાંથી તલવાર બહાર કહાડી બન્નુ તરફ ફેરવી. બન્નુ સાવધ હતો. તેણે પણ પોતાની તલવાર બહાર કહાડી અને બન્ને જણનું તલવારનું યુદ્ધ શરૂ થયું. એટલામાં પછવાડે ધન્નુ પણ આવી પહોંચ્યો અને પોતાની તલવાર કહાડવા લાગ્યો. તેને તલવાર કહાડતો જોઇ બન્નુ સહજ ઉશ્કેરાઇને બોલ્યો:—"ધન્નુ, શું હું એકલો આને મારવાને અસમર્થ છું એમ બતાવી મારૂં અપમાન કરે છે? જ્યાં સુધી હું જીવતો છું, ત્યાં સુધી તારી તલવાર મ્યાનમાંજ રહેવા દે. એક માંકડાને મારતાં બે વીરો શામાટે જોઇએ?" ધન્નુએ તરતજ પોતાની તલવાર મ્યાનમાં નાખી અને ગુપચુપ બાજુએ ઉભો રહ્યો. એટલામાં દુલીન પણ ત્યાં આવી પહોંચ્યો અને શત્રુ ઉપર ઘા નહિ કરવાનો તેણે બન્નુને હુકમ કર્યો. આ વખતે પેલો શિખ પણ બન્નુ સાથે લડતાં થાકી ગયો હતો, તેના નસીબ જોગે દુલીન ત્યાં આવી પહોંચ્યો ન હોત તો બન્નુની તલવારથી તેનું ધડ અને માથું જૂદું થઇ ગયું હોત; પરન્તુ બન્નુને પોતાના માલેકનો હુકમ માનવો પડ્યો અને તેથી પોતાનો હાથ ખેંચી લઇ ક્રોધયુક્તદૃષ્ટિએ તે શિખની તરફ જોતો ઉભો રહ્યો. પોતાની સામે ઉભેલા ત્રણ વીરનરોને જોઇ શિખનાં હાજાંજ ગગડી ગયાં. દુલીનની ગંભીર વાણી સાંભળીને મરણપ્રાય: લજ્જા ઉત્પન્ન થઇ. તે ગભરાયેલી સ્થિતિમાં સ્તબ્ધ બનીને ઉભો રહ્યો. તરતજ બન્નુએ તેના હાથમાંથી તલવાર કહાડી લીધી તથા ધન્નુએ ધનુષ્ય કહાડી લીધું. ધનુષ્ય કહાડતાં કહાડતાં ધન્નુએ કહ્યું:—"બન્નુ, આના ઉપર એકદમ વિશ્વાસ મૂકવો, જરૂરનો નથી. કદાચિત્ તેના કમરબંધમાં એકાદ જમૈયો હોવાનો પણ સંભવ છે. બન્નુએ તરતજ તેનો કમરબંધ તપાસ્યો તો તેમાંથી એક તીક્ષ્ણ ધારનો જમૈયો નીકળ્યો. આવી રીતે તે શીખને

નિઃશસ્ત્ર કર્યા પછી દુલીને તેને અભયવચન આપ્યું. તે કોણ છે, તથા શા માટે તેણે તીર માર્યું એ વિષેની હકીકત પૂછી. દુલીનની ધીર-ગંભીર વાણીથી તે મારાના મન પર કાંઇ જૂદીજ અસર થઇ. તેને પોતે કરેલાં દુષ્ટ કર્મનો પસ્તાવો થયો હતો તેથી જે કાંઇ ખરી હકીકત હતી, તે બધી તેણે દુલીન આગળ નિવેદન કરી. તેની હકીકત સાંભળ્યા પછી બન્નુનો સંશય ખરો પડયો. દુલીન ગઇ કાલે એકલોજ ફરવા ગયો હતો તે વખતે નંદસિંહે તેને જોયો હતો. નંદસિંહે વિચાર્યું કે, દુલીન હમેશાં એકલોજ ફરવા જતો હશે, તેથી જંગલમાંજ તેનો ઘાટ ઘડાઇ જાય તો ઠીક ! એમ ધારી તેણે જહરસિંહ નામના માણસને લાંચ-રૂશ્વત આપી તે નીચ કામ કરવા માટે પ્રવૃત્ત કર્યો હતો. કદાચિત્ જહરસિંહ દુલીનના માણસોના હાથમાં પકડાઇ જાય અને તે વખતે તે પોતાનું નામ કહે નહિ એટલા માટે તેણે શિખ ધર્મના અત્યંત ગુપ્ત મનાતા પહલના સોગંદ આપ્યા હતા; તોપણ દુલીનને જોતાંજ જહરસિંહની સ્થિતિ કાંઇક વિલક્ષણજ બની ગઇ અને તેણે બધી ખરી હકીકત કહી દીધી. દુલીને હકીકત સાંભળ્યા પછી જહરસિંહને કહ્યું:-"જહરસિંહ, તેં એટલો તો ભયંકર ગુન્હો કર્યો છે, કે તને પ્રાણદંડ આપવા સિવાય બીજી શિક્ષાજ નથી; પરંતુ હું તારા પર દયા લાવી આ વખતે તને છોડી દઉં છું અને તને સૂચના કરૂં છું કે, ભવિષ્યમાં કોઇ પણ દિવસ આવું દુષ્કર્મ કરતો નહિ. હું ધારૂં છું કે, આવું મારાનું નીચ કામ કરવા તું તારા આ પાપી પેટ માટે તૈયાર થયો હશે. કેમ ખરૂં કે નહિ ?"

દુલીનનો પ્રશ્ન ખરો હતો. જહરસિંહ પેટને માટેજ કાંઇ મળે એવી ઇચ્છાથી આ કામ કરવા તૈયાર થયો હતો. દુલીનનો પ્રશ્ન સાંભળી જહરસિંહની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં અને તે સાફ કરતાં દીન મુદ્રાએ બોલ્યો:—"હા સાહેબ, માત્ર પેટના લીધેજ મેં આ કામ કર્યું છે." દુલીનને તેની દયા આવી. તેણે પોતાના ખીસામાં હાથ નાખ્યો અને તેમાંથી થોડાક રૂપિયા કહાડી જહરસિંહના હાથમાં આપતાં કહ્યું:-" હમણા આ લે અને પછી મારા બંગલા ઉપર આવજે એટલે તને કાંઇક વિશેષ આપીશ."

જહરસિંહ તે રૂપિયા પોતાના ખીસામાં નાખતાં બોલ્યો:-"સાહેબ, બસ આટલા ઘણા થયા. હું આપના બંગલા પર આવીશ નહિ અને ભવિષ્યમાં મારૂં શું થશે, તે પણ કહી શકતો નથી. હું અહિંથી પાછો

જાઉં એટલે નંદસિંહની તલવારના ભોગ થવા જેવું છે, તોપણ ઇશ્વર કૃપાએ જો તેમાંથી બચ્યો તો આ જહરસિંહ આપનો જીંદગી સુધીનો ગુલામ છે." એમ કહી જહરસિંહે પોતાના હથિયારો લીધાં અને વિલક્ષણ ચપળતાથી ત્યાંથી ચાલ્યો ગયો. દુલીને પણ પોતાનો ઘોડો ઘર તરફ ફેરવ્યો, કારણ કે દરરોજ કરતાં આજ તેને મોડું થઇ ગયું હતું. બન્નુ અને ધન્નુ પણ સાથે ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં પણ તે ત્રણે જણામાં નંદસિંહની નીચ વૃત્તિ વિષેની ચર્ચા ચાલતી હતી. આવી રીતે વાતો કરતા કરતા તે ત્રણે જણા ઘર તરફ જતા હતા એટલામાં તેમની પહેલાંજ એક જૂદીજ વ્યકિત તેના બંગલા પાસે આવીને ઉભી રહી. દુલીને પોતાના બંગલાની આસપાસ પહારો રાખ્યો હતો અને તે નિયમાનુસાર કેટલાક સિપાહીઓ ખભા ઉપર સંગીન ચ્હડાવેલી બંદુકો રાખી બંગલાના દરવાજા પાસે તેમજ આસપાસ પાહરો ભરતા હતા. નવીન આવનાર માણસ દેખાવમાં વિચિત્ર જણાતો હતો તથા તેણે પોષાક પણ ઘણો વિચિત્ર પહેર્યો હતો. તેના શરીરનો રંગ સહજ શામળો હતો. શરીરની ઉંચાઇ સાધારણ હતી. ગાલ બેસી ગયેલા હતા. શરીરની એકંદર રચના જોતાં નાક ઘણુંજ ઉંચું હતું. આંખો ન્હાની, પાણીદાર, પરંતુ અંદર પેસી ગયેલી જણાતી હતી. કપાળ જરા પહોળું અને આગળ આવેલું હતું, માથાપર તેણે સફેદ પાઘડી બાંધી હતી. તેમાંથી કેટલાક માથાના વાળ બ્હાર નીકળી આવ્યા હતા તેમજ શિખરનું પૂછડું પણ પછવાડે લટકયા કરતું હતું ! શરીરમાં એક સફેદ અંગરખું પહેર્યું હતું અને ખભાપર એક ઉપરણું રાખ્યું હતું. ગમાં પમુલતાની જોડા પહેર્યાં હતા તથા સફેદ ધોતીયું પહેર્યું હતું. સફેદ ચંદન નાકની અણીથી તે ઠેક તાલકા સુધી સીધી લીંટીમાં લગાડયું હતું. ગળામાં એક તુલસીની માળા પહેરી હતી. આ માણસનો પોષાક જો કે સફેદ હતો તો પણ તે એકદમ સ્વચ્છ હતો એમ નહોતું. બધાં કપડાં મેલાં દેખાતાં હતાં. માત્ર ખભાપર રાખેલું ઉપરણુંજ કાંઇક સ્વચ્છ દેખાતું હતું. વળી કેટલેક ઠેકાણે કપડાં ફાટી ગયેલાં પણ જણાતાં હતાં. સારાંશ એટલોજ કે તેના આ પોષાક જો કે દરિદ્રિ બ્રાહ્મણ જેવો દેખાતો હતો તોપણ તેના ચ્હેરાપર એક જાતનું વિલક્ષણ તેજ ઝળકતું હતું. આવા ચિત્રવિચિત્ર માણસને બંગલાના દરવાજા પાસે આવેલો જોતાંજ પહેરો ભરવાવાળાઓને એકદમ હસવું આવ્યું અને તેઓ તેના તરફ આશ્ચર્યચકિત મુદ્રાએ

જોવા લાગ્યા. આવનાર માણસે તેઓની મશ્કરી તરફ કિંવા હસવા તરફ બિલકુલ ધ્યાન આપ્યું નહિ અને તે એકદમ બંગલામાં જવા લાગ્યો. તરતજ એક સીપાહીએ તેને અટકાવ્યો અને "તમે કોણ છો, કયાં જાઓ છો?" એમ પ્રશ્ન પૂછયો. પ્રશ્ન સાંભળી સહજ ક્રોધિત મુખમુદ્રાથી "મારે સાહેબને મળવું છે." એમ કહી તે આગળ જવા લાગ્યો; પરંતુ પહેરાવાળાએ તેને આગળ જવા દીધો નહિ. દુલીન અને નંદસિંહ વચ્ચે અણબનાવ થવા પછી કોઇ પણ અજાણ્યાને રજા વિના બંગલામાં નહિ આવવા દેવાનો દુલીને હુકમ કર્યો હતો. વળી આવનાર માણસનો પોષાક તથા તેની રીતભાત જોઇને પહેરાવાળાઓને વધારે સંશય આવ્યો હતો એટલે તેમણે તેને દરવાજામાંજ ઉભો રાખ્યો. આવનાર ગૃહસ્થને આથી વધારે ગુસ્સો ઉપજયો અને દાંત કચકચાવતો તે પોતાનેજ ઉદ્દેશીને બોલ્યો:—"હું ખલિફાજીનો દિવાન—બાગ તથા બંગલો પણ તેમનો, છતાં આ ત્રણ બદામના સિપાહીઓ મારા માલેકનાજ બાગમાં મારૂં અપમાન કરેછે?" ક્રોધ કંપિતસ્વરે ઉચ્ચારેલા તેના આ શબ્દો સાંભળી પહેરાવાળાઓ પાછા ફરીથી હસવા લાગ્યા અને તેની મશ્કરી કરવા લાગ્યા. એટલામાં એકાએક બધા પહેરાવાળા સિપાહીઓ ચુપ થઇ ગયા અને ખભા ઉપર બંદુકો ગોઠવી પહેરો ભરવા લાગ્યા. કારણ કે સામેથી ચાલી આવતી દુલીનની સ્વારી તેઓએ જોઇ હતી. દૂરથી સાહેબને આવતા જોતાંજ નવીન માણસે પણ પોતાનો પોષાક ઠીક કર્યો તથા મ્હોડા ઉપર હાથ ફેરવીને રૂવાબથી ઉભો રહ્યો. દુલીન બન્નુ તથા ધન્નુની સાથે બાગના દરવાજા આગળ આવતાંજ પેલા ગૃહસ્થે પોતાના શરીરને ધનુષ્યની માફક વાંકું વાળી મ્હોડેથી "ગુડ મૉર્નિંગ" એમ કહી સલામ કરી. તેનો પોષાક, અંગવિક્ષેપ તથા અંગ્રેજી શબ્દોચ્ચાર સાંભળી આ ગૃહસ્થ કોણ હોવો જોઇએ, તે દુલીને તરતજ જાણી લીધું. વાચકોને પણ તે ગૃહસ્થની ઓળખાણ પડીજ હશે. ખલિફા નુરૂદ્દિને જે બંગાળી ગૃહસ્થને દુલીનના દિવાન તરીકે મોકલવાનું કહ્યું હતું તેજ આ ચૈતન્યદાસ હતો. ચૈતન્યદાસે ગુડમૉર્નિંગ કહેતાંજ દુલીન કિંચિત હસીને બોલ્યોઃ—"Who are you?—તમે કોણ છો?"

ચૈતન્ય પાછો સલામ ભરતાં બોલ્યો:—"માસ્ટર આસ્કડ મી હુ આર યુ? માસ્ટર નૉટ સી મી મૅન? માસ્તર મને પૂછે છે કે, હું કોણ છું? હું માણસ છું—એ શું માસ્તર જોતા નથી?"

દુલીનને આવું ઢેઢગુજરાતી જેવું અંગ્રેજી સાંભળી રોકી શકાય નહિ તેટલું હસવું આવ્યું, તોપણ તેણે તે દબાવ્યું અને બોલ્યો:—" Yes, you seem to be a man, but what sort of man are you? હા, તમે માણસ જેવા દેખાવ છો ખરા, પણ તમે કઇ જાતના માણસ છો ?"

દુલીનનો પ્રશ્ન સાંભળી ચૈતન્યદાસ તેના તરફ આશ્ચર્યચકિત મુદ્રાએ જોતો બોલ્યો:–" આઇ મૅન ઑફ બૅંગાલ, આઇ મૅન ઑફ ફકીરજીનો માસ્ટર્સ મોસ્ટ ઓબિડિયંટ સર્વંટ. હું બંગાળી છું. ફકીરજીને ખબર છે કે હું તેમનો આજ્ઞાંકિત સેવક છું."

વાચક! હવે આપણે આટલેથીજ તે બન્નેનો અંગ્રેજી સંવાદ બંધ કરીએ, નહિ તો તને પણ ચૈતન્યદાસનું મહાન અંગ્રેજી જ્ઞાન સાંભળી હસવું આવ્યા વગર રહેશે નહિં ! હવે આપણે તેમને ગુજરાતીમાંજ બોલાવીએ એટલે કોઇ જાતની હરકત નહિ. ચૈતન્યદાસના શબ્દો સાંભળી અત્યાર સુધી મહા પ્રયત્ને દબાવી રાખેલું હસવું દુલીન રોકી શકયો નહિ. તે એકદમ ખડખડ હસી પડયો. હસતાં હસતાં તેણે પૂછયું:—

" તમે હમણા કયાંથી આવ્યા ? "

" મને ખલિફાજીએ મોકલાવ્યો છે."

" શા માટે ? "

ચૈતન્ય કપાળે હાથ મારી બોલ્યો:—"ઓ બૅડ ફૅારચ્યૂન! હા, કમનસીબ! સાહેબ મને શા માટે અહિં મોકલાવામાં આવ્યો છે એમ પૂછે છે!"

દુલીન સહજ હસીને બોલ્યો:—" એમાં કમનસીબ શેનું ? "

" ઓફકોર્સ. અલબત ! ફકીરજીએ મને કહ્યું હતું કે, સાહેબને એક ઉત્તમ દુભાષિઓ જોઇએ છે. તે સરસ કારકુન હોવો જોઇએ, તેને હિસાબની–નામાઠામાની બરાબર ખબર હોવી જોઇએ. તેણે દરેક ઠેકાણે દેખરેખ રાખવી જોઇએ! આપને એક દિવાન જોઇએ છે, એમ ફકીરજીને આપે કહ્યું હતું અને હવે શું આપ વીસરી ગયા ?"

દુલીન અત્યાર સુધી ઘોડા પર બેસીનેજ વાતો કરતો હતો. હવે તે ઘોડાપરથી નીચે ઉતર્યો અને ઘોડાને એક સિપાહીને સ્વાધીન કરી ચૈતન્યદાસ તરફ ફરીને સહાનુભૂતિપૂર્વક બોલ્યો–"હા, હું ભૂલી ગયો હતો. આવો, મારી સાથે બંગલામાં આવો. આપના કુટુંબમાં કેટલાં

માણુસો છે?"

દુલીને ચૈતન્યને બંગલામાં આવવાનું કહેતાંજ તેણે પહેરાવાળાઓ તરફ "કેમ, ગયો કે નહિ?" એવો ભાવ દર્શાવતી દૃષ્ટિ ફેંકી અને તરતજ આંખોમાં પાણી લાવતો બોલ્યો:—"સાહેબ, આ દુનિયામાં મારૂં કોઇ નથી. બધાં માણુસો મરી ગયાં છે. બધાં કૉલેરાના રોગથી મરી ગયાં. બાપની ઉત્તર ક્રિયા કરીને મોકળો થાઉં ન થાઉં એટલામાંજ મારી સ્ત્રી પણ મરી ગઇ. તેના દસમાના દિવસે મારો છોકરો પણ આ દુનિઆ છોડી ચાલ્યો ગયો. ઈશ્વર બધાને લઇ ગયો સાહેબ."

આટલા વખતમાં તે બન્ને જણા બંગલાના દિવાનખાનામાં આવી પહોંચ્યા. દુલીને તેનાં બધાં માણુસો મરી જવાને લીધે સહાનુભૂતિ પ્રકટ કરી; પણ તેના મનમાં એક શંકા ઉત્પન્ન થઇ કે, ખરેખર ચૈતન્યદાસ ગાંડો તો નહિ હોય? શંકા ઉત્પન્ન થતાંજ તેણે તેને પોતાના પાસે કૉચ ઉપર બેસાડયો અને દરબાર વિષેના, હિસાબ સંબંધિના પંજાબના જમીનના કાયદા બાબત તથા લશ્કરના પગાર સંબંધિના, કેટલાક પ્રશ્નો બંગાળી ભાષામાંજ પૂછયા અને તેનો ઉત્તર પણ બંગાળી ભાષામાંજ આપવાનું ચૈતન્યને કહ્યું. ચૈતન્યને આ વખતે બંગાળીમાં બોલવાનું કહ્યું તે તેને પસંદ આવ્યું નહિ, તોપણ તેણે દરેક પ્રશ્નના ઉત્તર ઘણાજ સંતોષકારક આપ્યા. એટલુંજ નહિ, પણ તેણે જવાબ આપતી વખતે પોતાનું દૂરદર્શિત્વ દર્શાવ્યું, તે જોઇ દુલીન તો અજાયબજ થઇ ગયો. દુલીનના મનની હવે ખાતરી થઇ કે, ચૈતન્ય બહારથી દેખાય છે તે કરતાં ઘણોજ હોશિયાર છે અને બોલી બતાવવા કરતાં કરી બતાવવાના તેનામાં ગુણો વધારે છે. આટલી પરીક્ષા લીધા પછી આ માણસ આપણને ઉપયોગી છે એમ દુલીનને જણાયું. તરતજ તેણે તેને પોતાની નોકરીમાં રાખવાનું આશ્વાસન આપ્યું અને દરેક કામ તેને સમજાવી રહ્યા પછી કહ્યું:—"ચૈતન્યદાસ, હું કેટલાક દિવસ પહેલાં કલકત્તામાં હતો ત્યારે થોડુંક બંગાળી શીખ્યો હતો; પરંતુ હવે હું ભૂલી જઇશ કે કેમ એવી મને બ્હીક રહે છે, માટે હમેશાં તમે મારી સાથે બંગાળી ભાષામાંજ વાત કરતા જજો."

દુલીનની આજ્ઞા સાંભળતાંજ ચૈતન્યને પોતાના અંગ્રેજી ભાષાજ્ઞાનને માટે સંશય આવ્યો અને તેથી દુલીન તરફ ગભરાયેલી દૃષ્ટિએ જોવા લાગ્યો. દુલીન પણ સમજી ગયો કે, ચૈતન્યને અંગ્રેજી આવડતું નથી એમ દર્શાવવાથી ખોટું લાગ્યું છે. તરતજ તેણે ચૈતન્યના મનની

શાંતિ કરવા માટે કહ્યું:–" ચૈતન્યદાસ, મને જ્યારે કોઇ ખાસ જરૂરી કામ ન હોય તે વખતે તમે અંગ્રેજીમાં બોલશો તો કોઇ જાતની હરકત નથી."

ચૈતન્યના મનની શાંતિ થઇ અને તે ' યસ સર ' એમ કહી. તેજ દિવસથી દુલીનનું હિસાબ સંબંધિનું કામ સંભાળવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### દુલીનની નીમણુક.

રણજીતસિંહે ઘોડેસ્વારનું સેનાપતિત્વ દુલીનને આપ્યું હતું, એ આપણે આગલા એક પ્રકરણમાં જોઇ ગયા છીએ. દુલીનની જો કે સેનાપતિ તરીકે નીમણુંક થઇ હતી; તોપણ તેનો કારભાર સોંપવાનો હજી સુધી બાકી હતો. વિચાર કરી, કાર્યદિશા વિષેનો નક્કી નિશ્ચય થયા પછી દરબારમાં બોલાવીશું એમ રણજીતસિંહ તરફથી દુલીનને કહેવામાં આવ્યું હતું. અર્થાત રણજીતસિંહ તરફથી બોલાવવામાં આવે તથા પોતાની કયે સ્થળે નીમણુક થાય છે, તે વિષે દુલીનને ઘણી ઉત્કંઠા લાગી રહી હતી; પરંતુ તે માટે પોતે ઉતાવળ કરવી તે ઇષ્ટ નહિ હોવાથી તે પોતાના દિવસો ધૈર્ય રાખી પસાર કરતો હતો. ધૈર્યનું કારણ એટલુંજ કે, હાલમાં તેની પછવાડે ઘણો ખર્ચ લાગ્યો હતો. તેથી પોતાની પાસે જે કાંઇ પુંજી હોય તે ખલાસ થાય ને પહેલાંજ કયાંઇ નીમણુક થઇ જાય તો ઠીક એમ તેને જણાતું હતું.

આટલા દિવસમાં ફકીર અજીજુદ્દિનની તેને એક વખત મુલાકાત. થઇ હતી. ફકીરજીએ દુલીનને પહેલવહેલો જોયો ત્યારથી તે અત્યાર સુધી તેમના મનમાં તેને માટે જે આદર ઉત્પન્ન થયો હતો તે ઘણો ખરો નિઃસ્વાર્થ બુદ્ધિનો હતો, એમ જો કહીએ તો તેમાં કાંઇ અતિશયોકિત જેવું નથી. દુલીન સાથની આ વખતની મુલાકાતથી તેમને ઘણોજ આનંદ થયો. ફકીરજીમાં માણસની પરીક્ષા કરવાની ઘણી સારી શકિત હતી. દુલીનને જોતાંજ તે ખરો સરદાર અને વીર પુરૂષ છે એમ તેમણે જાણ્યું હતું અને આવા માણસોનો ઉદય કરી તેમની સાથે સ્નેહસંબંધ બાંધવો એવો તેમનો સ્વભાવ હતો. કદાચિત્ આવી રીતે દરબારમાં પોતાનું માન વધારવાનું પણ કારણ હોય; પરંતુ

એકંદર રીતે જોતાં દુલીનને મદદ કરવામાં ફકીરજીની નિઃસ્વાર્થ બુદ્ધિજ હતી. દુલીનની સહૃદયતા, સભ્યતા, સત્યાનુરાગ, ક્ષાત્રતેજ, ધર્મભક્તિ તથા નિરભિમાન વૃત્તિ વગેરે જોઇ ફકીરજીના મનમાં તેના માટે ઘણું માન હતું, તથા આવા માણસનો ભાગ્યોદય કરવો એજ પોતાનું કર્ત્તવ્ય છે, એમ તે સમજતા હતા. આ મુલાકાત વખતે તેમણે દુલીનને સમજાવ્યું કે, બની શકે ત્યાં સુધી રાજા ધ્યાનસિંહને ખુશી રાખવાનો પ્રયત્ન હરહમેશ કરવો. તે પ્રસન્ન ન થાય તો કાંઇ નહિ; પરંતુ અપ્રસન્ન થવો ન જોઇએ. દુલીને તે શિખામણ મુજબ ધ્યાનસિંહને થોડુંક નજરાણું મોકલાવી એક બે વખત મુલાકાત લીધી. રાજા ધ્યાનસિંહે પણ તે વખતે બની શકે તેટલી સહાયતા આપવાનું આશ્વાસન આપ્યું હતું; પરંતુ તે આશ્વાસન તેણે અંતઃકરણપૂર્વક આપ્યું નહોતું. પુતળાંને દોરી સંચાથી જેમ નચાવીએ તેમ નાચે, તોજ સહાયતા કરવી; નહિ તો પછી પોતાની કુટિલતાનું પાણી તેને બરાબર બતાવી દેવું, એવો તેણે પોતાના મનમાં સંકલ્પ કર્યો હતો. એક વખત રાજા ધ્યાનસિંહ અને દુલીનની મુલાકાત થઇ, તે વખતે વાતમાં ને વાતમાં ધ્યાનસિંહે પોતાને અગ્નિમાંદ્યનો રોગ હોવાની ફરિયાદ કરી. દુલીને અંગ્રેજી દવાઓમાં વિશ્વાસ હોય, તો દવા આપવાનું જણાવ્યું. ધ્યાનસિંહે અનિચ્છાએ તે દવા લેવાનું કબૂલ કર્યું; કારણ કે, આજ સુધીમાં તેણે ઘણી દવાઓ ખાધી હતી તેથી આ દવા પણ શું કરશે, એમ તેના મનમાં હતું. ગમે તેમ હોય પણ દુલીને ઘણીજ હોશિયારીથી દવા કરી અને તે કેમ લેવી તેની સમજણ ધ્યાનસિંહને આપી. ઇશ્વર કૃપાએ થોડા દિવસમાંજ તે દવાથી ધ્યાનસિંહને ફાયદો જણાવા લાગ્યો અને તેના મનમાં દુલીનના વિષે સારી છાપ બેઠી.

આટલા દિવસ સુધી દુલીનની જમવાની સાધારણ અવ્યવસ્થાજ હતી. સૈન્યમાંનો કોઇ પણ માણસ તેને માટે જમવાનું તૈયાર કરતો હતો. આ ગેરવ્યવસ્થા બન્નુના ધ્યાનમાં આવવાથી તેણે એક પરદેશી બ્રાહ્મણને રસોઇયા તરીકે રાખ્યો અને તેની પાસે દુલીનની રસોઈ બનાવવા લાગ્યો. રસોઇઓ જૂદી જૂદી જાતની જમવાની ચીજો બનાવવામાં ઘણોજ હોશિયાર હતો. દરરોજ નવા નવા પદાર્થ બનાવી તે દુલીનને આનંદ પમાડતો હતો. દુલીને પણ પોતે હિન્દુ છે એમ સમજ્યા પછી બની શકે ત્યાં સુધી માંસાહારનો ત્યાગ કર્યો હતો અને લાહોરમાં

આવ્યા પછી તો તે તદ્દન વનસ્પત્યાહારીજ બન્યો હતો. તેનું કારણ એ કે, માંસાહારનો તેને કુદરતીજ કંટાળો આવ્યો હતો. વનસ્પત્યાહારથી તેની તબિયત ઠીક રહેતી હતી તેથી તેણે તેજ આહાર કાયમ કર્યો હતો. એક યુરોપિયન યુવાને પોતાને ત્યાં બ્રાહ્મણ રસોઇઓ રાખ્યો છે, એ વાત સાંભળી ઘણાઓને આશ્ચર્ય લાગતું; પરંતુ તેનું ખરૂ રહસ્ય બન્નુ અને દુલીન સિવાય બીજું કોઇ જાણતું નહોતું.

એક દિવસે બપોરે બે ચાર પદાર્થો પીરસેલી થાળી મ્હોડા આગળ મૂકી દુલીન જમતો હતો એટલામાં ચાંદખાંની સ્વારી ત્યાં આવી પહોંચી. ચાંદખાંને પહેરેગીરો અટકાવતા નહોતા. તેણે તે માટે દુલીનને મળીને પહેલેથી બંદોબસ્ત કરાવી મૂક્યો હતો. દુલીનને તદ્દન સાદું ભોજન જમતો જોઇ ચાંદખાંને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તે સહજ હસીને બોલ્યોઃ—"હુજૂર, આપ આ સાદું અન્ન ખાઇને તરસ પણ પાણીથીજ છીપાવતા હો, એમ જણાય છે; શું આપ લાલ પાણીનો ઉપયોગ કોઇ દિવસ કરતા નથી ?"

ચાંદખાંનું આવી રીતે અવિચારી બોલવું તથા દેહસ્વભાવ જોઇ દુલીનને ગુસ્સો આવવાને બદલે માત્ર હસવું આવ્યું. તેણે કહ્યું:—નહિ, મને તે પસંદ નથી. પહેલાં કોઇ કોઇ વખત કોઇના માનને ખાતર લેતો હતો; પરંતુ કેટલાંક કારણોને લીધે એક વખત તેના માટે મારા મનમાં તિરસ્કાર ઉત્પન્ન થયો ત્યારથી તે આજ સુધી હું તે વસ્તુને અડકયો નથી અને ભવિષ્યમાં પણ નહિ અડકવાનો મેં નિશ્ચય કર્યો છે."

"હુજૂરના આવા નિશ્ચયી સ્વભાવને લીધેજ રણજીતના દરબારમાં હુજૂરનું આટલું બધું માન વધ્યું છે અને આગળ જતાં વધારે વધવાનાં ચિન્હો જણાય છે. હાલમાં દરબારની અંદર હુજૂર વિષેનીજ ચર્ચા ચાલ્યા કરે છે. સાહેબ, આપને કદાચિત્ એકાદ મ્હોટા શિખ સરદાર જેવો પોષાક પહેરવો પડશે એમ જણાય છે. સાહેબને તે પસંદ છે કે નહિ ?"

ચાંદખાંનો પ્રશ્ન સાંભળી દુલીનના ધ્યાનમાં આવ્યું કે, પોતાના વિષે દરબારની અંદર કાંઇ પણ હીલચાલ થતી હોવી જોઇએ અને તેની તપાસ કરવાનીજ ખટપટમાં ચાંદખાં હતો તેથી તેણે આપેલી માહિતી તેને કેટલેક અંશે ખરી લાગી. ચાંદખાંને આખા દરબારમાં જ્યાં ત્યાં જવા આવવાને બિલકુલ બંધી નહોતી તેથી તેના તરફથી ખાતરીપૂર્વક માહિતી મળવાનો, તેમજ પોતાનો અભિપ્રાય પણ દરબાર સુધી પહોં-

ચવાનો સંભવ છે, એમ વિચાર કરીનેજ દુલીને ચાંદખાના પ્રશ્નનો ઉત્તર આપવાનો વિચાર કર્યો. ધ્યાનસિંહ અને રણજીતનો એવો સ્વભાવ હતો કે, કોઇ પણ નોકર હોય, પહેલાં તેને પોતાના કાબૂમાં લેવો અને પછી પોતાનું ગમે તેવું કામ તેની પાસે કરાવી લેવું. તે વખતે તે નોકરના માનાપમાનનો સવાલ રહેતોજ નહિ; પરંતુ આશ્ચર્યની વાત તો એ હતી કે, રણુજીત આવી રીતના ખુશામતીયા નોકરો ઉપર અંતઃકરણથી પ્રસન્ન નહોતો. પોતાની આબરૂ સાચવી નિમકહલાલીથી નોકર દરબારની નોકરી કરે તેનાપરજ પોતે ખુશ થતો; પરન્તુ ખુલ્લી રીતે આવા નોકરો ઉપર પોતે ખુશ છે એવું કદી પણ બતાવતો નહિ. રણજીતના સ્વભાવનું આ રહસ્ય દુલીન જાણી ગયો હતો અને પોતે સ્વાભિમાની હોવાને લીધે તેણે આબરૂ સાચવીને નીતિથી વર્તવાનો નિશ્ચય કર્યો હતો. તેણે ચાંદખાંને કહ્યું:-' ચાંદખાં, નોકરી માટે પોષાકની અદલાબદલી શા માટે કરવી જોઇએ ? લશ્કરી દૃષ્ટિએ જોતાં યૂરોપમાં પણ પોષાક બદલવો પડે છે અને તેજ નિયમ અહિંયાં પણ હોય તો મને શિખ સરદારના પોષાક પહેરવામાં કોઇ જાતનો હરકત નથી. માત્ર આ વાત જો રણુજીતસિંહને સંતોષ આપવાને માટેજ હોય, તો હું મારી આબરૂ ગુમાવી તેમ કદી પણ કરીશ નહિ. મને કાંઇ એટલી બધી નોકરીની પરવાહ નથી ! અહિંયાં ન બને તો કાંઇ નહિ, નજીકમાં કંપની સરકારનો મુલ્ક છે, ત્યાં કોઇ પણ વખતે નોકરી મળી રહેશે. વળી બીજા દેશીરાજ્યો પણ ક્યાં થોડાં છે ? શાહસૂજા પોતાનું રાજ્ય પાછું મેળવવા માટે પ્રયત્ન કરે છે, તેને પણ એક સુદક્ષ સેનાપતિની આવશ્યકતા છે."

દુલીનનું ભાષણ ખલાસ થાય ન થાય એટલામાં ચાંદખાં એકદમ આનંદમાં આવી જઇને બોલી ઉઠયોઃ—" હુજૂર ! આપનો વિચાર બરાબર છે. આ બાબતમાં હું પણ આપને જે જોઇએ તે મદદ આપવા તૈયાર છું. મારી પાસે લગભગ પચાસેક ઉત્તમ ઘોડેસ્વારો છે. એકેએક સ્વાર દસ દસ માણસોને પણ ભારી પડી જાય તેવા બહાદૂર છે ! "

દુલીને ચાંદખાંને આગળ નહિ બોલવા દેતાં કહ્યું:-"ચાંદખાં, તે બધી બાબતોનો વિચાર પછી થઇ રહેશે. વખત પડશે તો તમારી મદદ હું જરૂર લઇશ." દુલીનના શબ્દો સાંભળતાંજ ચાંદખાંએ એક લાંબી સલામ ભરી અને પછી ત્યાંથી ચાલ્યો ગયો.

દુલીને જે હેતુથી ઉપરોક્ત ભાષણ કર્યું હતું, તે હેતુ સફળ

થવાનો તેજ દિવસે આરંભ થયો. પોતાના રાજ્યમાં આવેલ એક સાહસીક યુરોપિયન તેની બરાબર વ્યવસ્થા નહિ થવાને લીધે પાછો જાય છે, એમ સાંભળવાને રણજીત નારાજ હતો. પોતાની સેના પાશ્ચાત્યોની રણકુશળતાને લીધે જ્યાં જાય છે ત્યાંથી વિજયી થઈને આવે છે, એ રણજીતના બરાબર ધ્યાનમાં હતું. તેથી આવો એક સારો સેનાપતિ ઘેર બેઠાં ચાલ્યો આવ્યો છે, તેને પાછો કહાડે એટલો કાંઇ તે અજ્ઞાન નહોતો. દુલીનની નીમણુક માટે ઢીલ નાખવામાં તેનો કાંઈ જૂદોજ ઉદ્દેશ હતો. તેની વર્તણુંક તથા એકંદર રીતભાત જોયા પછી જે કાંઇ કરવું હોય તે કરવું એવો રણજીતનો હેતુ હતો. પણ તેટલા દિવસ સુધી ધીરજ ધરી બેસી રહેવાનું દુલીનને માટે યોગ્ય નહોતું. તેની પાસેના પૈસા લગભગ ખલાસ થવા આવ્યા હતા, તેથી ધારેલી મુરાદ બર આવે એટલા માટે તેણે પોતાના બુદ્ધિ-બળનો ઉપયોગ કરવા માંડયો. પોતે પોતાની આબરૂ સંભાળીનેજ દરેક કાર્ય કરશે, તેમ ન થાય તો બીજાં ઘણાં રાજ્યો છે, એટલુંજ તેણે ચાંદખાંને જણાવ્યું હતું; પરન્તુ કહેવત છે કે, 'રજનું ગજ' તે ન્યાયે રણજીતના કાનપર તો કાંઇ જૂદીજ બાતમીઓ જઇ પહોંચી. દરબારની એકંદર પરિસ્થિતિ જોઈ દુલીન પંજાબમાં રહેવાને નાખુશ છે, એ સમાચાર સાંભળી રણજીતના મનપર સારીજ અસર થઇ. 'આવતી કાલેજ દુલીનને દરબારમાં લઇ આવજો' એમ તેણે ફકીર-જીને કહ્યું; પરન્તુ દુલીન બીજા દિવસે ખાસ કરીને દરબારમાં ગયો નહિ. તબિયત સારી નહિ હોવાથી આવી શકાશે નહિ, એમ તેણે સમા-ચાર કહેવરાવ્યા. દુલીન દરબારમાં નહિ આવવાને લીધે રણજીતનું મન સહજ વ્યગ્ર થયું. તેણે દુલીનને ખુશ કરવા માટે સો રૂપિયા તથા થોડીક મેવા મીઠાઈથી ભરેલી થાળી તેને ત્યાં મોકલાવી દીધી. એટલુંજ નહિ, પણ દુલીન દરબારમાં આવીને હાજર થાય નહિ ત્યાં સુધી દર-રોજ તે પ્રમાણે એક થાળ મોકલવાનો હુકમ કર્યો.

ત્રણ ચાર દિવસ ગયા પછી રણજીતસિંહ તરફથી પાછો ફરીથી દુલીનને બોલાવવા માટે માણસ આવ્યો; પરન્તુ આ વખતે તે માણસ કોઇ જૂદાંજ કારણને લઇને આવ્યો હતો. રાજા ધ્યાનસિંહની માફક રણજીતને પણ અગ્નિમાંદ્યનો રોગ હતો. તે રોગ સારો કરવા માટે તેણે આજ સુધીમાં ઘણા પ્રયત્નો કરી જોયા હતા; પરન્તુ કોઇ પણ દવાથી તેને ફાયદો થયો નહોતો. રાજા ધ્યાનસિંહ અને રણજીતની એક

વખત ખાનગી મુલાકાત થઇ તે વખતે પોતાનો રોગ દુલીનની દવાથી સારો થયો એમ તેણે જણાવ્યું. તે સાંભળી રણજીતને પણ તે દવા લેવાની ઇચ્છા થઇ અને તેથી તેણે દુલીનને બોલાવવા માણસ મોકલ્યો; પરન્તુ દુલીન પૂર્વવત્ પ્રકૃતિ સારી નહિ હોવાનો ડોળ ઘાલી ગયો નહિ. તેણે આવનાર માણસ સાથે દવા તથા તે લેવાની હકીકત કાગળમાં લખી મોકલાવી દીધી અને પોતે નહિ આવી શકયો તે માટે ક્ષમા માંગી. દુલીનના સુદૈવે તે દવાથી રણજીતને સારો ફાયદો જણાવા લાગ્યો. સાત આઠ દિવસની અંદર તેનો રોગ નાબૂદ થઇ ગયો. તેના બદલા તરીકે તેણે કેટલોક મેવો, મીઠાઇ તથા એક હજાર રૂપિયા મોકલી દુલીનને દરબારમાં આવવાનું આમંત્રણ કર્યું. તથાપિ દુલીન તે દિવસે પણ દરબારમાં ગયો નહિ. 'હવે તાબયત સારી છે. આવતી કાલે જરૂર દરબારમાં આવીશ.' એમ તેણે આવનાર માણસ સાથે સંદેશો કહેવરાવ્યો. દુલીને જોયું કે, હવે ઘણું થયું. વધારે તાણવા જતાં તૂટી જશે, એમ ધારી બીજા દિવસે સૂર્યનારાયણ ક્ષિતિજપર આરૂઢ થાય નહિ તે પહેલાં તો તેણે પોતાનો પ્રાત:વિધિ ખલાસ કરી દરબારમાં જવાનો પોષાક પહેરવા માંડયો. તેના સ્વારો પણ પોતાનો પોષાક પહેરી તૈયાર થવા લાગ્યા. તેટલા વખતમાં થોડોક નાસ્તો કરી દુલીન જેવો બહાર આવે છે કે તરતજ તેણે સામેથી એક સરદારને વીસેક ઘોડેસ્વાર સાથે આવતો જોયો. તેઓના પોષાકપરથી તે રણજીતનાજ સ્વારો હોવા જોઇએ એમ તેણે ધાર્યું તેઓ શા માટે આવતા હતા તે તેને સમજાયું નહિ તો પણ તેણે કલ્પના કરી કે, કદાચિત્ શરિરસંરક્ષક તરીકે રણજીતે મોકલાવ્યા હશે. આ કલ્પના તેના મનમાં આવતાંજ સ્વાભાવિક રીતે તેનું મન પ્રફુલ્લિત થયું; પરન્તુ એક શંકા પણ તેના મનમાં આવી કે, મહારાજાએ આપેલું આ સન્માન શત્રુ પક્ષને અસહનિય તો નહિ થાય? આ કલ્પનાથી તેના મનમાં થોડીક ભીતિ ઉત્પન્ન થઇ; પરન્તુ સત્યનો બેલી ઇશ્વર છે, એમ માની તેણે ધીરજ ધારણ કરી. દુલીનના અંત:કરણમાં આમ વિચારસૃષ્ટિ નિર્માણ થાય છે એટલામાં તો તે સરદાર સ્વારો સાથે બાગમાં દાખલ થયો અને મહારાજાએ આપના શરીર સંરક્ષણ માટે આ સ્વારોને મોકલાવી આપને દરબારમાં બોલાવ્યા છે એમ કહ્યું. પોતાનું અનુમાન ખરૂં પડેલું જોઇ દુલીનને સાહજિકજ આનંદ થયો અને આવનાર સરદાર તથા બધા સ્વારોને લઇ પ્રફુલ્લિત મુખમુદ્રાએ તે દરબારમાં

જવા માટે બંગલાની બહાર નીકળ્યો. દુલીન આ ત્રીજી વખત લાહોર શહેરમાં જતો હતો. આગળ બે વખત ગયો હતો તે કરતાં આજે તેનો ઠાઠમાઠ જુદોજ હતો. તે વખતે તેના તરફ ‘ રાજ્યાશ્રય માટે આવેલો ફીરંગી ’ એવી દૃષ્ટિએ લોકો જોતા હતા, પણ આજે તેજ દુલીન તેમને એક મ્હોટા સરદાર પ્રમાણે જણાતો હતો તથા દરેક અંતઃકરણપૂર્વક તેની સ્તુતિ કરતા હતા. દુલીન પણ દરેકની સાથે નમ્રતાથી વર્તતો અને મળેલા માન માટે પળે પળે ઇશ્વરનો આભાર માનતો હતો. થોડા વખતમાંજ દુલીનની સ્વારી દરબારગૃહમાં દાખલ થઇ. તે દિવસે દુલીને ફ્રેન્ચ સૈન્યના કર્નલની માફક પોષાક પહેર્યો હતો અને તેવાજ પોષાકમાંઅનુચરો તેની સાથે હોવાથી તે વિશેષ પ્રભાવશાળી દેખાતો હતો. દરબારમાં પગ મૂકતાંજ દરેકે તેનો સત્કાર કર્યો અને રણજીતસિંહે પણ ‘આવો દુલીન સાહેબ’ એમ કહી સિંહાસનની પાસે બેસવાની ઇશારત કીધી. દુલીન નીચે બેઠો કે તરત દરબારમાંની ગડબડ શાંત થઇ અને રણજીત દુલીનને કુશળ સમાચાર પૂછવા લાગ્યો. તેની તબીયત વિષેના બે ચાર પ્રશ્નો પૂછ્યા પછી રણજીતે યુરોપ, અમેરિકા વગેરે દેશોની રણનીતિ વિષેની હકીકત પૂછી. તેની સંપૂર્ણ પણ ટુંકામાં માહિતી દુલીને આપ્યા પછી રણજીત ઘણોજ ખુશ થયો અને બોલ્યોઃ–“ દુલીન સાહેબ, હમણાં હું જે કાંઇ કહેવાનો છું, તે ઘણીજ મહત્વની બાબત છે માટે તેમાં બરાબર ધ્યાન આપજો. તમારૂં ભાષણ સાંભળી મને ઘણોજ સંતોષ તથા આનંદ જણાય છે. તમારૂં સાહસ અને શૌર્ય મેં જોયાં છે. તમારૂં સદાચરણ મારા ધ્યાનમાં આવ્યું છે અને જે માટે મેં બીજી રીતે માહિતી મેળવી છે, તે માટે ખરેખર મને બહુ આનંદ થાય છે. તમારામાં અનેક સદ્ગુણો છે, એમ મને જણાય છે. શત્રુ ઉપર પણ ઉપકાર કરી તમે તમારૂં ઉદાર અંતઃકરણ બતાવી આપ્યું છે. માણસની પરીક્ષા કરવામાં હું ઘણો હોશિયાર છું, એમ લોકો કહે છે; પરન્તુ કેમ કહી શકાય? કદાચિત્ તે ખોટું પણ હોય, માત્ર તમારા વિષેની મારી પરીક્ષામાં ભૂલ નહિ થાય એમ હુ ધારૂં છું. મારી સંપૂર્ણ ખાતરી છે કે, તમે સામર્થ્યવાન અને સાહસિક છો તેમજ બુદ્ધિવાન અને વિશ્વાસુ છો. જો કે, હજી તમે યુવાન છો તો પણ તેટલા વખતમાં તમે જગતનો ઘણો સારો અનુભવ મેળવ્યો હોય એમ જણાય છે. દૂરદર્શિત્વપણાનો ગુણ જન્મથીજ તમારામાં હોય એમ જણાય છે. મને મ્હોડેથી મીઠું

મીહું બોલી ભાષણ કરતાં આવડતું નથી માટે ગમે તેવા શબ્દોનાં મારો ઉદ્દેશ શું છે, એ તમને જણાવું છું. તમે દરબારની નોકરીમાં રહો તો નિ:સંશય દરબારને ઘણોજ ફાયદો થશે, એમ મને પૂર્ણ ભરોસો છે. તમારા બુદ્ધિબળ માફક તમારા પર કારભાર પણ કેટલોક નાખવામાં આવનાર છે. દરબારમાં તમોને આજે બે અધિકારપત્રો આપવામાં આવશે. એક સેનાપતિ પદનો તથા બીજો સુબાગીરોનો. અર્થાત્ આજથીજ તમે દરબારના સરદાર તથા સુબા છો. પંજાબની ઉત્તરે આવેલ કોટકાંગ્રાના સુબા તરીકે તમારે કામ કરવું પડશે. તે પ્રદેશ ઘણોજ ડુંગરાળ છે. ત્યાંના લોકો ઘણાજ વિલક્ષણ છે. તમે અહિંયાં નવીનજ આવેલા છો, તેથી તમોને તે વિષેની માહિતી આપવી પડે છે. તમોને જે કામ સોંપવામાં આવ્યું છે, તે જો કે એટલું બધું કઠણ નથી, તો પણ ત્યાંની પરિસ્થિતિને લીધે હમણાં તો તે કઠણ થયું છે. હાલમાં ત્યાં જે રીતે રાજકારભાર ચાલે છે, તેથી પ્રજા સંતુષ્ટ નથી, તેમજ રાજા પણ સંતુષ્ટ નથી. એવી સ્થિતિ થઈ છે. પહેલાં તે મુલકમાંથી દરવર્ષે નવ લાખ રૂપિયા ખજાનામાં આવતા હતા અને પ્રજા પણ આનંદમાં હતી. હાલમાં તે પ્રાંતની ઉપજ માત્ર સવા છ લાખ રૂપિયા તથા પ્રજાની સ્થિતિ પણ સારી નથી. તમારે તે પ્રાંતમાં જવા પછી ત્યાંની સ્થિતિ બદલી નાખવી જોઇએ. હું જાણું છું કે, પહેલાં તમોને ત્યાંની પરિસ્થિતિની સાથે લડવું પડશે અને તેથી ખર્ચ પણ પુષ્કળ થશે; પરન્તુ તે વિષે ચિંતા કરવાનું કોઈ કારણ નથી. તમારા ધ્યાનમાં જે યોગ્ય જણાય તે ખર્ચ કરજો. એટલુંજ નહિ, પણ તમોને હું છૂટ આપું છું કે બે વર્ષ સુધી તમે જો પાંચ પાંચ લાખ રૂપિયા સરકારી ખજાનામાં મોકલશો, તોપણ ચાલશે. મુખ્ય ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, ત્યાંની પ્રજામાં જે બેદીલી ફેલાઇ છે, તેનો નાશ થવો જોઇએ. મારી પ્રજા હમેશાં આનંદમાં રહેવી જોઇએ, એવી મારી ઇચ્છા છે અને તેનેજ હું રાજ્યનું ભૂષણ સમજું છું. તમે ત્યાં જઇ ત્યાંની વ્યવસ્થામાં ગમે તેવા ફેરફાર કરી નવી પદ્ધતિ શરૂ કરો, તે માટે મને કોઈ જાતનો વાંધો નથી. માત્ર શર્ત એટલી કે, પ્રજાની ફરિયાદ બિલકુલ મારા પાસે આવવી ન જોઇએ. રાજાને જે કાંઇ કરવાનું છે, તે પ્રજાના સુખ અને કલ્યાણ માટેજ કરવાનું છે; એ નિયમ ધ્યાનમાં રાખી દરેક બાબત કરજો. આ બધાં કામો માટે તમોને જોઇતો પૈસો ખર્ચ કરવાની પરવાનગી તમોને આપેલી છે,

તેમજ ત્યાંનો દરેક અધિકાર પણ આપ્યો છે. કદાચિત્ કોઈને ફાંસી દેવાનો વખત આવે, તો હરકત નહિ; પરન્તુ તે ન્યાય કરતી વખતે પરમેશ્વરને પણ તમારે હિસાબ આપવો પડશે, એ ધ્યાનમાં રાખજો. તમારે તમારો સાધારણ ખર્ચ બધો ખજાનામાંથી લેવો. તે સિવાય પગાર તરીકે પણ તમારે વર્ષની આખરીએ પંદર હજાર રૂપિયા લેવા. તે પ્રાંતનું જે કાંઈ નજરાણું આવે તે પણ તમારેજ લેવું—"

રણજીતસિંહનું આવી રીતે અસ્ખલિત ભાષણ ચાલતું હતું એટલામાં વચ્ચેજ દરબારમાંના કેટલાકોએ મહારાજાના ભાષણને અનુમોદન આપતાં "વાહ! શાબાસ દુલીન સાહેબ!" એમ ઉદ્ગાર કહાડયા. રણજીતે આંગળીની ઈશારતથી દરેકને શાંત બેસવા કહી પાછું બોલવા માંડયું:-"તમારે તમારા ઘોડેસ્વારો સિવાય એક પાયદળ પલટણ, બે ઘોડેસ્વારોની પલટણો તથા એક ન્હાનું તોપખાનું સાથે લઈ જવું જોઇએ. તેના ઉપર તમારી મરજીમાં આવે તેવો અધિકાર ચલાવજો. તે પલટણો જો તમે પોતેજ ઉભી કરી લ્યો, તો પણ મારી કોઈ જાતની હરકત નથી. તેઓનાં શસ્ત્રોમાં તથા કવાયતમાં તમારી મરજી મુજબ સુધારણા કરજો. જરૂર પડે તો તેઓના પોષાકોમાં સુધારો કરજો. પણ તે માફકસરનોજ કરજો કે જેથી તેઓ રણજીતસિંહના સિપાહી તરીકેજ ઓળખાઈ આવે. વળી જરૂર પડે તો બીજી પણ બે ચાર પલટણો વધારજો, તેમાં મારી રજા લેવાની જરૂર નથી. તમારી સાથે એક બીજી ન્હાની પલટણ રહેશે. કામ પડે તો તે પલટણની મદદ તમે લેશો; પરન્તુ તેના પર તમારી હકુમત ચાલશે નહિ. તેના ખર્ચની જવાબદારી તમારા પર નથી. તે પલટણની યોજના જમાદાર ખુશાલસિંહે કરી છે અને તે જલદીજ તૈયાર થશે. તમારે તમારી દરેક તૈયારી જલદી કરવી જોઇએ. તમારા વિરૂદ્ધની વાતો કોટકાંગ્રાથી મારા કાનપર ન આવે, એટલો હું ગુરૂજી પાસે આશિર્વાદ માગું છું; પરંતુ કદાચિત્ તેવું કાંઇ મારા સાંભળવામાં આવશે તો તેનો જવાબ હું તમારી પાસેથી બરાબર લઇશ. કોટકાંગ્રાની સુબેદારી એ ઘણીજ માનની જગ્યા છે. તમારા પર વિશ્વાસ રાખી મેં જે આટલી બધી મ્હોટી માનની જગ્યા તમોને આપી છે, તેનું શુભ પરિણામ આવશે, એવું હું ઇચ્છું છું."

એમ કહી સહજ અર્થસૂચક દૃષ્ટિએ રણજીતસિંહે ફકીરજી તરફ જોયું. તરતજ ફકીરજીએ ઘડી વાળીને મૂકેલા કાગળોથી ભરેલી એક

કોથળી રણુજીતસિંહના હાથમાં લાવીને મૂકી. રણુજીતે તે કોથળી દુલીનના હાથમાં આપતાં કહ્યું:– "કોટકાંગ્રામાં જઇ તમારે કેવી રીતે વર્તવું, તે વિષેની સૂચનાઓ આ કોથળીમાંના કાગળપત્રોમાં આપેલી છે. ધ્યાનપૂર્વક વાંચીને તે પ્રમાણે વર્તજો. હું તમોને ફરી ફરીને કહું છું કે, ત્યાં ઘણીજ હોશિયારીથી રહેજો. દરેક કામ કાળજીપૂર્વક દક્ષતાથી કરજો અને રાજા તથા પ્રજા–ઉભયનો સંતોષ વધારજો."

રણુતજીનું ભાષણ ખલાસ થતાંજ દુલીનના મ્હોડા આગળ સરકારી પોષાક અને નજરાણાંનો થાળ મૂકવામાં આવ્યો. તે થાળની અંદર ઘણી બહુમૂલ્ય વસ્તુઓ હતી. તે જોઇ પ્રેક્ષકો તો આશ્ચર્યથી ચકિત થઇ ગયા. રણુજીતનું ભાષણ સાંભળીને તથા નજરાણું જોઇ દુલીનનું હૃદય સહજજ આર્દ્ર થઇ ગયું. તેની આંખમાં આનંદાશ્રુ આવી ગયાં. બોલતાં બોલતાં તેનો કંઠ કંપવા લાગ્યો. તેણે ઉભા થઇ રણુજીતને પ્રણામ કર્યાં અને 'સરકારની દરેક આજ્ઞાઓ આ સેવક માથે ચ્હડાવે છે' એમ કહ્યું. દુલીનના મ્હોડામાંથી આ વાક્ય સાધારણ અસ્પષ્ટજ નીકળ્યું હતું; તો પણ તે વખતે દરબાર હર્ષધ્વનિથી ગાજી રહેલો હોવાથી તે દોષ કોઇના ધ્યાનમાં આવ્યો નહિ. આ વખતે સોના મોહોરોથી ભરેલી એક કોથળી દુલીનને આપવામાં આવી અને તે લઇ તે બાજુ થાય એટલામાં તો રણુજીત સિંહાસનપરથી ઉઠીને દરબારની બ્હાર ચાલ્યો ગયો. રણુજીત બ્હાર જતાંજ અનેક મ્હોટા મ્હોટા અમીર ઉમરાવો દુલીનની આસપાસ એકઠા થયા અને આવી મ્હોટા હોદ્દાની જગ્યા મળવાને લીધે અભિનંદન આપવા લાગ્યા. દુલીન પણ દરેકને યથોચિત જવાબ આપી તેઓની રજા લઇ બ્હાર નીકળ્યો અને પોતાના ઘોડેસ્વારોની સાથે બંગલે ચાલ્યો ગયો. આવી રીતે જ્યાં ત્યાં આનંદ છવાઇ રહ્યો હતો, ત્યારે કેટલીક વ્યકિતઓ દ્વેષાગ્નિથી બળી રહી હતી. કેટલાકોએ તો 'ફીરંગી બચ્ચા, જોઇ લઇશું!' એમ કહી હોઠ પણ પણ પીસ્યા. બન્નુના આનંદની આ વખતે સીમા રહી નહોતી. તે તો પોતાનેજ ગવ્હર્નર સમજવા લાગ્યો. ચૈતન્ય દરબારમાં આવ્યો ન હોતો. તે ઘરેજ કાંઇ લખતો બેસી રહ્યો હતો. તેને એક સિપાહીએ શુભ સમાચાર આપતાં તે એકદમ નાચવા–કૂદવા લાગ્યો અને મ્હોડેથી 'માસ્ટર ગવ્હર્નર ઍન્ડ આઇ પ્રાયવેટ સેક્રેટરી–આઇ દિવાન!' એમ બડબડવા લાગ્યો!

---

## પ્રકરણ ૧૪ મું.

### ગુપ્ત સન્દેશ.

ગવ્હરનર કર્નલ દુલીને પોતાના બંગલે પહોંચતાંજ ઘોડાને એક નોકરના સ્વાધિનમાં આપી દિવાનખાનામાં જતાં જતાં બન્નુને હાક મારી. બન્નુ આવતાં પહેલાંજ ચૈતન્ય દુલીન પાસે આવીને ઉભો રહ્યા અને તેણે જમીન સુધી નીચા વળી દુલીનને સલામ કરી. સલામ કરતાં કરતાં તે બોલ્યોઃ–"હુજૂર, હવે માત્ર આપ સાહેબજ નથી, પણ રાજા સાહેબ! સંસારચંદનના કોટકાંગ્રાના ગવ્હરનર—!"

દુલીનને આ વખતે એકાંતની ઘણીજ જરૂર હોવાથી ચૈતન્યના બોલવા તરફ તેણે બિલકુલ ધ્યાન આપ્યું નહિ. એટલામાં બન્નુ આવી પહોંચ્યો. બન્નુને જોતાંજ દુલીને કહ્યુંઃ–"બન્નુ, જમવા માટે હું બહાર આવું ત્યાં સુધી દિવાનખાનામાં કોઇને આવવા દઇશ નહિ. જો ફકીરજી કિંવા ખલિફાજી આવે, તો માત્ર તેમને અંદર લઇ આવજે; બાકી કોઇને પણ અંદર લાવીશ નહિ."

દુલીનના મ્હોડામાંથી આ વાકયો બ્હાર પડયાં એટલામાં તો બન્નુની પહેલાંજ ચૈતન્ય દિવાનખાનામાંથી બ્હાર નીકળ્યો અને મ્હોટેથી બૂમો મારી પહેરાવાળાઓને કહેવા લાગ્યોઃ–"દરવાજા પર બરાબર પહેરો મૂકો અને બે સિપાહી અહિં બંગલા પાસે રહો. હુકમ સિવાય કોઇને પણ અંદર આવવા દેતા નહિ અને જો કોઇ જબરદસ્તીથી આવવાનો પ્રયત્ન કરે તો એકદમ ગોળી ચલાવજો!"

ચૈતન્યે આ હુકમ હિન્દી ભાષામાં કર્યો હતો. તેનું હિન્દી ભાષાનું જ્ઞાન પણ અંગ્રેજી ભાષા જેવું અજાયબ હોવાથી તેનો હુકમ સાંભળતાંજ, પહેરાવાળાઓમાં હસાહસ થઇ રહી, તેમજ દુલીનને પણ સહજ હસવું આવ્યું.

આવી રીતે પહેરાવાળાઓને હુકમ આપી દુલીન દિવાનખાનામાં જઇને બેઠો અને પછી રણજીતસિંહે આપેલી કોથળી ઉઘાડી તેમાંના કાગળો વાંચવા મંડયો. તેની અંદર ખાસ કરીને એક મહત્વનો મ્હોટો કાગળ હતો. તેજ તેણે પહેલાં બહાર કહાડયો અને વાંચવા માટે ઉઘાડયો; પરંતુ આશ્ચર્યની વાત તો એ હતી કે, તેની અંદર જે અક્ષરો લખ્યા હતા તે દુલીનથી વાંચી શકાય એમ નહોતા. તેની અંદર કોઇ ખાસ

ભાષાના અક્ષરો બિલકુલ નહોતા. માત્ર અસંખ્ય વાંકાંચુકાં ચિહ્નો દૃષ્ટિએ પડતાં હતાં. દુલીન આ ચિહ્નો જોઇ ઘણોજ અજાયબ થયો અને કાગળનો ભાવાર્થ કેમ સમજવો તેના વિચારમાં પડયો. આખરે નિરાશ થઇને તેણે કાગળ ઘડી વાળીને બાજુએ મૂકયો અને બીજા કાગળો કોથળીમાં છે કે નહિ, તે જોવા લાગ્યો તો તેમાંથી એક ન્હાનો પત્ર મળી આવ્યો. તે પત્ર ઉપર ફકીરજીની મહોર હતી તથા તે ફારસી ભાષામાં લખેલો હતો. તે કાગળ બરાબર ધ્યાનપૂર્વક વાંચી જોતાં સાંકેતિક લીપીનો કાગળ કેમ વાંચવો તે દુલીનના લક્ષમાં આવ્યું. આટલા વખત સુધી નિરાશાથી ચિંતાગ્રસ્ત થયેલું તેનું હૃદય આશાથી પ્રફુલ્લિત થયું અને જીજ્ઞાસાપૂર્વક તે પત્ર વાંચવા લાગ્યોઃ—

**પ્રિય દુલીન.**

" ગુરૂ નાનકજી અને ગુરૂ ગોવિન્દજી તમારૂં કલ્યાણ કરે એવું ઇચ્છું છું. સેવાવૃત્તિ ઘણીજ કઠણ છે; તોપણ સત્ય અને વિશ્વાસની મદદથી કરવામાં આવે તો તેમાં યશપ્રાપ્તી થયા વિના રહેતી નથી. અવિશ્વાસ એ માણસનો મ્હોટામાં મ્હોટો આત્મઘાત કરનાર શત્રુ છે, તેથી તેનાથી હમેશાં દૂર રહેજો. વળી અસત્ય બોલનારી જીભ-રસના નહિ પણ વિષ ઉત્પન્ન કરનારી નાગણી છે એ ધ્યાનમાં રાખજો. જીભ જેટલી સારી, તેટલીજ ખરાબ ઇંદ્રી છે. મનોનિગ્રહી માણસો જીભને પોતાના તાબામાં રાખે છે અને તેને કદીપણ અસત્ય બોલવા દેતા નથી. મારી ખાત્રી છે કે, તમે વિશ્વાસુ, ધાર્મિક અને સત્યપરાયણ છો. ઉન્નતિનાં ખરેખરાં સાધનો પણ એ ત્રણજ છે. દુલીન, તમારા જેવા યુવાન, તિક્ષ્ણ બુદ્ધિના કર્ત્તવ્યપરાયણ માણસને આવો ઉપદેશ આપવાની કાંઇ જરૂર નથી; તોપણ કર્યો છે, માટે વિસરતા નહિ.

" મારૂં રાજ્ય કાંઇ ન્હાનું નથી. પહેલાં ન્હાનું હતું; પરંતુ હવે વિસ્તૃત થયેલું છે. પહેલાં આખો પંજાબ ન્હાનાં ન્હાનાં રાજ્યોમાં વિભક્ત થયેલો હતો. રાજાઓમાં પરસ્પર દ્વેષ ઘણો હતો અને જ્યાં ત્યાં અંધાધુંધી ચાલતી હતી. તે બધી ગેરવ્યવસ્થાનો નાશ કરી મેં પંજાબનું રાજ્ય એકછત્રી કર્યું છે. તેથી પંજાબની શક્તિ તેમજ રાજ્યવિસ્તાર દિવસે દિવસે વધતો જાય છે. મને આશા છે કે, તમારા જેવા વીર પુરૂષ પંજાબનો આ ગૌરવમહિમા તેવોજ કાયમ રાખશે. મારી ખાત્રી છે કે, મારા રાજ્યની પ્રજા સાધારણતઃ સુખી છે અને દરેક અધિકારીએ તેના સુખ માટે કાળજી રાખવી જોઇએ. અધિકારીઓમાં જેઓ ગુણ-

વાન્ હોય તેમની કદર કરવી, સાહસીક હોય તેમની ઉન્નતિ કરવી તથા અપરાધી હોય તેમને યોગ્ય શિક્ષા કરવી એવો મારો સ્વભાવ છે. યુદ્ધ વખતે હું એક સાધારણ સિપાહીનાં દુઃખ કે વિપત્તિમાં ભાગીદાર થયો છું કે નહિ અને તલવારનું પાણી બતાવનાર વીરનો મેં યોગ્ય સત્કાર કર્યો છે કે નહિ, તેની બધાને ખબર છે. હું સિંહાસન પર બેઠો હોઉં કે રણ-ક્ષેત્રમાં હોઉં, તે વખતે મારા પોતાના સુખની બિલકુલ દરકાર કરતો નથી; પણ મારી પ્રજા વધારે સુખી કેવી રીતે થાય તેની ચિંતા રાત્રી અને દિવસ રાખ્યા કરૂં છું. રાજ્યની અંદર કોઇપણ સંન્યાસી, ફકીર કિંવા ધર્મ પરિવ્રાજક આવે, તેનો સત્કાર કરી આશિર્વાદ મેળવવાનો મારો નિયમ છે. જેણે મહાન્ ભયંકર ગુન્હો કર્યો હોય, તેવા અપરાધીને પણ હું પ્રાણદંડની શિક્ષા કરતો નથી. એટલુંજ નહિ પણ કોઇ કોઇ વખત જેમણે ખુદ મારી સામે શસ્ત્રો ઉગામ્યાં હતાં તેમને પણ મેં ક્ષમા આપેલી છે. આવાં અનેક કારણોને લીધે આ દીનદાસપર શ્રી પરાગજીની કૃપા છે. તેમની કૃપાને લીધે મારા રાજ્યની સીમા ચીન, અફગાનિસ્તાન, મુલ-તાન અને દિલ્લી સુધી જઇ પહોંચી છે. આવાં વિસ્તૃત રાજ્યમાં મ્હોટા હોદ્દાની જગ્યા મળે, એ કાંઇ થોડી ખુશી થવા જેવી વાત નથી.

“ દુલીન, હવે મારે તમને તમારા કર્ત્તવ્ય વિષે કેટલીક સૂચ-નાઓ કરવાની છે. તમારે હમેશાં કોટકાંગ્રાના કિલ્લામાંજ રહેવું. ત્યાં એક દિવસ પણ તમારે ગેરહાજર રહેવું નહિ. કારણ કે, કોટકાંગ્રા એ પંજાબનો દરવાજો છે માટે તેનાં સંરક્ષણની ઘણી જરૂર છે. તમોને હું એવો સખ્ત હુકમ આપું છું કે, કિલ્લામાં તમારે કોઇપણ અજાણ્યા માણસને આવવા દેવો નહિ. એટલુંજ નહિ પણ ખુદ ફકીરજી, મારો પુત્ર કિંવા હું પોતે આવું તોપણ તમારે કિલ્લાનો દરવાજો ઉઘાડવો નહિ. કદાચિત્ હું આવું અને દરવાજાને જે એક ન્હાની બારી છે તેમાં મારૂં માથું ઘાલી. તમોને મારો ચ્હેરો દેખાય તેવી રીતે ત્રણ વખત હલાવું, તે વખતેજ તમારે દરવાજો ઉઘાડી મને અંદર લેવો. તે સિવાય દરવાજો કદીપણ ઉઘાડવો નહિ અને કોઇને અંદર આવવા દેવો નહિ. કાશ્મીરથી તે ઠેઠ વિલાસપુર સુધી તમારે તીક્ષ્ણ દૃષ્ટિ રાખી ત્યાંના લોકોની હિલચાલો ઉપર બરાબર ધ્યાન આપવું. જંબુ, નૂરપુર અને મંડીની ખબરો વારંવાર મેળવી, તેની આલોચના કરી, દરબારના હિત અનહિતની જેટલી બાબત હોય તે ગુપ્ત લીપીમાં લખી જાસૂસો પાસે બની શકે તેટલી ઉતાવળથી ફકીરજી પાસે મોકલી દેવી. ત્યાંના રાજાઓ

દરબારના માંડલિક છે. તેમના દરબારનો કોઇએ તેવો વિશ્વાસ નથી. આ વિષે દરબારનું હિત થાય તેવા પ્રયત્ન કરો, તો તેમાં કોઇ જાતની હરકત નથી; પરંતુ દરેક કાર્ય ઉતાવળથી કરવા કરતાં ધૈર્યથી બરાબર નીરિક્ષણ કરીનેજ કરજો. ખુદ કોટકાંગ્રાના અને તે પ્રાંતના સરદાર તથા અમીર ઉમરાવો રાજનિષ્ઠ છે. તમારી કારકીર્દીમાં તેઓ વધારે રાજનિષ્ઠ અને સદાચારસંપન્ન થાય એવું હું ઇચ્છું છું. તમારા જેવા કર્ત્તવ્યપરાયણ અને દક્ષ માણસને વધારે કહેવાની જરૂર પડે તેમ નથી; તોપણ દરેક કામ ઘણીજ હોશિયારીથી કરજો એટલું મારાથી કહ્યા વિના રહેવાતું નથી. ગુરૂજી તમારૂં કલ્યાણ કરો. અસ્તુ.”

ઉપરોક્ત સાંકેતિક પત્રની નીચે રણજીતસિંહની મોહોર હતી. તે પત્ર વાંચી દુલીનને જેટલી અજાયબી લાગી, તેટલીજ ભવિષ્યમાં મળનાર કાર્યભારની કલ્પનાથી થોડી ચિંતા પણ ઉત્પન્ન થઇ. મહારાજાના પત્ર માટે દુલીનને ઘણીજ કૃતજ્ઞતા જણાવા લાગી. તદ્દન અજ્ઞાત પ્રાંતમાં જઇ કામ કરવાનું હોવાથી મહારાજાનો પત્ર તેને ખરો માર્ગદર્શક જણાયો. કોથળીમાં બીજા પણ બે કાગળો હતા. એક પહેલાંના કિલ્લેદારને કિલ્લો દુલીનને સ્વાધીન કરવા સંબંધીનો હતો અને તેનાપર મુખ્ય પ્રધાન રાજા ધ્યાનસિંહની મોહોર હતી. બીજો પત્ર દુલીનને કોટકાંગ્રા જવાના હુકમ વિષેનો હતો. આવી રીતે દરબારના તો માત્ર બેજ પત્રો હતા અને ત્રીજો સાંકેતિક ઉપદેશપત્ર ખાસ મહારાજાએજ સ્નેહપૂર્વક લખાવ્યો હતો. દુલીનની આકૃતિ, પ્રકૃતિ વગેરે જોઇ મહારાજા રણજીતસિંહના મનમાં તેના માટે ઘણો આદર ઉત્પન્ન થયો હતો અને તેટલા માટે તેમણે તે પત્ર લખાવ્યો હતો. દુલીનને પણ તે પત્ર વાંચી આનંદ થયો હતો; પરંતુ તે સાથે એટલું પણ તેના ધ્યાનમાં આવ્યું કે, કોટકાંગ્રાની સુબાગીરીનું કામ કાંઇ સહેલું નથી અને તેથીજ મારી નીમણુંક ત્યાં કરેલી છે. ત્યાં જઇને યશ મળે એમાં કાંઇ નવાઇ જેવું નથી; પરંતુ યદાકદાચિત્ જો મારા હાથથી બરાબર બંદોબસ્ત નહિ રહે તો ફરીથી મહારાજાને મ્હોડું બતાવવાનો વખત રહેશે નહિ. આવી રીતે અનેક ચિંતાયુક્ત વિચારો તેના મગજમાં ઘોળાવા લાગ્યા. આખરે **“યતो धर्म स्ततो जय”** એ સૂત્ર તેના ધ્યાનમાં આવતાંજ તેની બધી ચિંતાઓ ઉડી ગઇ અને ઉત્સાહથી તેનો ચ્હેરો લાલ બની ગયો. દુલીને કોથળી ઉઘાડીને જાણવું હતું તે જાણી લીધા પછી બધા પત્રો એકત્ર કરી કોથળીમાં પાછા મૂકી દીધા અને જમવા ગયો. જમી રહ્યા પછી થોડો

વખત વિશ્રાંતિ લઇ તે ફકીરજીને મળવા માટે તેમના ઘરે ગયો. ફકીરજીને પોતાની ખરેખરી ઓળખાણુ આપવાનો તેણે સંકલ્પ કર્યો હતો અને તેટલા માટેજ તે તેમને ત્યાં ગયો. ફકીરજીની મુલાકાત વખતે અહિં તહિંની થોડીક પરચુરણ વાતો કર્યા પછી તેણે પોતાની અથથી તે ઇતિ સુધીની હકીકત કહી દીધી. તે હકીકત કહી રહ્યા પછી તેણે કહ્યું:-"જેનાપર આપના આટલા બધા ઉપકાર થયા છે, તેણે ઠગીને પોતાની ખોટી ઓળખાણુ આપી, એવો આરોપ ભવિષ્યમાં મારા ઉપર ન આવે એટલા માટેજ આ હકીકતથી આપને વાકેફ કર્યા છે. આપને યોગ્ય લાગે તો મહારાજાને પણુ આ વાત જણાવવાની મારી ઇચ્છા છે ! તેથી જો હું તેમની મહેરબાનીને અપાત્ર ઠરૂં તોપણુ કોઇ હરકત નહિ !"

ફકીર અજીજુદ્દીનને દુલીનની વિલક્ષણ હકીકત સાંભળી સહજ આશ્ચર્ય લાગ્યું. થોડો વખત સ્તબ્ધ રહ્યા પછી તે બોલ્યા:-"આપણા મહારાજા કાંઇ પેલી ફ્રેન્ચ બાલિકાના બાપ જેવા અવિચારી, ગર્વાંધ કિંવા જાતિદ્વેષ રાખનારા નથી. તેમને પણુ જો આ વાતની ખબર પડે તો તેમાં ડર રાખવા જેવું કાંઇ નથી. મહારાજા માણુસનું કૂળ-જાતિ વગેરે જોતા નથી; પરંતુ માણુસના ગુણુને જુએ છે. વળી મહારાજાની મહેરબાની મેળવવાના ઉદ્દેશથી તમે કાંઇ સાહેબનો વેષ લીધો નથી. એકંદર રીતે જોવા જઇએ તો તમે જન્મથીજ સાહેબ છો, અને રાજપુત્ર પણુ છો ! યૂરોપિયનોમાં કસ્તુરી મૃગની માફક કાંઇક વિશેષતા છે, એવું મહારાજા તો શું પણુ દરબારનો એક પણુ માણુસ માનતો નથી. મહારાજા તો સચ્ચરિત્ર ગુણુવાન વીરપુરૂષનેજ ચ્હાય છે; પછી તે ભલેને ગમે તે જાતિનો હોય. હાલમાં રાજ્યની અંદર કેટલાક કુટીલ અને સ્વાર્થલોલુપ મંત્રીઓ પણુ છે; પરંતુ મહારાજા જેમ ગુણુવાનને ઓળખી તેની ઉન્નતિ કરવાને તત્પર હોય છે, તેમ તેવા કુટીલોને શિક્ષા કરવાને પણુ ઘણા દક્ષ હોય છે, તમોએ તમારી સત્યપરાયણુતા પ્રગટ કરી છે, તે માટે તમે પ્રસંશાને પાત્ર છો; પરંતુ હવે પછી તે વિષેનો એક પણુ શબ્દ કોઇને કહેશો નહિ. તેની અંદરજ તમારો ફાયદો છે. તમને જે કામ સોંપવામાં આવ્યું છે, તેમાં ફત્તેહ પામવા માટે તમારો સાહેબી પોષાક તમને ઘણોજ ઉપયોગી થઇ પડે એમ છે. મહારાજાની મુલાકાત થયા પછી તેમને હું આ વાત કહીશ અને તમોને અહિંથી રવાનગી થવાના દિવસે તે હકીકતની ખબર પડવા વિષેનો

ઇસારો પણ તેમના તરફથી થશે. અમે બન્ને જણા આ વાત ગુપ્ત રાખીશું તમે તે વાત કોઇને પણ કહેવાની ખબરદારી રાખજો."

આવી રીતે ફકીરજીને પોતાનો જન્મવૃત્તાંત કહી તેમની પાસેથી કેટલીક સૂચનાઓ સાંભળી લીધા પછી દુલીને ફકીરજી પાસે કૃતજ્ઞતા પ્રકટ કીધી અને તેમની રજા લઇ પોતાને ઘેર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૫ મું.

### પ્રયાણ.

દુલીનને કોટકાંગ્રાના ગવ્હરનરની પદ્ધિ મળી છે અને તેને નવી પલટણોનો હુકમ મળ્યો છે, એ વાત જ્યાં ત્યાં વીજળીના વેગે પ્રસરી ગઇ. અનેક ઉમેદવારો તેની પલટણમાં રહેવા માટે આવવા લાગ્યા. તેઓની પરીક્ષા કરી હા-નાનો જવાબ આપવામાંજ દુલીનનો કેટલોક વખત જવા લાગ્યો. ચૈતન્યની તો વાત કરવા જેવુંજ નહોતું! દુલીનના દરબારમાં તેણે પોતાના હાથેજ પ્રધાનપદ લઇ લીધું હતું. તેને કોઇ પૂછે યા નહિ પૂછે તેનું કાંઇ નહિ, માત્ર પોતાની પરજ બધું અવલંબીને રહેલું છે, એમ તે માનતો હતો. જેમ જેમ નવા નવા ઉમેદવારો દુલીનના બંગલે આવતા ગયા અને તેમની ગરદી થવા લાગી તેમ તેમ ચૈતન્યના મનમાં પણ ગડબડ થવા લાગી. તે વારંવાર બૂમો પાડીને કહે તો કે, "અરે, શું અહિં બ્રહ્મભોજન છે? બીજો કામ ધંધો નહિ ને નોકરી માગવા આવ્યા છો? નોકરી શું એમ રસ્તામાં પડી છે? બહાર ઉભા રહો બહાર, એક પછી એક આવો નકામી ગરદી કરો નહિ! ગરદી કરશો તો એકદમ ગોળી ચલાવવામાં આવશે! આવી રીતે હિન્દીમાં બડબડયા કરતો. દુલીનના બધા નોકરોની અંદર તે પોતાનેજ શ્રેષ્ઠ સમજતો હતો. કારણ કે તેના સિવાય અંગ્રેજી કોઇને આવડતું નહોતું. બન્નુને થોડું ઘણું અંગ્રેજી આવડતું હતું પણ તે કાંઇ બરાબર નહિ. સાંભળી સાંભળીને ભાંગ્યાં તૂટયાં વાકયો બોલતાં આવડતું હતું. બાકી ચૈતન્યનું તેમ નહોતું. તેને અંગ્રેજી બોલતાં અને લખતાં આવડતું હતું; તેથી ચૈતન્યને પ્રાઇવેટ સેક્રેટરી-દિવાન કિંવા પ્રધાન કહેવા વગર આપણને કયાં છૂટકો છે? ચૈતન્યની આકૃતિ અને તેની એકંદર ગડબડ જોઇ, તે પોતાના કામને નાલાયક હતો એમ ધારવાની જરૂર નથી. તેના અંગ્રેજી અને દેવના-

ગરી અક્ષરો ઘણાજ સારા હતા તથા હિસાબના કામમાં તો તે એક્કો હતો. દુલીનને પહેલાં સંશય આવ્યો હતો કે, ચૈતન્ય 'જી-હુજૂર' કરવાવાળોજ છે; પરંતુ જ્યારે તેણે ચૈતન્યની ગેરહાજરીમાં હિસાબના ચોપડા તપાસ્યા ત્યારે તેની ખાત્રી થઇ કે, ચૈતન્ય પણ વિંટી માંહેલા નંગ જેવો છે. દુલીનના ગૃહકારભારનો ખર્ચ વિલક્ષણ હતો, છતાં તેમાં એક પાઇની પણ અફડાવફડી નહિ જોઇને દુલીન આશ્ચર્ય પામ્યો અને તે દિવસથી પૈસા બાબતનો સંપૂર્ણ વિશ્વાસ તેણે ચૈતન્યપર મૂકયો.

સૈન્યની અંદર નવા માણસોની ભરતી કરવાના, જૂદાં જૂદાં ઠામો પર જૂદાં જૂદાં માણસોની વ્યવસ્થા કરવાના દરેક કામો દુલીન ઘણીજ કાળજીથી કરતો હોવાથી તેને વિશ્રાંતિ તો બિલકુલ મળતી નહોતી. વિશેષતઃ સૈન્યની અંદર અવિશ્વાસુ દુર્વ્યસની લોકોની ભરતી થાય નહિ તે માટે દરેક માણસની જૂદી જૂદી યુક્તિઓથી તેને પરિક્ષા લેવી પડતી હતી. આ કામમાં તેને ફકીરજી અને ખલીફાજીની સારી મદદ મળતી હતી. તે બન્ને જણાએ તેને કેટલાક સિપાહીઓ, દિવાન, મુન્શી, બક્ષી વગેરે ઘણાખરા મુલકી અધિકારીઓ મેળવી આપ્યા. થોડા દિવસમાંજ દુલીનના મન મુજબ પલટણો તૈયાર થઇ અને તેઓની કવાયત થવા લાગી. આ બધી વ્યવસ્થા કરવા માટે દુલીનને કેટલો બધો શ્રમ પડયો હશે તેની તો વાંચકોએજ કલ્પના કરી લેવી. દુલીનની ઘણીખરી વ્યવસ્થાઓ થઇ ગઇ; તોપણ હજી તેને દરબારમાં પોતાના તરફના વકીલની નીમણુંક કરવાની હતી અને તેજ ખરેખરી મહત્વની બાબત રહી ગઇ હતી. દુલીને લાંબો વિચાર કર્યા પછી ચાંદખાંની તે જગ્યાએ નીમણુંક કરવાનો વિચાર કર્યો; પરંતુ ચાંદખાંને તો દુલીનના નાયબ સેનાપતિ થઇ કોટકાંગ્રા જવાની ઇચ્છા હતી. ખરેખર, ચાંદખાં વીરપુરૂષ હતો. યુદ્ધની વાત સાંભળતાંજ તેની ભૂજાઓ ફરકતી હતી, તેથી મુલકી કરતાં લશ્કરી નોકરી તેને વધારે પસંદ હોય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી; પરંતુ દુલીનની આસપાસ જે માણસો હતાં, તેઓમાં તેણે જોયું તો ચાંદખાં જેવો વિશ્વાસુ, તીક્ષ્ણ બુદ્ધિનો બીજો કોઇ દેખાયો નહિ તેથી તેના સિવાય બીજા કોઇને પણ વકીલ તરીકે કામ સોંપવાની તેની હિંમત ચાલી નહિ. ચાંદખાંને સમજાવતાં દુલીન બોલ્યોઃ—"ચાંદખાં, તમે મારી સાથે આવો તેના કરતાં દરબારમાં મારા વકીલ તરીકે રહો તો તેમાંજ ઉભયને ફાયદો

છે. આટલા દિવસમાં તમારા જેવો સરળ પ્રકૃતિનો અને વિશ્વાસુ માણસ એક પણ મારા જોવામાં આવ્યો નથી. માટે, તમે સેનાપતિ થાવ તેના કરતાં વકીલ થાવ એજ વધારે સારૂં છે. તમે તે ઓદ્ધો સ્વીકારો તે પહેલાં મારે તમોને કેટલીક સૂચનાઓ કરવાની છે. જુઓ, તમારા મનમાં જે જાતિદ્વેષ છે અને જેને માટે તમે કેટલાંક દુષ્કર્મો કર્યાં છે, તે જાતિદ્વેષને મનમાંથી કહાડી નાખો. બધાં માણુસો એક ઇશ્વરનાં બાળક છે, તેથી દરેકે બંધુભાવ રાખી પરસ્પરનું કલ્યાણ સાધવું એજ ખરૂં મનુષ્યત્વ છે. તે મનુષ્યત્વ છોડી માત્ર જાતિદ્વેષને લીધે બીજાઓને દુઃખ આપવું એ તો પશુતા કહેવાય. માટેજ કહું છું કે, તમે શિખ લોકોનો દ્વેષ છોડી દઇ તેમની સાથે પ્રેમથી વર્તો. તેમાં તમારૂં માનસિક સમાધાન થશે તથા બીજા કેટલાક કાયદા પણ થશે. તમારે ખુદાના સોગન ખાઇને કહેવું જોઇએ કે, હવેથી હું કોઇ દિવસ પણ જાતિદ્વેષ રાખીશ નહિ. મને ખબર છે કે, તમોએ જે જે દુષ્કૃત્યો કીધાં છે, તે ચોરી કરવા કિંવા પૈસા મેળવવા માટે કીધાં નથી; પરંતુ શિખોનો નાશ કરવા માટે કીધાં છે. ગમે તેમ હોય, દુષ્કર્મ તે દુષ્કર્મજ. જ્યાં સુધી તમે તમારાં આ દુષ્કર્મોનો ત્યાગ કરવાના સોગન ખાત નહિ ત્યાં સુધી હું તમોને મારા આશ્રયમાં લઇ શકીશ નહિ. મારી ખાતરી છે કે, ખુદામાં તમારો સંપૂર્ણ વિશ્વાસ છે અને તેના સોગંદનું તમે કદી ઉલ્લંઘન કરશો નહિ."

દુલીનના ભાષણની અસર ચાંદખાંના મનપર સારી થઇ. તે સ્વભાવતઃજ પાપભીરૂ હતો. તેમાં વળી દુલીનની મોહક વાણીએ તેને પાપની કલ્પના બતાવ્યાથી તે સહજ ભયભીત થયો અને આકાશ તરફ આંગળી બતાવીને બોલ્યોઃ—

"દુલીન સાહેબ, હું ખુદાના સોગંદ ખાઇને કહું છું કે, હવે પછી મારા અંતઃકરણમાં જાતિદ્વેષને કિંચિત્ માત્ર પણ સ્થાન આપીશ નહિ; પરંતુ હુજૂર, આ ગુલામની તો વકીલ થવા કરતાં સેનાપતિ થવાનીજ વધારે ઇચ્છા છે. છતાં, આપનો હુકમજ છે કે દરબારમાં રહી તારે વકીલ તરીકે કામ કરવું, તો તે કામ પણ હું શાંત રીતે કરીશ. જો કે, તે કામ કરવાને હું અંતઃકરણપૂર્વક ઉત્સુક નથી, તોપણ મારા બુદ્ધિસામર્થ્ય પ્રમાણે બની શકશે તેટલી ચોખવટથી કરીશ."

દુલીન સહજ હસીને બોલ્યોઃ—"ચાંદખાં, હું જાણું છું કે, તમારો સ્વભાવ કલમ કરતાં તલવારને વધારે પસંદ કરે છે; પરંતુ વકીલનું કામ

કરવા માટે જેટલો વિશ્વાસુ માણુસ જોઇએ, તેટલો વિશ્વાસુ માણુસ તમારા સિવાય બીજો કોઇ મને દેખાતો નથી તેથીજ તમારી વકીલ તરીકે નીમણુક કરવી પડે છે. આ કામ તમે સારી રીતે કરશો તો માન અને પૈસાની સહજજ તમોને પ્રાપ્તી થશે એમાં કાંઇપણુ શંકા જેવું નથી. ”

દુલીનના શબ્દો સાંભળી ચાંદખાંની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. જેને કયાંઇ પણુ આશ્રય નહોતો, ભટકનારા પ્રવાસી કરતાં જેની વધારે કિંમત નહોતી; તે ચાંદખાંને આવી રીતે દુલીનનો આશ્રય મળવાને લીધે કૃતજ્ઞતાથી તેની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તે અશ્રુપૂર્ણ નયને બોલ્યો:—“ હુજૂર, કઇ શુભ ઘડીએ આપની અને મારી મુલાકાત થઇ, તે હું સમજી શકતો નથી. જે ચાંદખાંને પાસે બેસારવાને કોઇપણુ ખુશી નહોતું તેજ ચાંદખાંની રણુજીતસિંહના દરબારમાં વકીલ તરીકેની નીમણુક થાય, એ માત્ર આપનીજ કૃપાનું ફળ છે. જે શિખો મારા પર રતિભાર પણુ વિશ્વાસ રાખવાને કબૂલ નહોતા, તેજ ચાંદખાં આપને વિશ્વાસુ જણુાય–એ તો મારા મહાન્ ભાગ્યની વાત હું સમજુ છું. હુજૂર, ખુદાના સોગંદ ખાઇને કહું છું કે, મારાપર ગમે તેવું સંકટ આવે, પ્રાણુ જવાનો વખત આવે તોપણુ આપને હું બેઇમાન–નિમકહરામ થઇશ નહિ. જે વખતથી હુજૂરની મુલાકાત થઇ છે તેજ વખતથી હુજૂરના એક પછી એક સદ્ગુણો જોઇ હુજૂર વિષે મારા અંતઃકરણુમાં શ્રદ્ધા અને ભક્તિ એક સરખી વધ્યાજ કરે છે. સાહેબ, આપ માત્ર ફિરંગી છો એટલા માટેજ હું આપને વશ થયો નથી; પરંતુ આપનું ઉદાર અંતઃકરણ અને સદ્ગુણો જોઇનેજ હું દાસ થયો છું. આજ સુધીમાં મેં ઘણુા ફિરંગીઓને જોયા છે; પરંતુ આપના જેવો એક પણુ જોયો નથી. હુજૂર, આપની સાથે આવવામાં મારો કોઇ જૂદોજ હેતુ છે. આપે એમ માનવું નહિ કે અધિકાર મળ્યો એટલે નિશ્ચિંત થયા. ઉલટો અધિકાર મળવા સાથે આપના દુશ્મનોમાં વધારો થયો છે. કેટલાક શિખો આપના વિરૂદ્ધમાં છે અને આપનો પ્રાણુ લેવા સુધીના પ્રપંચો રચાઇ ચૂકયા છે. તેથી તેવા નામર્દોને વખત આવ્યે તલવારનું પાણી બતાવી નેસ્તનાબૂદ કરવા માટેજ આ ગુલામ સાથે આવવાને ઉત્સુક છે; પણુ હજૂરની ઇચ્છા નથી તો હું અહિ રહેવાનું કબૂલ કરૂં છું. હજૂર, આપને મારી એક વિનંતિ છે અને તે આપે માન્ય કરવીજ પડશે. ”

દુલીનનો મુખ્ય શત્રુ નંદસિંહ હતો. તેની એકંદર હિલચાલપર

દુલીનનું ધ્યાન હતું, તે પ્રમાણે ચાંદખાં પણ ચોક્કસ દ્રષ્ટિએ નંદસિંહની ખબર રાખે છે, તે જોઇ દુલીનને ઘણોજ આનંદ થયો. તેણે કહ્યું:—
"ચાંદખાં, શત્રુની એકંદર પરિસ્થિતિપર મારૂં સંપૂર્ણ ધ્યાન છે અને તેટલા માટેજ હું તમારી નીમણુક દરબારમાં કરૂં છું. કેટલાક શત્રુઓ જેમ મારી સાથે આવવાના છે, તેમ કેટલાક અહિં રહી મહારાજાના કાન ફૂંકવાનું પણ બાકી રાખશે નહિ. તેથી તેઓનાપર નજર રાખવાનેજ મેં તમોને અહિં રાખવાનું દુરૂસ્ત ધાર્યું છે. કહો, તમારે હવે શું કહેવાનું છે?"

"હુજૂર, આપને મેં હમણાંજ કહ્યું તે પ્રમાણે આપની પાસે નોકરીએ રહેલા હજારો લોકોમાં કેટલાક અવિશ્વાસુ અને કપટી લોકો પણ યુક્તિપ્રયુક્તિથી દાખલ થઇ ગયા છે. તે લોકો આપના નોકર છે. આપ કહેશો ત્યારે કાળના મ્હોડામાં જવાને પણ ના પાડશે નહિ; છતાં વખતે કવખતે લાગ ફાવતાં તેઓ હુજૂરનો પ્રાણ લેવાનું પણ બાકી રાખે તેમ નથી. કારણ કે, તેઓનો મુખ્ય ઉદ્દેશ આપનો પ્રાણ લેવાનોજ છે. કદાચિત્ આપ આ બાબતથી માહિતગાર હશો, તોપણ હું આપને મારા એકસો વિશ્વાસુ માણસો આપું છું. તેઓને સાથે લઇ જવાની મહેરબાની કરશો. તેમાં પચાસ સિપાહી છે અને પચાસ ઘોડેસ્વાર છે. તેઓ સિંહ જેવા પરાક્રમી અને કુતરા જેવા નિમકહલાલ સ્વામિભક્ત છે. અલિવર્દિ નામનો મારો એક મિત્ર છે, તે આ બધાનો સરદાર છે. તે શૂરવીર અને વિશ્વાસુ છે. એટલુંજ નહિ પણ તેની બુદ્ધિ એટલી તો તીક્ષ્ણ છે કે માણસ સામે એક વાર દૃષ્ટિ ફેંકીનેજ તે મિત્ર છે કે શત્રુ છે, તે જાણી લે છે. વધારે શું કહું? હુજૂર, મારા આ સો બહાદૂરો આપને સો બન્નુ અને ધન્નુ જેટલાજ ઉપયોગી છે."

દુલીને ચાંદખાંની વિનંતિ માન્ય કીધી અને તે વિષે સંતોષ પ્રકટ કીધો. ચાંદખાંને પણ પોતાના કાર્યની કિંમત થયેલી જોઇ આનંદ થયો. એ દિવસની અંદર પોતાના સો શૂરવીરોને લાવી તેણે દુલીનના બંગલા આગળ ઉભા કીધા. ચાંદખાંએ દુલીનને સમાચાર કહેવરાવ્યા કે તરતજ દુલીન બંગલાની બહાર આવ્યો. દુલીનની અલિવર્દિખાનની સાથે મુલાકાત કરાવ્યા પછી આવેલા નવીન સિપાહીઓની તથા ઘોડેસ્વારોની તેણે અલિવર્દિખાન પાસે કવાયત કરાવી જોઇ. તેઓનો ઉત્સાહ, હોશિયારી, તેજસ્વીતા જોઇ દુલીન ઘણોજ ખુશી થયો અને ચાંદખાંને સાબાશી આપતાં આપતાં તેને તથા અલિવર્દિખાનને પોતાના

દિવાનખાનામાં લઇ ગયો. દિવાનખાનામાં બેઠા પછી તેણે કહ્યું:— " અલિવર્દિખાન, તમે ઘણાજ તીક્ષ્ણ બુદ્ધિના અને વિશ્વાસુ છો, એમ ચાંદખાંએ મને કહ્યું છે તેથી હું તમોને મારા અંગરક્ષક તરીકે નીમું છું. અર્થાત્ હું મારા પ્રાણ તમારાજ હાથમાં સોંપું છું. આ ઉપરથી તમે જોઇ શકશો કે, હું તમારામાં કેટલો બધો વિશ્વાસ રાખું છું. ચાંદખાંને દરબારમાં મારા વકીલ તરીકે રાખી મારો દરેક માનમરતબો તેને સ્વાધીન કર્યો છે, તેમજ પ્રાણ તમોને સ્વાધીન કરૂં છું. મારી ઉન્નતિ યા અવનતિ તમારા બન્નેનાં કર્ત્તવ્યો ઉપરજ અવલંબીને રહેલ છે. "

દુલીનના શબ્દો સાંભળી ચાંદખાં અને અલિવર્દિખાનનાં અંતઃકરણો સાત્વિક પ્રેમની ઉર્મિઓથી ઉછળવા લાગ્યાં. બન્નેની આંખોમાં આનંદાશ્રુ આવી ગયાં. દુલીનનાં ભાષણનો ઉત્તર તેમણે શબ્દથી નહિ પણ મૌનાવસ્થાથીજ આપ્યો. ત્રણે જણા થોડા વખત સુધી તટસ્થ વૃત્તિએ પોતપોતાનાં અંતઃકરણો એક બીજાને બતાવતા હોય તેમ સામસામું જોતા બેસી રહ્યા. આવી સ્થિતિમાં થોડો વખત જવા પછી ચાંદખાં જાણે કે એકદમ શુદ્ધિમાં આવ્યો હોય તેમ દુલીનની સામે ગુંઠણ ઉપર બેઠો અને તેનો હાથ પોતાના હાથમાં લઇ ચુંબન કર્યું. અલિવર્દિખાંએ પણ તેમજ કર્યું. બન્ને જણાએ નિમકહલાલીથી વર્તવાના સોગંદ ખાધા. અલિવર્દિખાં ચાંદખાં કરતાં થોડો જુવાન હતો અને તેનાજ પંથનો હતો તેથી દુલીને આ બન્ને લુટારાઓને આશ્રય આપ્યો છે. એમ લોકો ધારે તેમ હતું; પરંતુ દુલીન કાંઇ એટલો બધો અજ્ઞાન નહોતો કે તેઓની પૂર્ણ પરીક્ષા લીધા વિના આવાં જવાબદારીનાં કામો સોંપે! શક્તિ સારી હોય છે અને ખરાબ પણ હોય છે. હથિયાર સંરક્ષક છે અને ઘાતક પણ છે; પરંતુ તેનું સારૂં યા ખરાબ પરિણામ લાવવાનું કામ તેનો ઉપયોગ કરનારના હાથમાં છે. પોતાની ઇચ્છા મુજબ સંચાર કરનારી વિદ્યુતશક્તિ ગમે તેનો નાશ કરી શકે છે, પણ તેનેજ તાબામાં રાખનાર માણસ શહેરોનાં શહેર વિદ્યુતપ્રદીપથી પ્રકાશીત કરી મૂકે છે. દુલીને પણ તેઓ શૂરવીર, સાહસિક, બુદ્ધિશાળી અને વિશ્વાસુ છે, એ ગુણોજ જોયા હતા. તેવા માણસોનાં કામો સારાં હોય યા નરસાં હોય તોપણ તેમની પ્રતિભાનું તેજ છુપાઇ રહેતું નથી. આવી વખતે બુદ્ધિશાળી માણસનું એજ કર્ત્તવ્ય છે કે, તેવા પ્રતિભાસંપન્ન માણસોને યુક્તિથી ખરાબ રસ્તેથી વાળી સારા રસ્તાપર લઇ જવા કે જેથી તેમની પ્રતિભાથી જગ-

તનું કલ્યાણ થઇ શકે. દુલીને પણ આજ તત્ત્વને ધ્યાનમાં રાખી તેઓને આશ્રય આપ્યો હતો. આલિવર્દિખાં તો દુલીનની સાથે આવવાનો હતો તેથી તેના વિષેની તેને ચિંતા નહોતી; પરંતુ ચાંદખાં માટે તેના મનમાં બ્હીક રહ્યા કરતી હતી અને વાસ્તવિક રીતે જોતાં તે ખરી પણ હતી. પોતાની ગેરહાજરીમાં શત્રુપક્ષનો કોઇ માણસ તેને ફોડે અને કદાચ તે ફરી જાય એવી બ્હીક તેને રહેતી હતી. તેથી ફકીરજીની સલાહ લઇ તેણે ચાંદખાંની ઉપર નજર રાખવા માટે બાપ્પાજીરાવ નામના એક દક્ષણીની નીમણુંક કરી. આ વાત દુલીન, ફકીરજી અને બાપ્પાજીરાવ સિવાય બીજું કોઇ જાણતું નહોતું. વળી એક દિવસે ચાંદખાંને એકાંતમાં બોલાવી ઉપદેશ આપતાં દુલીને કહ્યું:—"ચાંદખાં, તમારે દરબારમાં હમેશાં હાજર રહેવું. મારો પત્ર તમોને મળે યા ન મળે તોપણ તમારે તો દરરોજ મારો પત્ર આવ્યો છે એમ કહી મહારાજા અને મુખ્ય મંત્રીઓને મારા સલામ કહેવા. વળી દરબારમાં જરૂર પડતુંજ બોલજો. નકામું કાંઇપણ બોલતા નહિ. દરબારની અંદર અનેક પ્રકારની વાતો ચર્ચાય તે તમારે સાંભળી લેવી: પરંતુ તે વિષે તમારો મત કદીપણ આપતા નહિ કિંવા તે વિષે કોઇપણ જાતનો પ્રશ્ન પૂછતા નહિ. મારા વકીલ તરીકેનું કામ કરતી વખતે મારી વિરૂદ્ધમાં તમારા તરફથી યતૃકિંચિત પણ કામ થવું ન જોઇએ અને કદાચિત્ તેમ થશે તો આ જન્મમાં હું કદીપણ તમારી સાથે ભાષણ કરીશ નહિ. દરબારમાંથી કિંવા બીજે કયાંઇથી જે કાંઇ મહત્વની બાતમી મળે, તે તમારે મને તાબેડતોબ પહોંચાડવી. તે માટે જે કાંઇ ખર્ચ થાય તે માટે હરકત નહિ. જેમ જેમ તમે કામમાં મને સંતોષ આપતા જશો તેમ તેમ તેનો બદલો પણ તમને મળતો જશે. એ વિષેની ખાત્રી રાખજો. લાહોરથી તે ઠેઠ કાંથા સુધી પાંચ પાંચ માઇલના અંતરે હલકારા તરીકે બબે ઘોડેસ્વાર હું રાખનાર છું, તેઓની સાથે મહત્વના કાગળ પત્રો મોકલાવતા રહેજો. આખરે કહેવાનું એટલુંજ કે દુલીનની ઉન્નતિ તેજ તમારી ઉન્નતિ અને દુલીનની અવનતિ તેજ તમારી અવનતિ એટલા શબ્દો ખાસ ધ્યાનમાં રાખજો."

દુલીને કરેલી સૂચનાઓ બરાબર પાળીશ એવો ભાવ દર્શાવતાં ચાંદખાંએ તેને સલામ કરી અને મ્હોડેથી પણ પ્રતિજ્ઞા લઇ તેની ખાત્રી કરી આપી. એટલા વખતમાં દુલીનની પલટણો તૈયાર

થઇ ગઇ અને તેની કવાયતો થવા લાગી. માત્ર જમાદાર ખુશાલસિંહની પલટણ તૈયાર થઇ નહોતી અને તેનું સેનાપતિપદ કોને આપવું તેની તડજોડ ચાલ્યા કરતી હતી. દુલીન ધારતો હતો કે, પોતે નિરંકુશ રીતે વર્તે નહિ એટલા માટે કોઇ શત્રુ પક્ષનાં માણસનીજ તે જગાપર નીમણુક થશે. દુલીનની આ ધારણા ખરી હતી; પરંતુ તે જગ્યાએ નંદસિંહ જેવા નીચ અને કુટિલ માણસની નીમણુક થશે એવી તેને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. થયું પણ તેમજ. મહારાજા રણજીતસિંહે દુલીનના સહકારી સેનાપતિ તરીકે નંદસિંહનીજ નીમણુંક કરી! નંદસિંહ પાછો ફરીથી ગર્વથી મૂછોના આંકડા વાળતો સૈન્યની અંદર ફરવા લાગ્યો. ગમે તેમ પણ તે માત્ર દુલીનના સહકારી સેનાપતિ તરીકે હતો. દુલીનનો દરેક હુકમ તેને અનિચ્છાએ માન્ય કરવો પડતો હતો. વળી તેના ઉપર બન્નુ, ધન્નુ અને અલિવર્દિખાનની પણ નજર હતી! નંદસિંહ જે 'લૅન્સર' પલટણ લઇને દુલીનને મળ્યો હતો, તે પલટણમાં માત્ર સાતસોજ માણસો હતાં; પરંતુ દુલીનની પલટણમાં તો આ વખતે ઘોડેસ્વાર, પાયદળ અને પરચુટણ મળી લગભગ પાંચ હજાર માણસોની ભરતી થઇ ગઇ હતી. તે બધાની વ્યવસ્થા દુલીનને એકલાનેજ કરવી પડતી હતી; પરંતુ પોતાના અસામાન્ય બુદ્ધિસામર્થ્યથી તેણે એવા તો નિયમ બાંધી દીધા કે આવી પ્રચંડ ફોજ એક યંત્રની માફક પોતાનું કામ કર્યાં જતી હતી. દરેક જાતની તૈયારી થઇ રહ્યા પછી દુલીને પોતાના બંગલા પાસેથી ફોજને ઉઠાવી લઇ લાહોરની ઉત્તરે આવેલા એક મેદાનની અંદર પડાવ નાખ્યો. મહારાજાને બોલાવીને તેમને ફોજ બતાવ્યા પછીજ લાહોરથી ઉપડવાનો તેનો નિશ્ચય હતો. બીજે દિવસે મહારાજા દરબારમાં આવીને બેઠા કે તરત દુલીને સલામ ભરીને જવાની રજા માગી. મહારાજાએ તે વાત ઉડાવી દીધી અને બીજી અહિં તહિંની વાતો કરવા માંડી. વાતચિતની અંદર કાંગ્રા વિષેનો કિંવા બીજા કોઇ રાજકીય પ્રશ્નનો તેમણે બિલકુલ ઉચ્ચાર કર્યો નહિ. હમેશાં જેમ ઠંડા પહોરનાં ગપ્પાં ચાલે તેમ મહારાજા બોલતા હતા અને પાસે બેઠેલા પ્રધાન અને સરદારો પણ 'હાં હુજૂર, જી હુજૂર' કર્યાં જતા હતા. વાતમાં ને વાતમાં મહારાજાએ દુલીનનાં જન્મ વૃતાંતની ખબર પડી છે એમ પણ કહી દીધું: પરંતુ તેમનું બોલવું એટલું તો સંદિગ્ધ હતું કે, દુલીન અને ફકીરજી સિવાય બીજું કોઇ તે વાત સમજી શકયું નહિ. દુલીનને

પોતે ઘણું માન આપે છે એમ બતાવવા માટે રણજીતે પોતાની પસંદગીની જે અમૂલ્ય વસ્તુઓનો સંગ્રહ હતો, તે તેને બતાવ્યો. તે વસ્તુઓમાં ઇતિહાસપ્રસિદ્ધ 'કોહિનૂર' પણ હતો. તે હીરા માટે મહારાજાને ઘણું અભિમાન હતું અને તે ખરુંજ હતું. ડુલીનના હાથમાં તે રત્ન આપતાં રણજીતે કહ્યું:—"ડુલીન સાહેબ, તમે દુનિયાના ઘણા દેશો જોયા છે. તેમાં આવું રત્ન ક્યાંઇ પણ જોવામાં આવ્યું છે?"

તે અપૂર્વ રત્ન જોઇ ડુલીન ઘણોજ વિસ્મિત થયો. તેણે કહ્યું:—ઇશ્વરકૃપાએ ઘણી જાતનાં રત્નો જોવાનો સુયોગ મને મળ્યો છે, પણ "મહારાજ, આજે હું ઘણાજ આનંદથી કહું છું કે આવું સુંદર રત્ન પૃથ્વીમાં આ એકજ છે. મહારાજ, આપ મને ખુશામતખોર સમજતા નહિ, પણ જે ખરૂં છે, તેજ કહું છું."

ડુલીનના શબ્દો સાંભળી મહારાજાને અત્યંત આનંદ થયો. તેમણે ફકીરજી તરફ દૃષ્ટિ ફેંકી. ફકીરજીએ થોડા શબ્દોમાં ડુલીનને તે હીરાનો ઇતિહાસ કહી સંભળાવ્યો. ત્યાર પછી બીજી વાતો ચાલવા લાગી. તરતજ ડુલીન શા માટે આવ્યો છે, તે મહારાજાના ધ્યાનમાં આવ્યું. તેમણે કહ્યું:—"ડુલીન સાહેબ, આપના મ્હોડા ઉપર ઉત્સાહ કરતાં ચિંતાની છટા વધારે જણાય છે. ખરેખર, નવીન અધિકાર એટલે આપના ઉપર એક જાતનું સંકટજ ગણી શકાય!"

ડુલીને સહજ હસી નમ્રતાથી જવાબ આપ્યો:—"નહિ મહારાજ, સંકટની અંદર મારો ઉત્સાહ ઉલટો વૃદ્ધિ પામે છે; તેમાંય વળી જો આપની અને પરમેશ્વરની સહાયતા હોય તો પછી બાકી શું રહે? માત્ર એટલું ખરૂં કે, પહેલાં એક ઘોડા અને એક તલવારનીજ ચિંતા હતી; પરંતુ હવે પાંચ હજારની થઇ છે. તેમાં ખાસ કરીને દગલબાજ તલવારો કેટલી હશે, તેનીજ વિશેષ ચિંતા રહે છે!"

આ વખતે ડુલીનના વિરૂદ્ધ પક્ષના—નંદસિંહના માણસો દરબારમાં હાજર હતા અને ડુલીન દરબારમાં આવ્યો ત્યારથીજ તેઓ અંદર અંદર કુચેષ્ટાઓ કર્યા કરતા હતા. આ બનાવ મહારાજા તથા ડુલીનના ધ્યાન બ્હાર નહોતો. ડુલીને તેટલા માટેજ દગલબાજ તલવારનો ઉલ્લેખ કર્યો હતો; પરંતુ મહારાજા રણજીતસિંહનો સ્વભાવ એવો હતો કે આવા બન્ને પક્ષો એકત્ર થાય ત્યારે આગની અંદર ઘી હોમી અંદરનું રહસ્ય સમજી લેવું. તેજ પ્રમાણે આ વખતે મહા—

રાજાએ વિરૂદ્ધ પક્ષને ખીજવવાના ઉદ્દેશથી કહ્યું:—"હા, એ ચિંતા છે ખરી, પણ તે કરવાનો વખત હજી ઘણો દૂર છે. આપ તો તે પહેલાંજ ફિકરમાં પડયા છો ! આપની કાળજી માટે મને સંતોષ જણાય છે. કારણ કે, આ ઉપરથી યોગ્ય માણસના હાથમાંજ અધિકાર સૂત્રો આપવામાં આવ્યાં છે, એવી ખાત્રી થાય છે."

મહારાજાના શબ્દો સાંભળી કેટલાંક અશ્લીલ નિંદાયુકત વાકયો દુલીનના કાનપર આવીને અથડાયાં. તે સાંભળી દુલીન સહજ ઉત્તેજીત સ્વરે બોલ્યો:—"મહારાજાની આ કલ્પના ખરી પડે એટલે બસ. એકજ દરબારની અંદર ઉત્સાહદાન કરનાર આપ જેવા ગરૂડ છે, ત્યારે તેવાજ ઉદ્વેગ ઉત્પન્ન કરનાર ઝેરી સાપો પણ અહિં મૌજૂદ છે, એ મહારાજાના લક્ષમાંજ હશે!"

મહારાજાએ કૃત્રિમ આશ્ચર્યતા બતાવી કહ્યું:—"નહિ દુલીન સાહેબ, અમારા દરબારમાં બધાજ ગરૂડ છે–દરેક સભ્ય ગૃહસ્થ છે."

મહારાજાના શબ્દો સાંભળતાંજ દુલીનના વિરૂદ્ધ પક્ષવાળા આનંદમાં આવી વિકટ હાસ્ય કરવા લાગ્યા. તેમાં ખુશાલસિંહનો ભત્રિજો તેજસિંહ પ્રમુખ હતો. તે શરીરમાં સ્થૂળ હતો અને તેજ પ્રમાણે અભિમાનમાં પણ પૂરો હતો. પોતાનું વાક્પાંડિત્ય દર્શાવતાં તે બોલ્યો:—"મહારાજા રણજીતસિંહના દરબારમાં બધાજ સારા માણસો છે. જેઓને સ્વદેશમાં ગધાડાપર પણ બેસવા મળતું નથી, તેવાઓ ભાગ્યવશાત્ અહિં આવી સેનાપતિ થાય; તોપણ તમને પદભ્રષ્ટ કરનારા વીરનરો મહારાજાના દરબારમાં કાંઈ ઓછા નથી!"

તેજસિંહનાં વાકયરત્નો સાંભળી તેના પક્ષવાળાઓ મ્હોટેથી ખડખડ હસવા લાગ્યા, ત્યારે કેટલાકોએ તેઓનું અસભ્યપણું જોઈ તિરસ્કાર પણ દર્શાવ્યો. દુલીને હસતાં હસતાં કહ્યું:—"આવા ખુણામાં બેસી બડાઇ મારનારા વીરોને અમારા દેશનાં ગધેડાંઓ પણ બેસવા દેતાંનથી. કારણ, તેઓ પણ માની સ્વભાવનાં છે અને તેથી આવું હાથીનું બચ્ચું જો ઘોડાપર સ્વારી કરે તો કયો ઘોડો ગધેડા જેવો નહિ દેખાય?"

દુલીનના શબ્દો સાંભળતાં તેજસિંહ ગુસ્સાથી એકદમ લાલ લાલ થઇ ગયો અને ઉભો થઇ કાંઇ બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યો એટલામાં ધ્યાનસિંહ નામના પ્રધાને ક્રોધયુક્તદૃષ્ટિથી તેના તરફ જોઇ 'ખામોશ' રહેવાની ધમકી આપી. ગમે તેમ હોય, તેની ધમકીથી તેજસિંહ ઠંડો-

ગાર બની ગયો અને દરબારમાં શાંતતા પ્રસરી રહી. આતરસિંહ નામના પ્રધાને તો આ વાદવિવાદ વધારવા માટે મહારાજાનેજ દોષ દીધો. લેનાસિંહ અને આતરસિંહ પ્રધાન તરીકે વધારે પ્રસિદ્ધ નહોતા; પરંતુ તેઓ સદાચરણી ગૃહસ્થ તરીકેજ દરબારમાં પ્રસિદ્ધ હતા અને તે દૃષ્ટિએ જોતાં તેમનું વજન પણ ઘણુંજ પડતું હતું. લેનાસિંહે જ્યોતિષ અને પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો ઘણોજ સરસ અભ્યાસ કરી જ્ઞાન મેળવ્યું હતું. આતરસિંહ રણજીતસિંહનો પિત્રાઇ ભાઇ થતો હતો અને તેથીજ તેને પ્રધાનપદ મળ્યું હતું એમ નહોતું. તે ઘણોજ વિદ્વાન અને સદાચરણી હતો. લેનાસિંહે આવી રીતે વાદવિવાદ બંધ પાડયો કે તરતજ મહારાજાએ બીજી બાબતો વિષે ચર્ચા ચલાવવા માંડી. થોડા વખત પછી આવતી કાલે તમોને સંદેશો કહેવરાવીશું એમ હુલીનને કહી તેજ વખતે દરબાર બરખાસ્ત કર્યો. લેનાસિંહને હુલીન તરફ પહેલાંથીજ લાગણી હતી, પણ તે આજ સુધી તેણે દર્શાવી નહોતી. દરબારમાં હુલીનની આજની વર્તણુંક જોઇ લેનાસિંહ ઘણોજ ખુશ થયો અને તેણે ચાંદખાં સાથે હુલીનપર એક પત્ર પણ મોકલ્યો. તેમાં 'કાંગ્રાનાં અધિકારસૂત્રો મેળવવાં ઘણાં કષ્ટસાધ્ય છે–તેમાં અનેક સંકટો છે–તે વખતે લેનાસિંહ આપનો હિતૈષિ બંધુ છે એમ જણાઇ આવશે, એવા અર્થનો મજકુર લખેલો હતો. હુલીનને પત્ર વાંચી ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તેણે પણ તે પત્રનો ઉત્તર મોકલી કૃતજ્ઞતા પ્રકટ કરી. વળી ચાંદખાંને પણ ઘણી સાવધગિરિથી વર્તવાનો તેણે ઉપદેશ આપ્યો. બીજા દિવસે સૂર્યોદય થયા પૂર્વેજ આખું સૈન્ય તૈયાર થઇ વ્યવસ્થિત રીતે ઉભું રહ્યું. મહારાજા રણજીત થોડા વખતમાં પોતાના સરદારો સાથે ત્યાં આવી પહોંચ્યા. હુલીનના લશ્કરની કવાયત જોઇ તેમને ઘણોજ આનંદ થયો અને હુલીનને લાહોરથી ઉપડવાની તેમણે રજા આપી. રજા આપતી વખતે કુદરતી રીતેજ મહારાજાની આંખમાંથી બે અશ્રુબિન્દુ સરી પડયાં. ચાંદખાં, ફકીરજી, ખલિફાજી, લેનાસિંહ વગેરેએ પણ હુલીનને દ્રઢાલિંગન આપી અશ્રુપૂર્ણ નેત્રોએ રજા આપી. આખરે પોતાના હિતચિંતકોની તરફ વારંવાર જોતાં જોતાં હુલીને લાહોર છોડી કાંગ્રાના રસ્તે ચાલવા માંડયું.

---

# પ્રકરણ ૧૬ મું.

## નંદસિંહનું કપટતન્ત્ર.

દુલીને જેવી રીતે સૈન્યની વ્યવસ્થા કરી હતી, તેવીજ રીતે તેણે નંદસિંહ માટે પણ પાકો બંદોબસ્ત કર્યો હતો. મહારાજાએ તેને ગમે તે કારણે સાથે મોકલ્યો હોય કિંવા તેનોજ સાથે આવવામાં કોઇ ગુપ્ત ઉદ્દેશ હોય તોપણ શું થયું? દુલીન તેને સહકારી સેનાપતિ તરીકે માનતો હતો અને તે પ્રમાણે પોતાના બધા હુકમોનો અમલ તેનીજ પાસે કરાવતો હતો. દુલીનની આ યુક્તિથી નંદસિંહને મ્હોટપણ મળતું હતું; પરંતુ એકંદર રીતે જોતાં તે દુલીનના હાથમાં આસ્તે આસ્તે બંધાયા જતો હતો. પોતે બહાર પાડેલા હુકમોનો અમલ નંદસિંહ બરાબર કરે છે કે નહિ, તે જોવા માટે દુલીને કેટલાક ગુપ્ત જાસૂસો રાખ્યા હતા. તેઓ નંદસિંહની અથથી તે ઇતિ સુધીની આખા દિવસની બાતમી દુલીનને આપતા અને તે પોતાની નોંધપોથીમાં હમેશ ઉતારી લેતો. દુલીને લશ્કરની ગોઠવણ કરવામાં ઉંડી નજર વાપરી હતી. લગભગ ૨૦૦ વિશ્વાસુ ઘોડેસ્વારોને તેણે સૌની આગળ મોખરે રાખ્યા હતા. આ ટુકડી Vangaurd તરીકે ઓળખવામાં આવતી. તેની પછવાડે લેન્સર નામની ઘોડેસ્વાર પલટણ ચાલતી. તેની પછવાડે જમાદાર ખુશાલસિંહની પાયદળ ફોજ ચાલતી. તેઓની પછવાડે છ તોપોનું તોપખાનું, તેની પછવાડે ખુદ દુલીને ઉભી કરેલી પલટણ, તેની પછવાડે નંદસિંહ અને તેની ફોજ, તેઓની પછવાડે દુલીનના વિશ્વાસુ ઘોડેસ્વાર અને તે બધાની પછવાડે બન્નુ, ધન્નુ, અલિવર્દી વગેરે બસો રક્ષકો સાથે દુલીન ચાલતો હતો! આ ગોઠવણ મુજબ દુલીનની ફોજ મજલ દરમજલ કાપતી હતી તે જોઇ નંદસિંહ મનમાંને મનમાં બળી જતો હતો. આવી રીતે ફોજે પાંચ છ દિવસ સુધી કુચ કરી ત્યાં સુધી કોઇ નવિન બનાવ બનવા પામ્યો ન હતો. માત્ર આટલા વખતમાં એટલું બન્યું કે, સૈન્યમાંના કેટલાક માણસો જે પહેલાં દુલીન માટે સાધારણતઃ ઉદાસીન હતા, તેઓ દુલીનની દયાળુ તથા ઉદાર વર્તણુંક જોઇ બે ચાર દિવસમાંજ તેની તરફ આકર્ષાવા લાગ્યા. રસ્તાની અંદર એકાદો સૈનિક માંદો પડી જાય તો વૈદ્યને લઇને દુલીન પોતે તેની પાસે જતો અને પોતાનાજ હાથે તેની સેવા સુશ્રુષા કરતો. દરદીને કોઇપણ

જાતની હરકત ન થાય તેવી વ્યવસ્થા કરતો. આવી પ્રેમાળ વર્તણુક તથા સૈન્યની વિલક્ષણ ગોઠવણ જોઇને સૈન્યમાંનો દરેક સિપાહી જેટલો તેનાથી ડરતો, તેટલાજ પ્રમાણમાં તેની તરફ પ્રેમભાવ ધરાવતો હતો. આવી રીતે દુલીનનો દિવસે દિવસે વધતો જતો ઉત્કર્ષ જોઇને નંદસિંહને ચટપટી થયા કરતી હતી. તેની ટોળીના જે માણસો હતા તે પણ યોગ્યતા વગરના હતા, તોપણ તેવા માણસો વખત પડયે ગમે તેવું નીચ કામ કરવાને સમર્થ થાય છે, એમ દુલીન જાણતો હોવાથી તેણે નંદસિંહ ઉપર ઘણીજ સખત નજર રાખી હતી. નંદસિંહ પણ આ વખતે જાળમાં સપડાયેલા સિંહની માફક હતો; છતાં દુલીનનો ઘાત કરવાની સંધિને માટે તે ઘણા પ્રયત્ન કરી જોતો હતો. થોડા વખતમાંજ તેને તે સંધિ મળી. દુલીને લશ્કરમાં હુકમ ફરમાવ્યો હતો કે, "જેને જે કોઇ ચીજ વસ્તુ જોઇએ, તેણે તે બજારમાં જઇને વેચાતી લઇ આવવી. બળાત્કારથી કોઇની પાસેથી કાંઇ લેશે, તો તેને ભયંકર શિક્ષા કરવામાં આવશે!" આ હુકમ સિપાહીઓને કેટલોક વિલક્ષણ જણાયો. કારણ કે, તે વખતે મારફાડ કરીને બજારમાંથી સામાન લઇ આવવાની તેઓને છૂટ હતી તેથી દુલીનનો હુકમ તેઓને અનિષ્ટકારક ગણાય તો તેમાં કાંઇ નવાઇ જેવું નહોતું. નંદસિંહને હવે એક હથિયાર મળ્યું. તેણે આસ્તે આસ્તે સિપાહીઓનાં મન કલુષિત કરવા માંડયાં; પરંતુ આ કામ કાંઈ સહેલું નહોતું. જે દુલીનપર આખું સૈન્ય પ્રેમ અને ભક્તિથી ફિદા હતું, તેઓમાં બેદિલી ફેલાવવાની હતી. આ કામમાં તેના અંગત સિપાહીઓ તેને મદદ કરતા હતા. તેઓને લશ્કરના સિપાહીઓ કહેતા કે, "અરે! જે દુલીનસાહેબ દરેક સિપાહીના સુખદુઃખની ખબર રાખે છે, માંદા પડતા લશ્કરીઓને દવા આપી પોતેજ ઉપચાર કરે છે, રસ્તે જતા ભીખારીને કાંઇપણ દાન આપ્યા સિવાય ખાલી હાથે જવા દેતા નથી તેવા દયાળુનો આ હુકમ પણ લશ્કરના ફાયદા માટેનો કેમ નહિ હોય? વળી સાહેબે આશ્વાસન આપ્યું છે કે, કોટકાંગ્રા જવા પછી સિપાહીઓને લૂટ કરવા નહિ દેવાથી તેઓનું જે નુકસાન થયું છે તે તેઓનો પગાર વધારીને ભરી દેવામાં આવશે. જો આમ બનવાનું છે, તો પછી બીચારા ગરીબ લોકોને લૂંટીને આપણને શું ફાયદો?"

આ જવાબથી કાંઇ નંદસિંહના માણસો શાંત થઇને બેસે તેમ નહોતા. તેઓ જાણતા હતા કે, સ્વાર્થ એ ઘણીજ વિલક્ષણ મોહિની

છે. રસ્તામાં આવતાં ગામડાંઓના ગરીબ લોકોમાં લૂંટફાટ કરીને અનાયાસે જે મોજમજાહ કરવા મળે, તે શા માટે ગુમાવવી એમ સાહજિકજ દરેકને મોહ થયા સિવાય રહે નહિ, અને તેથી તેઓના આ પરાપૂર્વથી ચાલતા આવેલા હક માટે લડવાનો ઉપદેશ આપવામાં તેઓ બાકી રાખતા નહિ. સ્વાર્થવશતા આસ્તે આસ્તે લશ્કરમાં પ્રસરવા લાગી. સ્વાર્થ અને તેની સાથે હક એ બન્નેનો સંયોગ થતાં ભયંકર અગ્નિ પ્રજ્વલિત થાય તો તેમાં કાંઇ નવાઇ જેવું નહોતું. ત્યારે શું દુલીન તેઓના કૃત્યોથી અજ્ઞાન હતો? નહિ. તેને પણ આસ્તે આસ્તે આ વાતની ખબર પડવા માંડી હતી અને તેને માટે કયા ઉપાયો લેવા તેના વિચારમાં તે હતો. પહેલાં તો તેણે વિચાર કર્યો કે, લોકોને લૂંટવાની જે પહેલાં શરૂઆત કરે તેનેજ કડક શિક્ષા કરવી કે જેથી આખા લશ્કરમાં તે બાબતનો દાબ બેસે; પરંતુ લાંબો વિચાર કરી જોતાં તેને જણાયું કે, લશ્કરનાં માણસો એટલી હદ સૂધી પહોંચ્યા નથી તે પહેલાંજ તેઓને ઉપદેશ કરી જોવો એમ તેના મનમાં આવ્યું અને તે પ્રમાણે તેણે તે દિવસે સ્હાંજે ચાર પાંચ વાગવાના વખતે છાવણીમાંથી દરેકે દરેક લશ્કરીઓને એકઠા કરી કવાયત કરાવવા માંડી. થોડો વખત કવાયત કરાવ્યા પછી આખા સૈન્યને તેણે વર્તુલાકારમાં પોતાની આસપાસ ઉભું રાખ્યું અને પોતે એક ન્હાના ટેકરા ઉપર જઇને ઉભો રહ્યો. આ વખતનો દેખાવ ઘણોજ મનોહર લાગતો હતો. સામે પર્વતોની હારની હાર પ્રસરેલી હતી તથા બાજુએ મ્હોટું અરણ્ય હતું. તે ઉપર પશ્ચિમ દિશા તરફ વળતા સૂર્યનો પ્રકાશ પડતો હોવાથી તે દેખાવ પણ પોતાને સહાય કરે છે એમ દુલીનને જણાયું અને તેથી ઉત્સાહના આવેગથી સૈન્યપર એક પ્રભાવી દૃષ્ટિ ફેંકી તે ગંભીર સ્વરે બોલ્યો:—

"સૈનિકો! મેં સાંભળ્યું છે કે, રસ્તે જતાં પ્રજાને લૂંટવાના તમારા પરાપૂર્વથી ચાલતા આવેલા હકને મેં નષ્ટ કીધો છે તેથી તમો મારા તરફ અસંતુષ્ટ બન્યા છો અને કેટલાકોએ મારો હુકમ અમાન્ય કરી લૂંટ કરવાનો સંકેત પણ કર્યો છે; પરંતુ તમે ધ્યાનમાં રાખજો કે આ દુલીનનો હુકમ તે બ્રહ્મદેવનો હુકમ છે. તે કદી ફરી શકશે નહિ. તમોને ચોરીના ભયંકર પાપમાંથી મેં બચાવ્યા તે માટે તમારે મારો આભાર માનવો જોઇએ. તમોને ચોરી કરવાની—લૂંટફાટ કરવાની સલાહ આપનારા તમારા મિત્ર નહિ પણ શત્રુ છે, એમજ માનજો. તેઓના

એક શબ્દપર પણ વિશ્વાસ રાખશો નહિ. તમારો પરાપૂર્વથી ચાલતો આવેલો હક નષ્ટ થાય છે, તે માટે દુઃખ નહિ માનતાં આનંદ જ માનો. અહા! શું બાપ ચોરી કરે તેથી પુત્રે પણ ચોરી કરીને પોતાનો નિર્વાહ કરવો? તમે કોણ છો, તેની તમોને કલ્પના પણ છે? તમે પ્રજાના સંરક્ષક છો. તમેજ જો પ્રજાને લૂંટીને તેનો ભક્ષ કરવા માંડો તો પછી માણસમાં અને રાક્ષસમાં ફરક શું? તમારાપરની ચોર અને લુચ્ચાઓથી પ્રજાને બચાવવાની જવાબદારીને ભૂલી તમે પોતેજ જો લૂટારાનું કામ કરવા માંડો તો પછી પ્રજાએ ફરિયાદ પણ કોની પાસે કરવી? પ્રજાના સંરક્ષણની જવાબદારી જેમ આપણાપર છે, તેમ આપણા સંરક્ષણની જવાબદારી પ્રજાપર છે. પ્રજા તરફથી મળતો કર જ્યારે તીજોરીમાં જાય છે, ત્યારેજ લશ્કરને પગાર મળે છે. અર્થાત જેઓ આપણા અન્નદાતા છે, જેઓ આપણા ખરા માલેક છે, તેઓનીજ ચીજ વસ્તુઓની લૂંટફાટ કરવી એ તો ચોરીના કરતાં પણ ભયંકર કૃત્ય છે! વળી તમે પોતે કોણ છો, તેનો પણ તમે જરા ખ્યાલ કરી જોયો છે? સિપાહી એ કાંઇ કોઇ જૂદી જાતિ નથી પણ પ્રજા માંહેલાજ કેટલાકો સિપાહી બને છે એ વાત જો તમે ભૂલી જાવ તો પછી મનુષ્યત્વને રજા આપી પશુત્વ સ્વીકારવા જેવું બને છે. થોડા વખત પહેલાં તમે પ્રજાવર્ગ માંહેલા હતા, હવે સિપાહી બન્યા છો અને અમુક વખત પછી વૃદ્ધાવસ્થા આવશે ત્યારે તમેજ પાછા પ્રજાવર્ગમાં મળી જશો. અર્થાત્ પ્રજાથી તમે કોઇ રીતે જૂદા નથી; પરંતુ આશ્ચર્યની વાત છે કે, ચાર દિવસ સિપાહીનો અધિકાર મળતાંજ તમોને તમારા પોતાના ભાઇબહેનોને લૂંટવાનું મન થાય છે! ધિક્કાર છે તમારા આ મર્દપણાને! યૂરોપમાં આવી રીત નથી. એકાદ મહાન્ અધિકારીને ઘાસનું એક તણખલું પણ મફત લેવાનો અધિકાર નથી. તેથી ત્યાંનાં સૈન્યની વ્યવસ્થા ઘણી સારી રહે છે. એકાદા ન્હાના ગામ પાસે છાવણી નંખાતાંજ તરેહ તરેહની વસ્તુઓ છાવણીમાં વેચાવા આવે છે, જ્યારે અહિંનાં લશ્કરને દેખતાંજ ગામના વેપારીઓ દુકાનો બંધ કરીને ન્હાસી જાય છે. આજ શું પ્રજાનો તમારા તરફનો પ્રેમ? આનું પ્રત્યક્ષ દૃષ્ટાંત તમને હમણાંજ જોવા મળે છે કે પહેલાં છાવણીમાં એક પણ જણસ વેચાવા આવતી નહોતી; પરંતુ હવે અનેક વસ્તુઓ વેચાવા આવવા લાગી છે. પ્રજામાં વિશ્વાસ આવવા લાગ્યો છે કે, સિપાહીઓ ચોર

નહિ પણ પ્રજાના સંરક્ષક છે. સૈનિકો! કહો, તમોને ચોર કહેવરાવવું ગમે છે કે સંરક્ષક?"

દુલીનના મ્હોડામાંથી આટલો સવાલ નીકળતાંજ લશ્કરમાંથી મેઘગર્જનાની માફક 'સંરક્ષક' એવો ધ્વનિ નિકળ્યો. દુલીન આગળ બોલવા લાગ્યો:-"શાબાસ, સૈનિકો શાબાસ! પ્રજામાંજ તમારા ભાઇઓ, પિતાઓ, કાકાઓ, મામાઓ વગેરે સમાયેલા છે. તેઓને લૂંટવા એ તો પોતાના હાથેજ પગપર કુહાડી મારી લેવા જેવું છે. તમે હમણાજેવી નીતિથી વર્તશો, તેવી રીતે તમારા આપ્ત-સ્નેહીઓ સુખી થશે અને તેનો બદલો તમને યુદ્ધ વખતે મળી રહેશે. પ્રજાનો તમારામાં વિશ્વાસ બેઠો એટલે યુદ્ધ વખતે કોઇપણ જાતના બદલાની આશા રાખ્યા વિના તમોને ઘણાજ આનંદથી અન્ન તથા ઉપયુક્ત સામગ્રી પૂરી પાડી મદદ કરશે! શું આ ફાયદો થોડો છે? પ્રજા સુખી હશે તોજ રાજા તમને વધારે પગાર આપી શકશે એ શું ખોટું છે? માટે વિચાર કરો. આવા મહત્વના ફાયદાઓ છોડી માત્ર ક્ષુલ્લક સ્વાર્થને ખાતર તમારા જેવા બહાદૂરો ચોરી-લૂંટફાટ કરવા તૈયાર થાય એ શું શરમની વાત નથી? એમાં કંઇ મ્હોટી બહાદૂરીનું કામ છે? પોતાનાજ દેશબંધુ-જ્ઞાતિબંધુઓને લૂંટવા એ કઇ જાતનો પુરૂષાર્થ? સૈનિકો! તમારા કલ્યાણ માટે મારાથી જે બને તે મેં કર્યું છે. તમોને જે કાંઇ કહેવાનું હતું તે કહ્યું છે. હવે હું વધારે કહી શકતો નથી. આજથી-અત્યારથી જો કોઇ કોઇની બદસલાહથી વર્તીને પ્રજાનું એક પાઇનું પણ નુકસાન-યા ચોરી કરશે, તો તેને પ્રાણદંડની શિક્ષા કરીશ એ ધ્યાનમાં રાખજો."

દુલીનના ભાષણની અસર આખા સૈન્ય ઉપર થઇ. ખરેખર, સત્ય તે સત્ય. સત્યનો હમેશાં જય થાય છે. દુલીનની ધીરગંભીર વાણીથી સત્યોપદેશ સાંભળ્યા પછી દરેકના હૃદયમાંથી ચોરીના નીચ વિચારો નષ્ટપ્રાય: થઇ ગયા અને તેને બદલે પ્રજાજનો માટે સંરક્ષક બુદ્ધિ ઉત્પન્ન થઇ. અર્થાત્ દરેકનાં હૃદય સ્વદેશ પ્રેમથી ઉછળીને ઉલ્હસિત દેખાવા લાગ્યાં. દુલીનનું ભાષણ ખલાસ થતાંજ 'દુલીન સાહેબકી જય, મહારાજા રણજીતસિંહકી જય, ગુરૂજીકી ફત્તેહ' એવો જયજયકાર થઇ રહ્યો. દુલીને માથાપરથી ટોપી ઉતારી આખા સૈન્યના જયજયકારને માન આપ્યું.

સૈન્યને ખાધાપીધાનું દુ:ખ ન થાય તે માટે દુલીને પહેલેથી ગોઠવણ કરી રાખી હતી. કોટકાંગ્રાના રસ્તાપર જે જે ગામો આવતાં

હવાં તે દરેક ગામના પટવારીઓને પત્ર લખી તેણે જણાવ્યું હતું કે, જે જે ગામના પાદરે છાવણી પડે ત્યાંના દરેક વેપારીઓએ પોતાની દુકાનો છાવણીની પાસે લાવીને રાખવી. વ્યાજબી કીંમત લઇને દરેક માલ વેચવો અને જે કોઇ પૈસા નહિ આપે તેની ખબર કરવી એટલે તેના માલના પૈસા તેને સરકાર તરફથી આપવામાં આવશે. દુલીને તે પત્રમાં છેવટે એમ પણ ફરમાવ્યું હતું કે, જો દુકાનદારો તેવી રીતે દુકાનો નહિ લાવશે તો આખરે નિરૂપાય બનીને લશ્કરને ગામ લૂંટવાનો હુકમ આપવો પડશે. આવી રીતે પહેલાં એક બે સ્થળે તો દુકાનદારો ડરતા ડરતા દુકાનો લાવ્યા; પરંતુ માલની યોગ્ય કીંમત તેઓના હાથમાં પડતાંજ તે વાત સર્વત્ર ફેલાઇ ગઇ અને જ્યાં જ્યાં છાવણી પડવા લાગી ત્યાં ત્યાં એક જાતનો મેળોજ ભરાવા લાગ્યો. આ વિલક્ષણ ફરકને લીધે દુલીનની કીર્તિ જ્યાં ત્યાં ફેલાઇ ગઇ અને મહારાજા રણજીતસિંહને પણ જે માન પ્રજા તરફથી મળતું નહોતું તે માન દુલીનને મળવા લાગ્યું. દુલીનનું આવી રીતે સન્માન થતું જોઇને તેના હિતચિંતકોને જેટલો સંતોષ થતો હતો તેટલોજ તેના શત્રુઓના મનમાં વૈરનો અગ્નિ પ્રજ્વલિત થતો હતો. દુલીનનો મુખ્ય શત્રુ નંદસિંહ હતો એ વાતની તો વાંચકોને પહેલેથીજ ખબર છે. દુલીનનો નાશ કરવા માટે તે ઘણી યુક્તિ પ્રયુક્તિથી સૈન્યમાં દાખલ થયો હતો અને તેટલા માટે તેવાજ વિચારના કેટલાક અંગત માણસો તેણે સાથે રાખ્યા હતા. તે માત્ર યોગ્ય સંધિની વાટ જોતોજ બેઠો હતો. મજલ દરમજલ કાપતાં કાપતાં કોટકાંગ્રા માત્ર ત્રણ ચાર દિવસના જેટલું દૂર રહ્યું ત્યારે તો તેના પેટમાં વૈરની જ્વાળાઓ વિશેષ ઉઠવા લાગી અને કયા ઉપાયથી પોતાનું કાર્ય સધાય તેનો વિચાર પોતાના અંગત માણસો સાથે કરવા લાગ્યો.

ઉન્હાળાના દિવસો હોવાથી દુલીને કુચ કરવાની પદ્ધતિ એવી રાખી હતી કે, પરોઢિયે ચાર વાગે છાવણી ઉઠાવી બપોરે બાર વાગતા સુધીમાં જ્યાં પહોંચાય ત્યાં પહોંચી પાછી છાવણી નાખવી અને આરામ લઇ પાછી બીજે દિવસે પરોઢિયે ચાર વાગે કુચ કરવી. બપોરે ત્રણ વાગતા સુધીમાં બધાએ જમી લઇ થોડો વખત વિશ્રાંતિ લેવી અને પછી કવાયત માટે તૈયાર થઇ ચાર વાગે મેદાનમાં હાજર થવું એવો દુલીનનો નિયમ હતો. સૈન્યની ન્હાની ન્હાની ઘણી ટુકડીઓ કરી હતી અને તે ટુકડીઓનો મુખ્ય અફસર તેમને છ વાગ્યા સુધી કવાયત

કરાવતો. ત્યાર પછી પાછા તેઓ રસોઇ બનાવવાના અને ખાવાપીવાના કામમાં લાગતા. કવાયતની શરૂઆત કર્યા પછી થોડો વખત સૈન્યનું નિરીક્ષણ કરી ડુલ્હીન હમેશાં શિકાર માટે જતો. ડુલ્હીનનો આ નિયમ જોઇને નંદસિંહે પણ તેજ દિશા તરફ પોતાની નજર દોડાવી. જે દિવસથી તેને સરકારી સેનાપતિની પદ્વિ મળી હતી, તે દિવસથી તેણે ડુલ્હીન તરફ કૃત્રિમ માયા અને ભક્તિ દર્શાવવાનો આરંભ કર્યો હતો. તેનો વિનય, સરળતા, આજ્ઞાંકિતપણું તથા કર્ત્તવ્યતત્પરતા જોઇ ડુલ્હીનને ઘણુંજ આશ્ચર્ય લાગતું હતું. ડુલ્હીનના મનમાં કેટલીક વખત શંકાઓ ઉઠતી કે, કદાચિત્ પોતાના પહેલાંના કૃત્યને લીધે તેને પશ્ચાતાપ થતો હશે અને તેથી તેની આવી વર્ત્તણુંક હશે; પરંતુ તેનો આ ભ્રમ ભૂકન નામનો સંરક્ષક વખતો વખત કહાડી નાંખવા પ્રયત્ન કરતો હતો; છતાં ઉદાર હૃદયી ડુલ્હીન નંદસિંહને સદાચરણીજ સમજતો હતો. ઘણી વખત નીચ કૃત્યો કરવાવાળા માણસો પણ વખત પડયે સન્માર્ગી થઇ જાય છે, તેજ પ્રમાણે નંદસિંહ પણ સુધરી ગયો હશે એમ ડુલ્હીન માનતો અને તેથી ભૂકનના કહેવા તરફ તે બરાબર ધ્યાન આપતો નહિ. વાસ્તવિક રીતે જોતાં ભૂકન હલકી જાતિનો હતો તોપણ તે નિમકહલાલ, ચતુર, તીક્ષ્ણ બુદ્ધિનો અને કર્ત્તવ્યપરાયણ હતો. ડુલ્હીનના સદ્ગુણો તથા સદાચરણ જોઇ તેના તરફ તેનો ઘણો પ્રેમ હતો. પોતાના માલિકનો વાળ પણ વાંકો થાય નહિ તે માટે રાત અને દહાડો તે હોશિઆરીથી દરેક રીતે ધ્યાન રાખતો હતો. કોઇપણ માણસનો ચહેરો, આંખો, અંગવિક્ષેપ તથા બોલવાપરથી તે માણસના ગુણ–અવગુણની પરીક્ષા કરવાની તીક્ષ્ણ બુદ્ધિ ઇશ્વરે તેને બક્ષેલી હતી. તેથી તે નંદસિંહ ઉપર બારીક નજર રાખતો તથા તેના ચેનચાળા ઉપરથી તેને દાંભિક ધારતો તથા ડુલ્હીનને તે વિષે ઇસારો કરતો હતો. ડુલ્હીનનો તેના કહેવાપર વિશ્વાસ નહોતો એમ નહોતું; પરંતુ તેવા નીચ માણસોની હિલચાલો ઉપર ધ્યાન નહિ આપવાનો તેનો સ્વભાવ હોવાથી ઉલટો તેજ ભૂકનને નંદસિંહ વિષે સંશય નહિ રાખવાનો ઉપદેશ આપતો હતો. વસ્તુતઃ જોકે ડુલ્હીનનું નંદસિંહ તરફ દુર્લક્ષ હતું, તોપણ ભૂકન, બન્નુ, ધન્નુ, અલિવર્દી વગેરે તેનાપર નિઃસ્સીમ પ્રેમ કરનારા નોકરોનું તેના તરફ બરાબર ધ્યાન હતું અને નંદસિંહ પોતાની કપટકળા વાપરવાનો છે એવી તેમની ખાત્રી હોવાને લીધે તેઓ વધારે હોશિઆરીથી રહેતા હતા.

દુલીન સ્હાંજે ફરવા જતી વખતે કિંવા શિકાર કરવા જતી વખતે એકલોજ જતો હતો. માત્ર પોતાની સાથે બે નળીની એક બંદુક તથા હૅકટર નામના એક જંગલી કૂતરાને સાથે રાખતો. બલૂન, હૅકટર અને બંદુક એ ત્રણ સોબતીઓજ બસ છે, એમ તે ધારતો હોવાથી પોતાની સાથે બીજા કોઇને પણ લઇ જતો નહિ. એક દિવસે હમેશ માફક શિકાર કરવા જવા માટે તે પોતાના તંબુમાંથી નીકળ્યો તે વખતે બન્નુ, અલિવર્દિ અને ભૂકન એમ ત્રણે જણા સામે આવીને ઉભા રહ્યા અને દુલીનને પ્રણામ કર્યો. ત્રણેના ચ્હેરા જોતાંજ આજે કાંઇક નવીનતા છે, એમ દુલીનને જણાયું. તેણે કહ્યું:-"તમોને કાંઇ ખાસ બાતમી આપવાની હોય એમ જણાય છે. હું હમણાં શિકારે જાઉં છું, માટે રાત્રે કહો તો નહિ ચાલે?"

અલિવર્દિએ કહ્યું:—"હુજૂર, અમારે આપને કાંઇક કહેવું છે; પરંતુ જે કાંઇ કહેવાનું છે તે હમણાંજ કહેવું જોઇએ. વખત લગાડવાની કોઇ જરૂર નથી."

બન્નુ બોલ્યો:—"હુજૂર, આપના સિવાય આ જગતમાં અમારૂં બીજું કોણ છે? આપજ અમારા માબાપ છો; તેથી હુજૂર માટે અમને જે અશુભ ખબર મળી છે, તે આપને જલદી કેમ નહિ વિદિત કરીએ?"

દુલીને ત્રણેના મ્હોડા તરફ શંકાશીલ નજરે જોઇ કહ્યું:—"જે કાંઇ કહેવાનું હોય તે જલ્દી કહી દો, નકામો વખત ગુમાવો નહિ."

બન્નુ અને ભૂકને અલિવર્દિને ઇશારત કરતાંજ અલિવર્દિએ કહ્યું:—"હુજૂર, છાવણીમાં કેટલાક બદમાશો છે, તેઓની તો આપને ખબર છે. તેથી હુજૂરે, દસ પંદર સંરક્ષકો સાથે રાખ્યા વિના જવું નહિ. એવી અમારી આપને વિનંતિ છે. વળી આપ જ્યાં જાઓ છો તે પ્રદેશ ઘણોજ ડુંગરાળ અને જંગલવાળો છે તેથી હુજૂરે ઘણીજ સાવચેતી રાખવાની જરૂર છે."

અલિવર્દિ પોતાનું બોલવું પૂરૂં કરે એટલામાં તો બન્નુ બોલી ઉઠયો:-"હુજૂર, છાવણીમાં એવા પણ નરાધમો છે કે જેઓ આપની નજરમાં શાંત, સદ્ગુણી અને સજ્જન દેખાવાનો પ્રયત્ન કરે છે; પરંતુ વાસ્તવિક રીતે જોતાં તેવા સાધુના વેશમાં દેખાતા શયતાનોએજ હુજૂરની પછવાડે અનેક પ્રપંચો રચી મૂકયા છે. માત્ર તેઓ હવે પોતાના

મૌકાનીજ વાટ જૂએ છે, એવાં ચિહ્નો આસ્તે આસ્તે જણાવા લાગ્યાં છે."

દુલીન સહજ હસીને બોલ્યોઃ—"તમે નકામી ચિંતા કરો છો. બંદુક, ઘોડો અને કૂતરો એ ત્રણ શું મારૂં રક્ષણ કરવાને અસમર્થ છે એમ તમે માનો છો? વારૂ, છાવણીમાં જેમ કેટલાક નીચ માણસો છે, તેમ કેટલાક ભલા પણ છે. એટલુંજ નહિ, પરંતુ તેવા બદમાશો કરતાં સારા માણસોની સંખ્યા વધારે છે. તેથી દંગોફિસાદ થવાની કોઇ ધાસ્તી નથી. તે વખતે તેઓ શું હાથ જોડીને બેસી રહેશે? નહિ. મારી તો ખાત્રી છે કે, હજારો માણસો મારોજ પક્ષ સ્વીકારી યુદ્ધમાં પ્રવૃત્ત થશે."

અલિવર્દિ આનંદમાં આવી જઇને બોલ્યોઃ—"હુજૂર, શત્રુ સામો આવીને ઘા કરશે તો તેનોજ પરાજય થશે. સૈન્યના માણસોની પણ દિવસે દિવસે લાગણી ફરતી જાય છે અને તેઓ હુજૂરનેજ પોતાના માબાપ જેવા માને છે તે વિષે ચિંતા કરવાની જરૂર નથી; પરંતુ સાહેબ, શત્રુ પણ આ બધી હકીકત જાણે છે તેથી શું તે આપની સામે આવીને લડશે? નહિ. તે તો પોતાનો ઉદ્દેશ ગુપ્ત રીતેજ સિદ્ધ કરવાના ઉપાયો યોજશે. એ વિષે હુજૂરને ઉપદેશ આપવાની કોઇ જરૂર નથી. આપ શિકારેથી પાછા ફરો છો ત્યારે સ્હાંજ પડી જાય છે અને સર્વત્ર અંધારૂં ફેલાઇ રહે છે તેથી શત્રુને પોતાનું કામ સિદ્ધ કરવાનું ફાવી શકે એમ છે, માટેજ અમે હાથ જોડીને કહીએ છીએ કે આપ આજે શિકારે ન જાઓ તો ઠીક."

દુલીન વિચારમાં પડી ગયો. તેઓના વિચારોને તે માન્ય કરી શક્યો નહિ તેમ કોઇપણ જાતના ચોક્કસ નિર્ણય ઉપર આવી શક્યો નહિ. નંદસિંહ કદાચિત વિશુદ્ધ મને તેની સાથે વર્તતો હોય એમ તેના મનમાં આવ્યું અને તેથી તેના માટે શંકા લાવવી તે તેને મહાપાપ જેવું લાગવા માંડયું. દુલીનના મનની આવી અસ્થીર સ્થિતિ જોઈ ભૂકને કહ્યુંઃ—"હુજૂર, હું બોલું છું તે માટે ક્ષમા કરશો. મારી સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ છે કે, નંદસિંહનું અંતઃકરણ સ્વચ્છ નથી; પરંતુ ઉલટો દ્વેષભાવ તેમાં દિવસાનુદિવસ વધતોજ જાય છે. આપની અને નંદસિંહની જ્યારે જ્યારે મુલાકાત થતી, ત્યારે ત્યારે આ વાત મારા ધ્યાનમાં બરાબર આવી છે. આપની સાથે તે ઘણુંજ વિનયથી—નમ્રતાથી બોલે છે; પરંતુ આપની દૃષ્ટિ બીજી બાજુએ

વળતાંજ ઘણી વખત મેં તેને દાંત કચકચાવતો તથા મૂઠી વાળતો જોયો છે. આ વાત હું આપને ઇશ્વરના સોગંદ ખાઇને કહું છું માટે તે વિષે બિલકુલ શંકા લાવશો નહિ.”

એટલામાં અલિવર્દી બોલવા લાગ્યો:—“ હુજૂર, આપની તહેનાતમાં નંદસિંહના ત્રણ ચાર માણસો છે, તેઓ કોણ છે તેની આપને ખબર છે? તેઓ ખૂની, દગાબાજ અને ભામટાઓ છે. મારા કેટલાએક નોકરોએ તેઓની બરાબર બાતમી કહાડી છે અને તે ઉપરથી સમજાય છે કે, નંદસિંહે પૈસાની લાલચ આપી પોતાનું કામ સાધવા માટેજ તેઓને રાખ્યા છે. સાહેબ, નંદસિંહની પલટણ તો બદમાશોનોજ સંઘ છે એમ કહી શકાય. તેઓએ માત્ર પ્રજારક્ષક સિપાહીઓનો પોશાક પહેર્યો છે બાકી પહેલે નંબરના શયતાનો છે!”

બન્નુએ કહ્યું:—“ હુજૂર, ગમે તેમ હોય–આજે આપ શિકારે નહિ જાઓ એવી અમારી વિનંતિ છે, અને કદાચિત્ જવાનોજ વિચાર હોય તો સાથે પાંચ દસ માણસને લીધા સિવાય જશો નહિ. બે દિવસ થયાં નંદસિંહ કાંઇ ખટપટ કરી રહ્યો છે એમ અમને બાતમી મળી છે.”

બન્નુની વાત સાંભળી દુલીન જરા દચકાયો. આગલે દિવસે પોતે શિકારે ગયો હતો તે વખતે એક માણસ છૂપાતો છૂપાતો જંગલમાં ચાલ્યો ગયો હતો તે વાતની તેને યાદ થઇ અને તેથી તે ત્રણે જણના કહેવાપર તેને વિશ્વાસ આવ્યો. કેટલીક વખત તેને એમ જણાતું કે આ લોકો પોતાના તરફ બેહદ પ્યાર ધરાવે છે તેથી આટલી બધી કાળજી રાખે છે; પરંતુ જંગલમાંથી ન્હાસી ગયેલા માણસની વાત તેને યાદ આવતાંજ તેમાં કાંઇપણ રહસ્ય હોવું જોઇએ એમ તેને જણાયું અને તેથી તે વિષે વિચાર કરવા લાગ્યો. જેણે એક વખત મારાને મોકલી મરાવી નાખવાનો પ્રયત્ન કર્યો હતો તે બીજી વખતે પણ તેવો પ્રયત્ન કેમ નહિ કરે? તેવી શંકા તેના મનમાં ઉત્પન્ન થઇ અને તેથી પોતાની સાથે આઠ દસ માણસ લઇને જવાનો તેણે નિશ્ચય કર્યો. તે પ્રમાણે તે દિવસે બન્નુ, અલિવર્દી અને બીજા પાંચ દસ ઘોડેસ્વાર સાથે લઇ દુલીન શીકારે નીકળી ગયો. આગલા દિવસ કરતાં પણ ચાર પાંચ માઇલ તે આગળ નીકળી ગયો હોવાથી આખો પ્રદેશ ડુંગરાળ અને ઘીચ ઝાડીથી ભરેલો નજરે પડતો હતો. દુલીનને આવા પ્રદેશમાં ફરવાનો શૌક હોવાથી અને વળી સાથે બન્નુ તથા અલિવર્દી હોવાથી હંમેશ કરતાં પણ તે ઘણો લાંબે નીકળી ગયો. શિકાર પણ ઘણો મળ્યો;

પરંતુ પાછા ફરતી વખતે સંધ્યાકાળનો વખત થઇ જવાથી જ્યાં ત્યાં અંધારૂં પ્રસરવા લાગ્યું તથા ઝાંખું ઝાંખું દેખાવા માંડયું. દુલીન સૌની આગળ ચાલતો હતો. તેની પછવાડે બન્નુ તથા અલિવર્દી ચાલતા હતા. એટલામાં ઝાડની ઓથમાંથી એક માણસ ઘણીજ ચપળતાથી નીકળી આવ્યો અને દુલીનને સલામ કરી સામે ઉભો રહ્યો. અંધારૂં થયું હતું તોપણ તે માણસનો આકાર જોતાંજ દુલીન બોલ્યો:- "અરે! પહેલાં તને કયાંઇ જોયો હોય એમ જણાય છે. તારી મુલાકાત કયાં થઇ હતી?"

બન્નુ આગળ આવીને બોલ્યો:—"હુજૂર, આપે આને ઓળખ્યો નહિ હોય એમ જણાય છે. આ તો આપ લાહોર હતા ત્યારે જંગલમાં આપનાપર હુમલો કરનાર જહરસિંહ છે!"

જહરસિંહ પાછો વાંકો વળી સલામ કરીને બોલ્યો:—"હા મહેરબાન, તેજ હું જહરસિંહ છું. જેણે મને પ્રાણદાન આપ્યું તેની કાંઇક સેવા કરવી એવા ઉદ્દેશથી આ ગુલામ નંદસિંહની પલટણમાં રહ્યો છે. હજૂર, આપ હોશિઆરીમાં રહેજો. એક પગલું પણ ધ્યાનપૂર્વક તપાસીને ભરજો. રસ્તામાં આપનાપર સંકટ આવી પડવાનો સંભવ છે, માટે ખાસ કરીને સૂચના આપવા માટેજ હું એકાએક ગુપચુપ નીકળી આવ્યો છું. હવે હું જાઉં છું. કારણ કે, અહિં જો હું વધારે વખત રોકાઇશ તો હુજૂરને પાછો વધારે ઉપયોગી થઇ શકીશ નહિ." એટલું કહી તે આવ્યો હતો તેવીજ ચપળતાથી જંગલમાં ચાલ્યો ગયો. તેની પાસેથી બીજી બાતમીઓ મેળવવાના ઉદ્દેશથી દુલીને તેને ઘણી હાંક મારી; પરંતુ તેટલા વખતમાં તો તે કયાંનો કયાં નીકળી ગયો. દુલીન અત્યારે સૌની આગળ ચાલતો હતો. આટલી સૂચના મળવા છતાં તેને આગળ ચાલવા દેવો એ બન્નુને ઇષ્ટ જણાયું નહિ. તે આગળ આવીને બોલ્યો:—"હુજૂર, આપ બધાની વચ્ચે ચાલો એવી મારી વિનંતિ છે. આ કાંઇ લડાઇ નથી કે શત્રુ સામો આવીને પોતાનું પરાક્રમ બતાવશે. આ તો નામર્દ બદમાશોની ઠગબાજી છે તેથી હુજૂરે બધાની વચ્ચેજ ચાલવું વધારે શ્રેયસ્કર છે."

હા, ના, કરતાં આખરે દુલીને બધાની વચ્ચે ચાલવાનું કબૂલ કર્યું. દુલીનની સાથે આ વખતે બન્નુ, અલિવર્દી અને બીજા વીસ સ્વારો હતા. અલિવર્દી બધાની આગળ ચાલતો હતો અને બન્નુ બધાની પછવાડે ચાલતો હતો. બાકીના સ્વારો દુલીનની આગળ પાછળ તથા ડાબી જમણી

બાજુએ ચાલવા હતા. રસ્તો અપરીચિત અને સાંકડો હતો. રસ્તાની બન્ને બાજુએ ઘીચોઘીચ ઝાડી આવેલી હતી. જમણી બાજુએ પર્વતોનાં ઉંચાં શિખરો દેખાતાં હતાં તથા ડાબી બાજુએ ખાઇઓ નજરે પડતી હતી. આસ્તે આસ્તે અંધારૂં પણ પ્રસરવા લાગ્યું હતું. આવી સ્થિતિમાં ઘોડાઓને દોડાવીને ચાલવું અશક્ય હોવાથી દુલીન બધાઓની સાથે આસ્તે આસ્તે ચાલતો હતો. ભાવી સંકટની સૂચના પહેલેથીજ મળવાને લીધે બધાનાં ચિત્તો સાધારણ ચિંતાગ્રસ્ત થયાં હતાં; પરંતુ દુલીન વગર ધાસ્તીએ આનંદી ચ્હેરે પોતાનો રસ્તો કાપતો હતો. જ્યાં સૂધી આપણે સન્માર્ગે ચાલીએ છીએ ત્યાં સૂધી આપણો કોઇ વાળ પણ વાંકો કરી શકે એમ નથી, એવી તેની ખાત્રી હોવાથી બધાના કરતાં તે વિશેષ નિશ્ચિંત હતો. આગળ ચાલતાં ચાલતાં રસ્તાની વચ્ચે પાણીના બે નાળાં આવ્યાં. જો કે તેમાં પાણી વધારે નહોતું તોપણ ડુંગરોના ઉંચાણના ભાગમાંથી તે વહેતું આવતું હોવાથી તેમાં જોર ઘણું હતું. પહેલું નાળું તો તેમણે જલદી પસાર કર્યું અને તેને પેલે પાર જવા પછી આપત્તિનું એક સ્થળ તો વટાવ્યું એમ માની દરેકના ચ્હેરા આનંદથી પ્રફુલ્લિત થયા અને જલદી જલદી માર્ગ કાપવા લાગ્યા. કદાચિત્ કાંઇપણ સંકટ આવશે તો તે નાળામાંજ આવશે, એવી દરેકની ખાત્રી હતી. કારણ કે નાળાની બન્ને બાજુઓ ઉંચી હોવાને લીધે દગોફટકો કરવાને તે જગ્યા ઘણી અનુકૂળ થઇ પડે તેવી હતી. પહેલું નાળું વટાવ્યા પછી દુલીનના મનમાં આવ્યું કે, નંદસિંહે દગલબાજી કરવાનો પ્રયત્ન કર્યો હોવો જોઇએ, એ વાત ખરી; તોપણ તે દિવસ આજનોજ હોવો જોઇએ એમ જણાતું નથી. આવી રીતે દુલીનના અંતઃકરણમાં વિચારમાળા ચાલી રહી છે એટલામાં બીજું નાળું આવ્યું. આ નાળું પહેલાના કરતાં વધારે પહોળું અને તેમાં પાણી પણ વિશેષ હતું. વળી સામેની બન્ને બાજુએ ઉંચી ભેખડો આવેલી હોવાથી ઘોડાઓને આસ્તે આસ્તે ચડાવવા પડતા હતા. આ નાળાની નજીક આવતાંજ દરેકે પોતાની દૃષ્ટિ આસપાસ ફેંકી; પરંતુ ડર જેવું કોઇને જણાયું નહિ તોપણ અંધારૂં, જંગલ અને નાળું એવા ત્રિવેણી સંગમનો લાભ શત્રુ નકામો જવા નહિ દે, એવી કલ્પના દરેકના મનમાં ઉઠવાથી દરેક જણ ઘણીજ સાવધાનતાથી નાળું ઉતરવા લાગ્યા. આ વખતે દુલીનના મગજમાં એક જૂદીજ કલ્પના ઉદ્‌ભવી અને તેને ખરી લાગી. શત્રુ બુદ્ધિશાળી હોય તો તે પોતાની મતલબ અહિંજ સાધશે

એમ તેને જણાયું. કારણ કે અંધારાની અંદર ઘોડાની ખરીઓના અવાજ ઉપર બંદુક ફોડવાથી લાભ નહિ થાય; પરંતુ નાળું ઉતરતી વખતે પાણીની અંદર ખળખળાટનો અવાજ થાય તે ઉપરજ જો બંદુક ફોડવામાં આવે તો શત્રુનું ઘણુંખરૂં કામ પર પાડે એમ તેના મનમાં આવ્યું. વળી શત્રુએ અજવાળું હશે ત્યારેજ અહીં આવી કઇ જગ્યાએથી મારો કરવાનું સુલભ થઇ પડશે તેનું બરાબર નીરિક્ષણ કર્યા પછીજ તે જગ્યાએ તે સંતાઇ બેઠા હોવા જોઇએ એમ તેણે ધાર્યું. આ કલ્પના તેના મગજમાં આવતાંજ તેણે બધાને ઉભા રહેવાનો આસ્તેથી હુકમ કર્યો અને અલિવર્દીને કહ્યું:—"અલિવર્દી, આ રસ્તો બદલી નીચેની બાજુથી નાળું ઉતરી શકાય એમ છે કે નહિ, તેની તપાસ કર."

દુલીનનો હુકમ મળતાંજ અલિવર્દીએ થોડે દૂર એક રસ્તો શોધી કહાડ્યો અને ઘણીજ સાવધગીરીથી દુલીનની આસપાસ માણસો રાખી બધાની સાથે નાળું ઉતરવા લાગ્યો. બધાના ઘોડા હોશિઆર હોવાને લીધે જમીનપર તેઓની ખરીઓનો અવાજ આવ્યો નહિ; પરંતુ બધા ઘોડા પાણીમાં દાખલ થયા કે તરત પાણીની અંદર ખળભળ કરતો એક વિચિત્ર અવાજ નીકળવા લાગ્યો. જંગલની અંદર જ્યાં ત્યાં શાંતતા હોવાને લીધે આ અવાજ ઘણે લાંબે સૂધી સંભળાયો અને તરતજ એક ઉંચી ટેકરીપરથી "ધુડુમ ધુડુમ" એવી પાંચ પચીસ બંદુકો ફૂટવાનો અવાજ આવ્યો. તેજ પળે સંકટની કલ્પનાનો નાશ થઇ તેની જગ્યાએ સંકટની પ્રત્યક્ષ મૂર્તિ તેમની નજર સામે આવીને ઉભી રહી અને દરેક જણ દુલીનના હુકમની વાટ જોવા લાગ્યો. દુલીને જાણ્યું કે આસપાસ શત્રુઓ ક્યાંઇ પણ છુપાયા છે એ વાત તો નિ:સંશય છે, તેથી તેણે તેઓ બીજી વાર બંદુકો ફોડે નહિ તેટલામાંજ નાળું પાર કરી બીજી બાજુ નીકળી જવું જોઇએ એવો વિચાર કરી તેણે જલદીથી કુચ કરવાનો હુકમ કર્યો અને તે મુજબ બધા સ્વારો નાળું પાર કરી બીજી બાજુ આવી પહોંચ્યા. અહિંથી છાવણી માત્ર અડધા ગાઉ જેટલી દૂર હતી. ત્યાંના દીવાઓ પણ દેખાતા હતા. નાળાની બીજી બાજુએ પહોંચતાંજ દુલીને બધાને ઉભા રાખ્યા અને કોઇને ઇજા થઇ છે કે કોઇ પછવાડે રહી ગયેલ છે, તેની તપાસ કીધી. કોઇને ઇજા થઇ નહોતી; પરંતુ રમજાન અને રહીમ નામના બે સ્વારો જોવામાં આવ્યા નહિ. તરતજ

દુલીન પાછો ફર્યો અને તે બન્નેની શોધ કરવા લાગ્યો. અલિવર્દી અને બન્નુએ અમો સ્વારોની શોધ કરીએ છીએ અને હુજૂરે છાવણીમાં જવુંજ વધારે સારૂં છે, એમ ઘણી વખત કહ્યું; તોપણ પોતાને બચાવવા માટે બીજાને આગળ કરવાનો દુલીનનો સ્વભાવ નહિ હોવાથી તેણે તેમનું કહેવું સાંભળ્યું નહિ અને સ્વારોની શોધ કરવા લાગ્યો. એટલામાં સામેની ભેખડ ઉપરથી ચડીને આવતા એક ઘોડાને જોઇ દુલીનના માણસોએ તે ઘોડાને પકડયો. ઘોડેસ્વાર ઘોડા ઉપર બેઠેલો નહોતો પરંતુ તેના બે પગ પેગડામાં ગુંચવાઇ ગયેલા હતા અને તે ઉંધા મસ્તકે ઘોડાની પીઠપર ટીંગાઇ આવતો હતો. દુલીનના માણસોએ પેગડામાં ગુંચવાએલા તેના પગ છૂટા કરી જ્યારે તેને ઘોડાપરથી ઉતાર્યો ત્યારે દરેકે જાણ્યું કે તે રહીમ છે અને મૃતાવસ્થામાં છે. તરતજ અલિવર્દીએ 'રમજાન-રમજાન' એમ બે ત્રણ વખત બૂમ મારી ત્યારે નજીકમાંથીજ ઘણા ધીમા સ્વરે રમજાને હોંકારો દીધો. તે વખતે જ્યાં ત્યાં શાંતતા પ્રસરી રહેલી હોવાથી રમજાનનો ધીમો અવાજ પણ બધાના સાંભળવામાં આવ્યો. અગર જો તે વખતે જરા પણ ત્યાં ગડબડ થતી હોત તો રમજાનનો અવાજ સાંભળવામાં આવત નહિ અને તેથી તે બિચારાની સ્થિતિ ત્યાં ઘણીજ વિલક્ષણ થઇ પડત. કેટલાક સ્વારો એકદમ રમજાનની નજીક જઇ પહોંચ્યા અને જોયું તો રમજાનના ઘોડાને ગોળી વાગતાંજ તે જમીનપર પડયો તે વખતે રમજાન પણ તેની નીચે આવી ગયો હતો. થોડો વખત વધારે ગયો હોત તો ઘોડાની નીચે દબાઇનેજ તે મૃત્યવશ થયો હોત; પરંતુ તેના નસીબના જોરે કેટલાક સ્વારો તેની નજદીક જઇ પહોંચ્યા અને તેને ઘોડાની નીચેથી ખેંચી કહાડી બીજા ઘોડાપર બેસાડયો. તેનામાં બેસવાની શક્તિ નહોતી તેથી એક સ્વારે તેને પોતાના ઘોડાપર પોતાની આગળ બેસાર્યો અને બાજુમાં ચાલતા બે ઘોડેસ્વારો તેના હાથને ટેકો આપી ઘોડાઓ ચલાવવા લાગ્યા. પછી દુલીને રહીમના મડદાને થોડુંક નજીક લાવી તેની પાસે બે ચાર સ્વારોને ઉભા રાખ્યા અને 'તમારી મદદમાં હમણા બીજા સ્વારો મોકલી આપું છું' એમ કહી આશ્વાસન આપી બાકીના સ્વારોને સાથે લઇ તે છાવણી તરફ જવા લાગ્યો. એક બે વાંકાચુંકા રસ્તા પસાર કરી તે મોટા રસ્તાપર ચ્હડયો એટલામાં છાવણીમાંથી મશાલો સળગાવી કેટલાક માણસો તેની તરફ આવતા દેખાયા. તરતજ બધાના મનમાં શંકા આવી કે, કદાચિત્ નંદસિંહે છાવણીમાં પણ ફીતુર નહિ ફેલાવ્યું

હોય? અલિવર્દીએ આ વખતે દુલીનના હુકમની વાટ નહિ જોતાં ઘોડાને એડી મારી અને ત્રણ પળની અંદર મશાલો લઇને આવતા માણસો નજીક જઇ પહોંચ્યો. તેઓની દૃષ્ટિએ પડયા વિના તેણે તેમનું નીરિક્ષણ કરી લીધું અને તરતજ દુલીન પાસે આવી પહોંચ્યો. દુલીને પૂછતાંજ અલિવર્દીએ હસતાં હસતાં કહ્યું:—"હુજૂર, તેઓ તો આપનાજ અંગરક્ષકોની ટોળી માંહેલા છે અને તેઓ આપને સુખરૂપ સ્થિતિમાં જોવા માટે ખાસ કરીને આવે છે. આપનાપરના સંકટની ખબર તેઓને પડી ગઇ હોવી જોઇએ એમ જણાય છે."

આ પ્રમાણે બોલતા બોલતા તેઓ થોડાક આગળ જાય છે એટલામાં બસો ત્રણસો માણસો મશાલ સાથે દુલીનની આસપાસ ફરી વળ્યા અને શ્રદ્ધા, ભક્તિ તથા પ્રેમથી 'જય, દુલીન સાહેબકી જય' એવો એક સરખો જયઘોષ કરવા લાગ્યા. દરેકનાં અંતઃકરણો ભરાઇ આવ્યાં હતાં તથા તેઓના ચ્હેરા આનંદથી પ્રફુલ્લિત દેખાતા હતા. અચાનક રીતે પોતાની આસપાસ આટલા બધા માણસોને ફરી વળેલા જોઇ થોડા વખત સુધી તો દુલીનને શું કરવું તેજ સૂઝ્યું નહિ; પરંતુ પછી તરતજ તેણે પોતાના માથાપરની ટોપી ઉતારી કૃતજ્ઞતા વ્યકત કીધી અને છાવણી તરફ ચાલવા માંડ્યું. બધા માણસો પણ દુલીનનો જયજયકાર કરતા કરતા છાવણી તરફ ચાલવા લાગ્યા. દુલીન છાવણીમાં જઇ પહોંચ્યો કે તરતજ અલિવર્દી, બન્નુ વગેરેની આસપાસ સેંકડો માણસો એકઠા થવા લાગ્યા અને શું થયું તેની પૂછપરછ કરવા લાગ્યા. થોડા વખતે બધું શાંત થવા પછી તેઓના આવવા પહેલાં લશ્કરની અંદર કેમ ખબર પડી તે વિષે અલિવર્દી અને બન્નુએ ભૂકનને પૂછ્યું. ભૂકને કહ્યું:—"આપને ખબર તો છે કે, સાહેબે મને છાવણીપર નજર રાખી સાવધ રહેવા વિષે ફરમાવ્યું હતું. તે મુજબ છાવણીની અંદર હું અહિં તહિં ફરતો હતો તોપણ મારી આંખો અને કાન તો હુજૂરના રસ્તા તરફજ ખેંચાઇ રહ્યાં હતાં. હુજૂર સુખરૂપ કયારે પાછા આવે એજ ચિંતામાં હું પડયો હતો એટલામાં સ્હાંજ પડવા લાગી અને અંધારૂં થવાથી જ્યાં ત્યાં દીવાઓ પ્રકટવા લાગ્યા તેમ તેમ મારા મનમાં અનેક કુવિચારો આવવા લાગ્યા. એટલામાં કેટલાક અસ્પષ્ટ બંદુકના અવાજો મારા સાંભળવામાં આવ્યા, તેમ મારી ચિંતા વધારે ને વધારે વધવા લાગી અને મારા મનની ખાત્રીજ થઇ કે કાંઇપણ દગોફટકો થયો હોવો જોઇએ તેથી તરતજ બસો ત્રણસો માણસોને

મશાલો સળગાવીને આપની તપાસ માટે મોકલાવી દીધા. મારા મનમાં હતું કે, હું પણ તેમની સાથે આવું; પરંતુ છાવણી છોડીને જવું એ પણ એક પ્રકારના જોખમ જેવું કામ હતું તેથી હું આવ્યો નહિ! અસ્તુ. ઇશ્વરની મ્હોટી મહેરબાની કે આ આપત્તિ એમને એમ ટળી ગઇ!"

ભૂકનનું બોલવું સાંભળી અલિવર્દી અને બન્નુનાં હૃદયો આનંદથી ભરાઇ આવ્યાં અને ભૂકનને બાઝી પડી હૃદય સાથે દબાવી દુલીન પાસે લઇ ગયા. દુલીનને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેની આંખોમાંથી પણ આનંદાશ્રુ ટપકી પડયાં અને ભૂકનની પીઠ થાબડી પોતાની આંગળીએથી વીંટી કહાડી ભૂકનને પહેરાવી તેને સાબાશી આપી.



## પ્રકરણ ૧૭ મું.

### શોધ.

આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા તે નીચ કૃત્ય નંદસિંહનુંજ હોવું જોઇએ એમ દુલીનની ખાતરી હતી, તોપણ તેણે તે કૃત્ય એટલી તો હોશીઆરીથી અને ગુપ્ત રીતે કર્યું હતું કે તેને લીધે પૂરેપૂરા સાક્ષી પુરાવા સિવાય તે વિષેની તપાસ કરવી દુલીને યોગ્ય જણાઇ નહિ. તેથી તેણે છાવણીમાં આવતાંજ તે બાબતની તપાસ શરૂ કરી. તેણે બન્નુ, ધન્નુ, અલિવર્દી અને ભૂકન વગેરેની સલાહ લઇ આખાં સૈન્યની હાજરી લેવાનો ઠરાવ કર્યો અને નંદસિંહ તથા બીજા સેનાપતિઓને તે હુકમ બન્નુ, ધન્નુ અને ભૂકનની મારફત કહેવરાવ્યો. અલિવર્દી દુલીનની પાસેજ હતો. તેણે કહ્યું:—"હજૂર, આપ બધાની હાજરી તો લેશો; પરંતુ તે સિવાય બીજા ઉપાયો લેવાની પણ જરૂર છે. મારી પાસે બે જાસૂસ છે. તેઓ આવી જાતના ગુનેહગારોને શોધી કહાડવામાં ઘણાજ હોશિઆર છે. માત્ર પગની નીશાનીઓ ઉપરથીજ તેઓ જ્યાં ગયા હોય ત્યાંથી પકડી પાડે છે. મુલતાનની બાજુમાં આવા લોકો ઘણા હોય છે.* તેઓમાં ખૈરાતઅલ્લી અને વહાબઅલ્લી એ બન્ને ઘણાજ ચાલાક અને પ્રસિદ્ધ હોવાને લીધે મેં તે બન્નેને મારી સાથે રાખ્યા છે."

"હા, મેં પણ મુલતાનના જાસૂસો વિષે ઘણી વાતો સાંભળી છે," દુલીને હર્ષથી તેમજ થોડી ગંભીરતાથી જવાબ આપ્યો. "હું ધારૂં છું

કે મને આ બાબતની ખબર ચાંદખાં તરફથીજ મળેલી છે. માટે તમે હમણાં ને હમણાં તે બન્નેને તમારી સાથે લઈ પેલા નાળાં પાસે જઇને તપાસ કરો. તમારી સાથે બીજા સ્વાર પણ આપું છું; માત્ર એટલી ખબરદારી રાખજો કે આ વાતની કોઇને ખબર પડે નહિ. કારણ કે નંદસિંહ પણ પોતાનો બચાવ કેવી રીતે કરવો તેની ખટપટમાંજ હશે. તેથી આપણે તપાસ કરીએ છીએ એવી ગંધ માત્ર પણ તેને આવવી જોઇએ નહિ. તમારી સાથે થોડાક મશાલચી, ખાધાખોરાક અને થોડાક પૈસા પણ લઈ જાઓ. મારી ખાત્રી છે કે આ બાબતમાં બે ચાર દિવસમાં ફત્તેહમંદ થશો નહિ, પરંતુ લગભગ આઠ-દસ દિવસ લાગશે. કદાચિત્ જલદી પણ થઇ જાય, તથાપિ બધી તૈયારી સાથે રાખવી તે સારૂં. તમારા જાસુસોને બરાબર સૂચના કરજો કે કોઇપણ રીતે ગુન્હેગારોને તમારે શોધી આપવાજ પડશે અને આ કામમાં તેઓ ફત્તેહમંદ થશે તો તેમને ઇનામ પણ સારૂં આપવામાં આવશે. માટે જેમ બને તેમ જલ્દી તૈયારી કરી ગુપચુપ અહિંથી ચાલ્યા જાઓ. ”

એક વખત ગુનેહગારોના શોધનો ઉત્સાહ, તો એક વખત દુલીનને છોડી જવાનો ખેદ દર્શાવતો અલિવર્દી દુલીનને સલામ કરી તંબુની બહાર નીકળ્યો અને પોતાને કામે લાગ્યો. આ તરફ દુલીન પણ તંબુની બહાર આવીને જુએ છે તો આખું સૈન્ય વ્યવસ્થાથી ઉભું હતું અને બધાના ચ્હેરાઓ દેખાય એટલા માટે પુષ્કળ મશાલો પણ સળગાવેલી તેના જોવામાં આવી. દુલીનનો ઘોડો તૈયારજ હતો. તરતજ તે ઘોડાપર સ્વાર થયો અને સૈનીકો તરફ ઝીણી નજરે જોતો જોતો આગળ ચાલ્યો. તેના મનમાં ખાસ નંદસિંહની પલટણની હાજરી લેવાનું હોવાથી બાકીની પલટણોના સુબેદારોને સાધારણ બે ચાર પ્રશ્નો પૂછીને તરતજ તે નંદસિંહની પલટણ પાસે આવ્યો અને તેની હાજરી લેવાનો હુકમ કર્યો. નંદસિંહે પણ જાણે કે કાંઇજ બન્યું ન હોય તેમ 'હા હજૂર' એમ કહી બધાની હાજરી લેવા માંડી. આખરે જણાઇ આવ્યું કે નંદસિંહનો જમણો હાથ-મહમદશાહ ગેરહાજર હતો.

" આટલી રાતે મહમદશાહ ક્યાં ગયો છે? " એમ પૂછયું અને તેના જવાબમાં તેના સાથીદારોમાંથી એક બોલ્યોઃ—" અમે ત્રણ જણા ઘોડાને માટે ઘાસ લેવા સારૂ જંગલમાં ગયા હતા ત્યારે તેનો ઘોડો લંગડાવા લાગ્યો અને તેથી તે પછવાડે રહી ગયો છે. ઘણું કરી તે કલાક અર્ધો કલાકમાંજ છાવણીની અંદર આવી પહોંચશે. "

મહમદશાહની ગેરહાજરીનો શંકાશીલ જવાબ સાંભળતાંજ દુલીન તેના ત્રણે સાથીદારોને ત્રણ બાજુએ લઇ ગયો અને તેઓને ઘોડો લંગડાવાનું કારણ પૂછયું. અર્થાત્ જવાબમાં ત્રણેએ જૂદાં જૂદાં કારણો જણાવ્યાં. તેઓના જવાબ સાંભળી દુલીન વધારે ને વધારે શંકાશીલ થવા લાગ્યો; તોપણ તે વખતે વધારે ચોકસી નહિ કરતાં બધા સૈન્યને પોતપોતાની જગ્યાએ જવાનો હુકમ કર્યો અને તે પણ પોતાના તંબુમાં જઇને વિશ્રાંતિ લેવા લાગ્યો. ઘોડો લંગડો થવાનાં ત્રણે જણાએ જૂદાં જૂદાં કારણો દર્શાવ્યાં એ વાતની નંદસિંહને ખબર પડતાંજ તે દુલીનની પાસે આવી પહોંચ્યો અને તે ત્રણે જણા "ગભરાઇ જવાને લીધે ગમે તેમ બોલ્યા છીએ" એમ કહે છે, એવી રીતે દુલીનને સમજાવવા લાગ્યો. દુલીને પણ જાણે કાંઇજ બન્યું નહોય તેમ શાંત રહી તે વાતને ઉડાવી દઇ સાધારણ વાતચીત કરી નંદસિંહને રવાના કર્યો. દુલીનના એકંદર ભાષણ ઉપરથી નંદસિંહે માન્યું કે દુલીનને તેના માટે બિલકુલ શક આવ્યો નથી; પરંતુ દુલીનના મનની તે વખતે ખરી સ્થિતિ કેવી હતી, તેની તો માત્ર દુલીનનેજ ખબર હતી! નંદસિંહ દુલીનના તંબુમાંથી મલકાતો મલકાતો બહાર પડે છે એટલામાં તો મોહરસિંહ નામના એક સ્વારને લઇને બન્નુ તંબુમાં દાખલ થયો. તેઓને જોઇ નંદસિંહ પણ તંબુમાં પાછો આવ્યો.

બન્નુએ કહ્યું:—"હુજૂર, આ મોહરસિંહ નામનો સ્વાર છે. તેનો ઘોડો તેની જગ્યાએ નથી. કયાં છે, એમ પૂછતાં જવાબ આપતો નથી."

દુલીને પણ મોહરસિંહને નહિ ડરવાનું આશ્વાસન આપી તેજ પ્રશ્ન પૂછયો; પરંતુ મોહરસિંહ કાંઇપણ જવાબ નહિ આપતાં તટસ્થ ઉભો રહ્યો. એટલામાં નંદસિંહ બોલ્યો:—"સાહેબ, આ લોકોનો સ્વભાવજ એવો છે. વાસ્તવીક રીતે જોતાં ઘોડાની ગેરહાજરીનું કારણ તેણે મને જણાવ્યું છે." પછી તે મોહરસિંહના તરફ ફરીને બોલ્યો:— "અરે, તેં મને કહ્યું હતું ને કે છાવણીમાં આવતાંજ એકાએક ઘોડો જમીન ઉપર પછડાઇ પડયો અને મરી ગયો. ત્યારે સાહેબને કેમ કહેતો નથી? ખરૂં કારણ કહેવામાં આટલો બધો ડરે છે કેમ?"

નંદસિંહની શઠતા જોઇ દુલીનને ગુસ્સો આવવાને બદલે હસવુંજ આવ્યું. તેણે કહ્યું:—"નંદસિંહ, તેણે કહેલું કારણ તમોને ખરૂં જણાયું હોય અને તેથી તમે તેને માફી આપી હોય, તો તેને દંડ કરવાની મારી ઇચ્છા નથી. માત્ર એટલું કરજો કે મહમદશાહ છાવણીમાં

આવે કે તરત તેને મારી પાસે હાજર કરશો. તમારાથી કદાચ આવી ન શકાય તો તેને એકલાનેજ મારી પાસે મોકલી આપશો." નંદસિંહ 'જે હુકમ' કહી દુલીનને સલામ કરી મોહરસિંહને પોતાની સાથે લઇ તંબુમાંથી ચાલ્યો ગયો.

થોડા વખતમાંજ મહમદશાહ છાવણીમાં આવ્યો અને તેને બરાબર પઢાવી નંદસિંહે દુલીન પાસે મોકલી દીધો. દુલીને તપાસ કરી જોયું તો તેનો ઘોડો લંગડાતો નહોતો. તેથી તેણે વિચાર કર્યો કે તેનો ઘોડો લંગડો થયો હોવો ન જોઇએ અથવા તો તે ઘોડો બદલાવીને લાવ્યો હોવો જોઇએ. આવી શંકા આવતાંજ દુલીને મહમદશાહને બે ચાર પ્રશ્નો પૂછયા અને તેની ખાત્રી થઇ કે, આ નીચ કૃત્ય ખરેખર નંદસિંહેજ કર્યું છે અને મહમદશાહ તથા મોહરસિંહ વગેરે તેના સાથીદારો છે. આવી રીતે દુલીનની ખાત્રી થઇ હતી, તોપણ નંદસિંહ જેવા નીચ માણસ સામે ભરપૂર સાક્ષી પુરાવાઓ મળ્યા સિવાય જવાબ માગવો એ ઘણુંજ અઘરૂં કામ હતું એમ વિચારી તેણે આ બનાવ બન્યોજ નથી એવું દર્શાવી મૌન રહેવાનોજ નિશ્ચય કર્યો. દુલીનનો અલિવર્દી પર ઘણોજ વિશ્વાસ હતો તેને ખાત્રી હતી કે અલિવર્દીના જાસૂસો આ ગુન્હાની શોધ કર્યા સિવાય પાછા ફરશેજ નહિ. તેના તરફથી યોગ્ય પુરાવાઓ મળ્યા પછી સહજજ તેને યોગ્ય લાગે તે શિક્ષા કરી શકાશે અને પછી મહારાજ કિંવા બીજા કોઇની પણ આપણા તરફ ખફા નજર થશે નહિ એવી તેની સમજણ હતી. અલીવર્દી જે રાત્રે દુલીનની રજા લઇ જંગલમાં ચાલ્યો ગયો, તે રાત્રે તે પાછો આવી શક્યો નહિ. તેના પાછા આવ્યા સિવાય છાવણી ઉઠાવવાનું તેને યોગ્ય નહિ લાગવાથી સ્હવારમાંજ તેણે હુકમ ફરમાવ્યો કે, 'ગઇ કાલની આપત્તિ દૂર થવાને લીધે પરમેશ્વરનો આભાર માનવા માટે આજે બધાને રજા આપવામાં આવે છે અને બધાને મારા પોતાના ખર્ચમાંથી શીરાપુરીનું જમણ આપવાનો છું!' આ હુકમ છાવણીની અંદર પ્રસરતાંજ જ્યાં ત્યાં આનંદ ફેલાઇ રહ્યો અને 'દુલીન સાહેબકી જય' 'દુલીન સાહેબકી જય' એમ જયઘોષ થવા લાગ્યો. દુલીનની આજ્ઞા પ્રમાણે બપોરે ત્રણ ચાર વાગે આખું સૈન્ય મિષ્ટાન્ન જમી વિશ્રાંતિ ભોગવતું હતું તે વખતે અલિવર્દીએ ચુપચુપ આવીને દુલીનના તંબુમાં પ્રવેશ કર્યો અને સલામ કરી નંદસિંહની લૅન્સર પલટણના સ્વારના ફટકાનો બિલ્લો દુલીન સામે મૂક્યો. તે બિલ્લો જોતાંજ દુલીને ઓળ-

ચ્યો અને કહ્યું:—" આ બિલ્લો તો નંદસિંહની પલટણનો! અલિવર્દી આ ઉપરથી જણાય છે કે તમે તમારા કામમાં ઘણેજ સારે દરજ્જે ફત્તેહ પામ્યા છો."

અલિવર્દી પુનઃ સલામ કરી બોલ્યોઃ—" હુજૂર, યશ–અપયશ ખુદાના હાથમાં છે. કોશિશ કરવી એજ માણસનો ધર્મ છે. પરવરદિગાર સત્યનો વાલી હોય તો જય મળ્યા સિવાય રહેજ નહિ. પરંતુ હુજૂર, આ જય ઘણોજ કષ્ટસાધ્ય છે. જે બદમાશોએ આ કૃત્ય કર્યું છે, તેઓ કાંઇ જેવા તેવા ધૂર્ત નથી. તેઓની હોશિયારી જોઇ મારી અક્કલ પણ ગુમ થઈ ગઈ છે. આ બિલ્લો નાળાની પેલી પારના વાંસના જંગલમાંથી મળી આવ્યો છે. તે જંગલમાં પગલાંઓની જે નીશાનીઓ પડી હતી તે ઉપરથી બદમાશોની શોધનાં કેટલાક અંશે સાધનો મળ્યાં છે, તોપણ તેમાં કેટલો યશ આવશે, તેની તો ઇશ્વરને ખબર. ખૈરાતઅલ્લી અને વચાબઅલ્લી હજી નિરાશ થયા નથી. તેઓ કહે છે કે, તેઓ ગમે ત્યાં ગયા હશે, પણ અમે પકડી પાડીશું. પહેલાં તો પગલાંની નીશાનીઓ એકજ દિશા તરફ જતી દેખાઇ પણ પછી બે દિશામાં વિભક્ત થયેલી દેખાવાથી તે દિશા તરફ કેટલાક માણસો સાથે વચાબઅલ્લીને મોકલાવ્યો અને હું ખૈરાતઅલ્લીની સાથે આગળ વધ્યો. ખૈરાત જે દિશાએ જતો હતો, તે દિશાએ ઘોડાની ખરીઓનાં ચિહ્નો જણાતાં હતાં. તે ચિહ્નો ઉપર ધ્યાન રાખી લગભગ અડધા ગાઉ જેટલે અમે દૂર ગયા એટલામાં એકાએક ચિહ્નો અદૃશ્ય થઇ ગયાં. અમે બધા મ્હોટા વિચારમાં પડી ગયા; પરંતુ હજૂર, ખૈરાતની બુદ્ધિ ઘણીજ વિલક્ષણ જણાઇ આવી. તેણે તરતજ જાણ્યું કે, બદમાશોએ શોધ કરનારાઓને ભુલાવવા માટે ઘોડાના પગ બાંધી તેને પોતાના ખભાપર ઉંચકી જઇ થોડે દૂર જઇને ઘોડાને છૂટો કર્યો હોવો જોઇએ. હજુર, ખૈરાતનો તર્ક ખરો પડ્યો. કેટલોક રસ્તો વટાવ્યા પછી પાછાં ઘોડાનાં પગલાં દેખાવા લાગ્યાં. આશ્ચર્યની વાત તો અમને એ જણાઇ કે, તે બદમાશોએ પોતાના પગની નિશાનીઓ પણ પડે નહિ એટલા માટે પગે લુગડાં બાંધીને ચાલવા માંડયું હતું. તે નિશાનીઓ જોતા જોતા અમે આગળ વધ્યા એટલામાં ગમત એવી થઈ કે તે નિશાનીઓ પણ દેખાઇ નહિ! આમ ઘડી ઘડી નિરાશા થવાથી અમે બધા ગભરાઇ ગયા અને શરમિંદા ચ્હેરાએ પાછું જવું પડે છે કે શું એમ જણાયું, પરંતુ એટલામાં ખૈરાત ' આહા! હવે ધ્યાનમાં આવ્યું ' એમ કહી મ્હોટેથી

બોલ્યો અને હર્ષાવેશમાં આવી જઇ કહેવા લાગ્યો:—"અલિવર્દી, ગુન્હેગારો ઘણાજ ચાલાક અને બુદ્ધિશાળી જણાય છે. તેઓ અહિં સૂધી આવીને પાછા ફરેલા છે; પણ કેવી રીતે પાછા ફર્યા છે તે સમજ્યા?"

મેં આશ્ચર્ય પામી કહ્યું:—"નહિ. તેઓ કેવી રીતે પાછા ફર્યાં છે?"

તેણે કહ્યું:—"આ જુઓ, તેઓએ ઘોડાને પાછો ફરીથી ઉંચકી લીધો છે અને જે પગલે તેઓ આવ્યા, તેમાંજ પગ મૂકતા મૂકતા તેઓ પાછા ફર્યા છે માટે ચાલો હવે મારી સાથે આવો."

ઐરાતના કહેવા મુજબ અમે બધા તેની પછવાડે ચાલ્યા અને લગભગ અર્ધો કલાક ચાલ્યા હોઇશું એટલામાં પાછો ઐરાત ઘોટાળામાં પડયો અને માથું ખંજવાળતો ખંજવાળતો કહેવા લાગ્યો:—"અલિવર્દી, પાછા વળવાની નિશાનીઓ અહિં ખલાસ થઇ. હવે આગળ તો કાંઇજ દેખાતું નથી. ઘણી અજબ જેવી વાત છે કે તેઓ અહિંઆથી કઇ દિશાએ વળ્યા છે તે જણાતું નથી! આકાશમાંથી ઉડીને ગયા કે પાતાળમાં ગયા?"

અમારામાંથી કોઇપણ તેના પ્રશ્નનો જવાબ આપી શકે તેમ નહોતું તેથી ઐરાત હવે શું કરે છે, તે તરફજ બધાની દૃષ્ટિ લાગી રહી. એટલામાં બીજી બાજુએ ગયેલો વયાબઅલ્લી ભગ્નચિત્તે પાછો આવ્યો. તેના આવવાથી ઐરાત વિલક્ષણ ઉત્સાહમાં આવી ગયો અને તે બન્ને જણા તે બાબતની મિમાંસા કરવા લાગ્યા. તે બન્નેએ અનુમાન કર્યું કે, આ પગની નિશાનીઓ નાળાના કાંઠા સૂધી છે, તેથી પાણીમાં પગનાં ચિહ્નો ન જણાય એમ ધારી તેઓએ પાણીમાં ઝીંપલાવ્યું હોવું જોઇએ અને તે પાણીમાંજ થોડો વખત ચાલતા જઇને થોડે લાંબે નીકળ્યા હોવા જોઇએ. આ કલ્પના તે બન્નેના મનમાં આવતાંજ તેઓએ નાળાંના બન્ને કાંઠાઓપર તપાસ કરવી શરૂ કીધી. નાળાંથી લગભગ પા માઇલ લાંબે ચાલ્યા હોઇશું એટલામાં ઐરાત એકદમ હર્ષમાં આવી જઇ તાળીઓ પાડીને બોલ્યો:—"સપડાયો! બદમાશ કયાં જવાનો છે?" એમ કહી તેણે માણસના અને ઘોડાના પગલાંનાં કેટલાંક ચિહ્નો મને બતાવ્યાં. આ ચિહ્નો બરાબર સ્પષ્ટ દેખાતાં હતાં, તે ઉપરથી પાણીમાં ઝીંપલાવતી વખતે તેઓએ પગે બાંધેલાં લુગડાં છોડી નાંખ્યાં હોય એમ જણાતું હતું. તે નિશાનીઓપરથી આગળ તપાસ કરવા લાગ્યા એટલામાં મને વિચાર આવ્યો કે, હુજૂરને

આટલી વાતથી પણ માહિતગાર કરવા જોઇએ એમ ધારી હું ખાસ અહીં આવ્યો છું. હવે આપનો જેવો હુકમ હશે, તે પ્રમાણે વ્યવસ્થા કરવાને સેવક તૈયાર છે. ”

દુલીને કહ્યું:—“ અલિવર્દીખાં, એમાં હુકમ શેનો ? કોઇપણ રીતે અને જોખમે તે બદમાશોને શોધી કહાડવાજ જોઇએ. અત્યાર સુધીની બનેલી હકીકત તમે કહેવા આવ્યા તે સારૂં કર્યું, કારણ કે તેટલાજ માટે મેં અહીંથી છાવણી ઉઠાવવાનું મુલતવી રાખ્યું છે. હવે તમે થોડો વખત આરામ લઇ પાછા કામે લાગો. તમારી સાથે દસ સ્વાર અને દસ સિપાહી લઇ જાઓ. થોડીક ખાધાખોરાકી પણ સાથે રાખો. વળી રસ્તામાં ખરચવાને માટે સો રૂપિયા પણ આપું છું એટલે જરૂર પડે ત્યાં તેનો ઉપયોગ પણ કરજો. ખૈરાતઅલ્લીને અને વચાબઅલ્લીને વારંવાર ઉપદેશ આપ્યા કરજો અને કહેજો કે, ગમે તેમ કરીને બદમાશોની શોધ કહાડીનેજ આવજો.

દુલીનની આજ્ઞા સાંભળી સલામ કરી અલિવર્દી તંબુની બહાર નીકળ્યો અને બન્નુ, ધન્નુ, ભૂકન વગેરે ઇષ્ટમિત્રો સાથે વાતચિત કરવા લાગ્યો. પહેલાં તો તેઓએ અલિવર્દીને જમાડયો અને પછી કયાં સૂધી તે ફત્તેહમંદ થયો છે એ વિષે સમાચાર પૂછયા. અલિવર્દીએ બનેલી બધી હકીકત અથથી ઇતિ સૂધી કહી સંભળાવી તેઓની રજા લીધી અને દુલીને કહ્યા મુજબ સ્વારોને લઇ કોઇને ન જણાય તેમ સ્હાંજને વખતે છાવણીમાંથી નીકળી ગયો.

---

## પ્રકરણ ૧૮ મું.

### કાંથા.

અલિવર્દીના છાવણીમાંથી નીકળી જવા બાદ દુલીને એકંદર બનેલા બનાવની આલોચના કર્યા પછી મહારાજાને પત્ર લખવાનો નિશ્ચય કર્યો અને તે પ્રમાણે તરતજ એક પત્ર લખી ઘોડેસ્વારની સાથે લાહોર મોકલાવી દીધો. તે સ્વાર સાથે દુલીને ફકીર અજિજુદ્દીન અને ચાંદખાંને પણ પત્રો લખ્યા હતા અને તેમાં પણ સવિસ્તર હકીકત લખી હતી. મહારાજા રણજીતસિંહને જે પત્ર લખ્યો હતો, તેમાં વિશેષ ખુલાસો નહિ કરતાં માત્ર જંગલમાં આવી પડેલા સંકટનીજ

હકીકત લખી હતી. આ પત્રોનું શું પરિણામ આવ્યું તે હમણાં જાણી શકાય તેમ નથી. પત્રો લઇને સ્વારના જવા પછી દુલીને હાકિમસિંહ નામના સરદારને છાવણીમાંથી બોલાવ્યો અને મનની શાંતિને માટે તેની પાસે દિલરૂબા શીખવા લાગ્યો.

વાંચકોને અહીં હાકિમસિંહની થોડી ઓળખાણ કરાવવાની જરૂર છે. હાકિમસિંહ હિન્દુ સરદાર હતો અને ફકીર અજિજુદ્દીને તેને દુલીનની સાથે મોકલ્યો હતો. હાકિમસિંહ ઉદાર, સદ્‌ગુણી અને સ્વભાવે મળતાવડો હતો. એક સાધારણ સિપાહીથી માંડીને ઠેઠ અમીર ઉમરાવ સૂધી દરેકની સાથે તે વિનયથી અને પ્રેમથી વર્તતો હતો. 'હાજીહા' કરવાવાળાપર તેને અંતઃકરણથીજ તિરસ્કાર હતો. પોતાથી અધિક માનમરતબાવાળા લોકોને ત્યાં બોલાવવા સિવાય તે કયારેય જતો નહિ. તે ઘણોજ વ્યવહારચતુર હતો. અંગ્રેજી લશ્કરી પદ્ધતિ અને વર્તણુક તેને ઘણી પસંદ હતી. તેણે પોતાના હાથ નીચેની ટોળીઓને અંગ્રેજોદ્વારાજ શિક્ષણ આપી તૈયાર કરી હતી. તે પોતે ઘણોજ શૂરવીર અને સાહસી હતો. યુદ્ધ વખતે એક વખતે આગળ પગલું ભર્યું કે જીવ જાય તોપણ પાછો હઠે નહિ તેવો તે હતો. યુદ્ધકળાની માફક સંગીતકળામાં પણ તે પ્રવીણ હતો. તેનો અવાજ ઘણોજ મીઠો હતો અને તાલ માત્રાથી જરા પણ ચૂક કીધા વિના ઉત્તમ પ્રકારે ગાઇ શકતો હતો. દિલરૂબા તો તેના હાથનું રમકડું હતું. દિલરૂબાના તાર પર તેનો ગજ ફરતાંજ બધા મુગ્ધ થઇ જતા હતા. પહેલાં પહેલાં તો દુલીનનો અને તેનો વધારે પરીચય નહોતો; પરંતુ હાકિમસિંહ એક દિલદાર સરદાર છે, એટલુંજ તે જાણતો હતો. એક દિવસ હાકિમસિંહ અને દુલીન બન્ને જણા ફરવા માટે છાવણીમાંથી નીકળી નદી કીનારે ગયા. ત્યાં ગયા પછી દુલીનને ગાવાની લહેર લાગી અને તે સાથે પાશ્ચાત્ય સંગીતના અર્થ વગરના ઉંચા નીચા સ્વરો એક પથરાપર બેસી તે ગણગણવા લાગ્યો. તેના આવા ચમત્કારિક ધડ માથા વગરના સ્વરો સાંભળી હાકિમસિંહને હસવું આવ્યું અને તેણે કહ્યું:—"હુજૂર, શું આવું આપનું પાશ્ચાત્ય સંગીત છે? આમ હોય તો તો પછી અમારા હિન્દુઓ સંગીતને માટે જગત્‌માં સર્વ શ્રેષ્ઠપણાનો દાવો કરી અભીમાન રાખે તો તે વાજબીજ છે."

દુલીને પાશ્ચાત્ય સંગીતકળાનો ઘણી સારી રીતે અભ્યાસ કર્યો હતો તેથી તેણે હાકિમસિંહનું કહેવું ખુલ્લા દીલે કબૂલ કર્યું. તેણે

કહ્યું:—"હાકિમસિંહ, આપનું કહેવું ખરૂં છે. તુલનાત્મક દૃષ્ટિએ જોતાં આર્ય સંગીતનોજ ઉંચો દરજ્જો છે, એમાં કાંઈપણ શંકા જેવું નથી. તમારી રાગરાગણીઓ સાંભળીને મને કોઇ કોઇ વખતે જણાય છે કે, મારે પણ આર્ય સંગીતનો અભ્યાસ કરવો; પરંતુ હજી સૂધી એવો વખત મળ્યો નથી."

હાકિમસિંહે કહ્યું:—"સાહેબ, આપની જો શીખવાની ઇચ્છા હશે, તો મને આવડે છે તેટલું હું ઘણા આનંદથી શીખવીશ. આનંદથી કહેવાનું કારણ એટલુંજ કે, ગાયન જો કે પ્રયત્ન અને અભ્યાસથી આવડે છે, તોપણ કર્ણમધુર અવાજ એ તો ઈશ્વરી બક્ષીસ છે. વળી મને સાધારણ રીતે દિલરૂબા પણ વગાડતાં આવડે છે, તે પણ આપને શીખવીશ."

હાકિમસિંહનું કહેવું દુલીને તરતજ માન્ય કર્યું અને તે દિવસથી તેણે દિલરૂબા અને ગાયન શીખવાનો આરંભ કર્યો. કુશાગ્ર બુદ્ધિને લીધે દુલીન થોડા વખતમાંજ તેમાં પ્રવીણ થઇ ગયો. ગાયનના અભ્યાસને લીધે તેના મનને શાંતિ મળવા સાથ હાકિમ સાથે સ્નેહભાવ પણ દિવસે દિવસે વધતો ગયો. આટલા સહવાસમાં દુલીનને જણાઇ આવ્યું કે, હાકિમસિંહ ઘોરણી, મુત્સદ્દી અને રાજદ્વારી નર છે. જેમ જેમ તેઓ કોટકાંગ્રાની નજીક પહોંચતા ગયા, તેમ તેમ તે વિષેની ઘણી ચર્ચાઓ થતી ગઇ. હવે જ્યારે એક દિવસના અંતર જેટલુંજ દૂર કાંગ્રા રહ્યું ત્યારે દુલીને વિચાર્યું કે, બધા સૈન્ય સાથે એકદમ કોટકાંગ્રા જવા કરતાં હાકિમસિંહને થોડાક સ્વારો આપી પહેલાંના સુબેદાર દંડવરસિંહને પોતાના આવવાના સમાચાર કહેવરાવીએ તો ઠીક. એમ વિચારી દંડવરસિંહના ઉપર એક માનભરેલો પત્ર લખી તેણે હાકિમસિંહને મોકલાવી દીધો. હાકિમસિંહ પત્રનો જવાબ લઇને આવે એટલામાં સૈન્યને કવાયત કરાવી વ્યવસ્થિત કરવું એવો તેણે નિશ્ચય કર્યો અને તેજ જગ્યાએ છાવણી નાખી કવાયતનું કામ ઘણુજ ઉત્સાહથી શરૂ કર્યું. દુલીનની કુચ કરવાની પદ્ધતિને લીધે સૈન્યને થાક લાગ્યો હોય એવું બિલકુલ જણાતું નહોતું. લાહોર છોડતી વખતે સિપાહીઓના ચ્હેરાપર જે ઉત્સાહ હતો, તેજ ઉત્સાહ હજી સૂધી કાયમ હતો અને કાંગ્રાની ઠંડી અને આરોગ્યવર્ધક હવાને લીધે તેઓમાં પહેલાંના કરતાં પણ વધારે તેજ આવ્યું હતું. ડુંગરો ઉપર હીકમતથી કેમ ચ્હડવું તથા કેમ ઉતરવું, શત્રુ ઉપર મારો કરી શકાય તેવી

જગ્યાઓ કેમ શોધવી વગેરે ડુંગરી પ્રદેશમાં શિખવવા લાયક જે જે કળાઓ હતી તે બધી તેણે હાકિમસિંહના આવ્યા પહેલાં ત્રણ ચાર દિવસમાંજ શીખવી દીધી.

ચોથે દિવસે હાકિમસિંહ પાછો આવ્યો. દંડવર પાસેથી તે જે પ્રત્યુત્તર લાવ્યો હતો, તેમાં નીચે પ્રમાણે મજકૂર હતોઃ—"કોટકાંગ્રાનું સંસ્થાન સાહેબ બહાદૂર જેવા સુદક્ષ અને શૂરવીર સેનાપતીના હાથમાં જાય છે, તે જોઇ દંડવરસિંહને ઘણોજ આનંદ થાય છે; પરંતુ જણાવવાને ઘણીજ દિલગીરી લાગે છે કે, પરમપ્રતાપી પંજાબસિંહ મહારાજા રણજીતસિંહની સેવકને તેવી રીતની કોઇપણ આજ્ઞા નથી. તેમની તો મને એવી આજ્ઞા છે કે, મારો કોઇ સરદાર–સેનાપતી તો શું પણ મારો પુત્ર કિંવા ખુદ હું પોતે આવું તોપણ કિલ્લાનો દરવાજો ઉઘડવો નહિ! હું મહારાજાનો દાસાનુદાસ છું. તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકીશ નહિ. મહારાજા તરફથી મને ખાનગી સમાચાર મળ્યા છે અને તેમાં તેમણે સ્પષ્ટ રીતે ફરમાવ્યું છે કે, કદાચિત્ હું કોઇને કોટકાંગ્રાના કિલ્લેદાર તરીકે મોકલું તોપણ મારા આજ્ઞાપત્ર સિવાય બીજા કોઇના પણ હાથમાં અધિકારસૂત્રો આપવાં નહિ. અર્થાત્ ઘણીજ નાખુશીથી અને નાઇલાજે મને આ વાત આપને જણાવવી પડે છે, તે માટે ક્ષમા કરશો."

દંડવરસિંહનો પત્ર વાંચી દુલીન આશ્ચર્યચકિત થઇ ગયો, પણ તેની આશ્ચર્યવિમૂઢતા એક નિમિષ માત્ર સૂધીજ ટકી. તરતજ બીજીજ પળે તેનો ચ્હેરો વીરોચિત શૌર્યથી ચમકવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે, દંડવરસિંહને પહેલાં થોડીક સૂચના આપવી અને તેનાથી કામ પાર ન પડે તો આખરે નિરૂપાયે પોતાનો માર્ગ મોકળો કરવા માટે તલવારોનો ઉપયોગ કરવો. એમ વિચાર કરી દુલીને જુસ્સામાં ને જુસ્સામાં એક અર્થપૂર્ણ પત્ર લખ્યો અને તે હાકિમસિંહની સાથે ફેરરખાંને બસો સ્વાર આપી દંડવરસિંહ પાસે મોકલાવી દીધો. હાકિમસિંહની સાથે આટલાં બધાં માણસો આપવામાં દુલીનનો એવો હેતુ હતો કે આપણા સ્વારોનું તેજ તથા દરજ્જો જોઇને દંડવરસિંહના મનમાં ધાસ્તી ઉત્પન્ન થાય. દુલીને તે વખતે જે પત્ર લખ્યો હતો, તેમાં નીચે પ્રમાણે મજકૂર હતોઃ—

"આપને મહારાજા તરફથી કાંઇ ખાનગી હુકમ છે, તે હું કબૂલ કરૂં છું; પરંતુ જે વખતે તે આપવામાં આવ્યો તે વખતના દરબારની

અને આજની સ્થિતિમાં ઘણોજ ફરક છે. મહારાજાને તે વખતે જે નિયમો ઇષ્ટ જણાતા હતા, તે નિયમો ન હોય તોપણ ચાલશે, એવી હાલમાં તેમની સમજણ હોય તો તે સ્વાભાવિક છે અને તેથી આ બાબતનો પુખ્ત વિચાર કરી આપ કિલ્લો મારા સ્વાધીનમાં કરી આપી મારૂં અને તમારૂં માન જળવાય તેમ કરશો. નહિ તો પછી બળાત્કારથી પણ મને કિલ્લો લેવોજ પડશે. હું જાણું છું કે આપ ભીષ્મ જેવા મહાન્ યોદ્ધા છો અને આપની પાસે સૈન્ય પણ ઘણું છે; તોપણ એટલું તો ધ્યાનમાં રાખશો કે મારાં શસ્ત્રાસ્ત્રો તદ્દન નવીન તરેહનાં છે તેમજ મારી યુદ્ધપદ્ધતિ પણ જૂદીજ છે. આ પત્રની સાથે શસ્ત્રાસ્ત્રોમાંથી એક તોપનો ગોળો ખાસ આપને જોવા માટે મોકલાવ્યો છે. આ ગોળો જમીન ઉપરથી જોઇએ તેટલી ઉંચાઇએ ફેંકી શકાય છે અને ઇચ્છીત જગ્યાએ પડતાં ત્યાંજ ફૂટી જઇ તેમાંથી યમદૂતોની માફક હજારો છરાઓ બહાર પડે છે અને આસપાસનાં માણસોનો સંહાર કરી નાંખે છે. તે ગોળાની અંદર એવી શક્તિ છે કે નહિ, તેની જો ખાત્રી કરવી હોય તો હાકિમસિંહને જણાવજો એટલે તે ગોળો ફોડી બતાવશે. અર્થાત્ મારો લખવાનો ઉદ્દેશ એટલોજ છે કે, આવી જાતની ઉત્તમ યુદ્ધસામગ્રી મારી પાસે હોવાથી—જો કે મારી પાસે માણસોની સંખ્યા આપના કરતાં ઘણીજ ઓછી છે તોપણ વીજય મેળવીશજ. માટે, આપ વયોવૃદ્ધ અને જ્ઞાની છો એટલે બનતાં સૂધી યુદ્ધનો પ્રસંગ નહિજ આવે એવી મને આશા છે.”

દંડવરસિંહ ઉપર આ પત્રની કાંઇજ અસર થઇ નહિ. કારણ કે રાજાજ્ઞા કરવાં ખુદ તેને પોતાનેજ કિલ્લો છોડવાની ઇચ્છા નહોતી. વળી ઘણુંખરૂં તો તે ગુપ્ત રીતે ગુલાબસિંહનાજ તંત્ર પ્રમાણે વર્તતો હતો અને તેથી ખરી રીતે જોતાં દંડવર તો માત્ર નામનોજ અધિકારી હતો—ખરાં અધિકારસૂત્રો તો ગુલાબસિંહનાજ હાથમાં હતાં. પ્રજાને યુક્તિપ્રયુક્તિથી છેતરી તેની સંપત્તિ ગિળંકૃત કરવાનો તેનો મુખ્ય ધંધો હતો. વળી ખૂબી એ હતી કે તેનાં આ બધાં કારસ્તાનો કોટકાંગ્રાથી ઘણે દૂર રહીને તે દોરીસંચાની માફક ચલાવતો હતો! દુલીનને કોટકાંગ્રાની કિલ્લેદારી મળી છે એ ખબર મળતાંજ તેણે દંડવરને બદસલાહ આપી ચારસો પાંચસો માણસો મદદ માટે મોકલાવી આપ્યા. આવી રીતે દંડવરને ગુલાબસિંહની ગુપ્ત મદદ મળવાથી તે ખુમારીથી વર્તતો હતો. આખરે દુલીને નિશ્ચય કર્યો કે છાવણી અહીંથી ઉઠાવી કિલ્લાની

નજીકમાંજ નાંખવી અને બની શકે તેટલી કિલ્લાની તથા દંડવરસિંહની બાતમીઓ મેળવી. દંડવરને ફરીથી એકવાર વિનંતિ કરી જોવી અને ન માને તો પછી યુદ્ધનો આરંભ કરવો. આ યોજના તેણે કોઇને પણ જણાવી નહિ અને તરતજ ત્યાંથી છાવણી ઉઠાવી તે કાંગ્રાની નજીક આવી પહોંચ્યો. દૂરથી કિલ્લાની આકૃતિ જોઇ દુલીનને ખાત્રી થઇ કે કિલ્લો અભેદ્ય છે અને તે રણવિદ્યા જાણનારા કારીગરોએજ બાંધેલો હોવો જોઇએ. કિલ્લાને માટે જે જગ્યા પસંદ કરવામાં આવી હતી, તે કુદરતી રીતેજ અજેય હતી. પર્વતની ત્રણે બાજુ ઉંચી ભીંતની માફક ઉભી હતી તથા નીચે ત્રણે બાજુએ ઘેરાવો લઇ બાણગંગા નામની એક મ્હોટી નદી વહેતી હતી. પર્વતની ચોથી બાજુએ માત્ર સપાટ ઢોળાવ હતો અને ત્યાંથીજ કિલ્લામાં જવાનો રસ્તો હતો. વળી કિલ્લેદાર જો તે રસ્તો પણ બંધ કરવાનો ઇરાદો ધરાવે તો તેમ પણ થઇ શકે તેમ હતું. કારણ કે, આ રસ્તાની સપાટી માત્ર અર્ધા માઇલનીજ પહોળી હતી અને તેની બન્ને બાજુએ ન્હાની ન્હાની ડુંગરોની હારો આવેલી હતી. આ બન્ને બાજુએ લપાઇ રહી શત્રુઓ જો બંદુકનો મારો ચલાવે તો એક ડગલું પણ આગળ વધી શકાય તેમ નહોતું. આવી બરાબર મારો કરી શકાય તેવી સરસ જગ્યા હોવા છતાં દંડવરસિંહનું એક પણ માણસ ત્યાં નહોતું તેથી દુલીનને આશ્ચર્ય લાગ્યું અને કદાચિત્ આપણે બેસાવધ રીતે આગળ વધી જઇએ માટે તેણે ખૂબી તો નહિ કરી હોય? એવો પ્રશ્ન તેના મનમાં સહજ ઉત્પન્ન થયો. તરતજ તેણે દંડવરસિંહનું કોઇપણ માણસ છુપાઇને રહ્યું છે કે શું તેની તપાસ કરી અને પછી આગળ વધવા માંડયું. આગળ જતાં રસ્તો સાંકડો થવા લાગ્યો અને તેના બે ભાગ દૃષ્ટિએ પડયા. બન્ને રસ્તાઓ કિલ્લાના જે બે પ્રચંડ દરવાજા હતા ત્યાં સૂધી જતા હતા. બન્ને દરવાજાને બુરજ હતા અને તેની અંદર તોપો ગોઠવેલી હતી. તે તોપોના મારા આગળ કિલ્લામાં પ્રવેશ કરવો એ અશક્ય હતું. સૈન્ય પણ દુલીન કરતાં કિલ્લાની અંદર વિશેષ હતું. વળી દંડવરસિંહે કિલ્લાની અંદર એક વર્ષ સૂધી ચાલે તેટલો દારૂગોળો અને ખાધાખોરાકી પણ ભરી રાખી હતી. આવી રીતે કિલ્લાનું નીરિક્ષણ કર્યા પછી તેને ઘેરો ઘાલી પડી રહેવામાં કાંઇપણ વળવાનું નથી એમ દુલીનના ધ્યાનમાં આવ્યું અને તેથી તેણે કોઇ વિલક્ષણ સાહસ કરવાનો નિશ્ચય કર્યો. પહેલાં તો તેણે છાવણી કયાં ઠોકવી એજ વિચાર કર્યો. આસપાસ તપાસ કરતાં

જયંતીગિરિ નામનો ડુંગર છાવણીને માટે તેને પસંદ પડયો. કારણ કે, તે ડુંગરપરથી કિલ્લાપર અને કિલ્લાની અંદર ઘણી સારી રીતે મારો કરી શકાય તેમ હતું. વળી તેના મનમાં એક શંકા ઉત્પન્ન થઇ કે આવી નાકાબંધીની જગ્યા કિલ્લેદારના ધ્યાનમાં આવીજ નહિ હોય કે શું? અથવા તેણે જાણી જોઇને તો છોડી દીધી નહિ હોય? તેની આ શંકાઓનો ઉત્તર તેની સાથના એક માણસે આપ્યો અને કહ્યું કે, તે ડુંગર ઉપર જયંતી મઠ નામનો મઠ છે અને તેની અંદર માતાનું મંદીર છે તેથી પવિત્ર સ્થાન મોર્ચાઓ બાંધવાથી ભ્રષ્ટ ન થાય માટેજ તેઓએ તેનો ઉપયોગ કર્યો નહિ હોય. પરંતુ આ ઉત્તરથી દુલીનના મનનું સમાધાન થયું નહિ. કારણ કે ખરી રીતે જોતાં ડુંગરના શીખરની એક બાજુએ જયંતી મઠ હતો અને બીજી બાજુએ મારાની જગ્યા આવેલી હતી. આ બન્ને જગ્યાઓ વચ્ચે એક માઇલનું અંતર હતું, તેથી દુલીને ધાર્યું કે દંડવરસિંહને કિલ્લાનોજ પૂરેપૂરો ભરોસો હોવાથી બીજી બાજુએ તેણે ધ્યાન આપ્યું નથી. દુલીનની આ ધારણા ખરી હતી. તરતજ તેણે જયંતી ડુંગર ઉપર છાવણી ઠોકી અને બચાવનાં તથા મારાનાં બાંધકામો બાંધી તે ઉપર તોપો ચ્હડાવી દીધી. શેલ નામનો ગોળો છોડવાવાળી તોપોને તેણે પછવાડે ગોઠવી અને બીજી સાધારણ તોપોને આગળ ગોઠવી. એમ કરવામાં દુલીનનો કાંઇક જુદોજ હેતુ હતો. વળી તેણે કિલ્લામાં જવાના રસ્તાની બન્ને બાજુએ આવેલા ડુંગરોપર પણ સૈન્ય ગોઠવી દીધું. કારણ કે, કદાચિત્ દંડવરનું સૈન્ય સામો હલ્લો કરવા માટે દરવાજો ઉઘાડી બહાર નીકળે તો તેની સામે પ્રતિકાર પણ બરાબર રીતે કરી શકાય તેવી મતલબથી તેણે આ યોજના કરી. કિલ્લાની તોપોના મારાના પલ્લાથી છાવણી દૂર હોવાને લીધે દુલીન જેમ નિશ્ચિંત હતો, તેમ કિલ્લા માંહેલાં માણસો પણ નિશ્ચિંત હતાં. પરંતુ ખરી રીતે જોતાં દુલીને જે જગ્યાએ છાવણી નાખી હતી ત્યાંથી કિલ્લાની અંદર સહજજ મારો કરી શકાય તેમ હતું. દુલીનના મનમાં કોઇ કોઇ વખત આવતું કે એકદમ તોપોનો મારો કરી દંડવરને આશ્ચર્યચકિત કરી દેવો, પણ પાછો તેના મનમાં વિચાર આવતો કે, મારા સિપાહી જેમ રણજીતના છે, તેમ દંડવરના સિપાહી પણ રણજીતનાજ છે. માટે આવી રીતે લ્હડવાથી માત્ર કિલ્લાનાં માણસોજ મરી જશે! કિલ્લો તો લેવો, પરંતુ કોઇપણ યુક્તિ-પ્રયુક્તિથી માત્ર થોડાં માણસોનુંજ જીવતદાન આપી લેવો—એવો

તેનો નિશ્ચય હતો અને તે પ્રમાણે તે પોતાના મનમાં યોજનાઓ ઘડવા લાગ્યો.



## પ્રકરણ ૧૯ મું.

### વિજય!

સાધારણતઃ તે વખતની સ્થિતિ નિરાશાજનક હતી, તોપણ દુલીનના અંતઃકરણમાં નિરાશાનો શબ્દ લખાયેલો નહિ હોવાથી એક પછી એક અનેક અડચણો જોઇ તે નિરાશ થવાને બદલે ઉલટો વધારે ઉત્સાહિત થતો હતો. શત્રુને ખબર ન પડે અને કિલ્લાની અંદર હજાર પાંચસો માણસો સહેલાઇથી લઇ જવાય તોજ દરેક કામ મરજી મુજબ પાર પડે એમ ધારી તેણે તે વિષે એક યોજના તૈયાર કરી; પરંતુ રસ્તો શોધી કહાડવાનું કામ ઘણુંજ મુશ્કેલ હતું. કારણ કે કિલ્લાને ફરતો પહેરો રાખેલો હોવાથી દિવસના વખતમાં જઇને કિલ્લાનું નિરીક્ષણ કરવાનું કામ અશકય હતું. તેથી દુલીને કોઇને પણ સમજાય નહિ તેમ બાવાનો વેષ લીધો અને હાકિમસિંહને ચેલા તરીકે પોતાની સાથે લઇ જયંતી માતાના મંદિરમાંથી તે બહાર નીકળ્યો. વાંકાચૂંકા રસ્તાઓ પસાર કરી ગુરુશિષ્ય બાણગંગાના કિનારાપર આવ્યા અને કવચિત્ ગંગાપર તો કવચિત્ કિલ્લાપર નજર નાખતા નાખતા તેઓ કિલ્લાની પછવાડેની બાજુએ ગયા. આખા કિલ્લાનું નિરીક્ષણ કર્યા પછી દુલીન પછવાડેની બાજુએ આવ્યો અને એક ઝાડની નીચે બેસી કિલ્લાની તરફ એકાગ્ર દૃષ્ટિથી જોવા લાગ્યો. તે જે જગ્યાપર બેઠેલો હતો, ત્યાંથી બાણગંગા ઉતરી શકાય તેમ હતી તેથી તે ત્યાંથી ઉઠયો અને નદી ઉતરી પેલી બાજુએ ગયો અને ત્યાંનું બરાબર નિરીક્ષણ કરી પાછો પોતાની જગ્યાએ ઝાડની નીચે આવીને બેઠો. દુલીન ઝોળીની અંદર એક ઉત્તમ દુર્બીન લાવ્યો હતો. આસપાસ નજર ફેંકી કોઇ જૂએ છે કે નહિ તેની તપાસ કરી તેણે દુર્બીનને ઝોળીમાંથી બહાર કહાડી અને તેની મદદથી તે દિશા તરફ પાછો જોવા લાગ્યો. હાકિમસિંહ કવચિત્ સામે તો કવચિત્ દુલીનના મ્હોડા તરફ જોયા કરતો હતો. અત્યાર સૂધી ચિંતાતુર દેખાતો દુલીનનો ચ્હેરો પ્રફૂલ્લિત થતો જતો જોઇ હાકિમસિંહના મનમાં વિલક્ષણ જીજ્ઞાસા ઉત્પન્ન થઇ અને સાનંદા-



"દુર્મીનને ઝોળીમાંથી બહાર કહાડી, તે દિશા તરફ પાછો જોવા લાગ્યો."

(પૃષ્ઠ ૧૬૪.)

શ્ચર્યથી દુલીનના તરફ જોવા લાગ્યો. હાકિમસિંહની ઉશ્કેરાયેલી જીજ્ઞાસા જોઇ દુલીને કહ્યું:—"હાકિમસિંહ, માત્ર આ એકજ માર્ગથી કિલ્લા ઉપર જઇ શકાય તેમ છે; પરંતુ તે માર્ગને માર્ગ કહેવા કરતાં મૃત્યુનું મુખ કહેવુંજ વધારે યોગ્ય છે અને તેવી સ્થિતિ હોવાને લીધેજ દંડવરે તે બાજુ પહારો રાખ્યો નથી. પર્વતનાં શૃંગો ભીંતના જેવાં સરળ હોવાને લીધે તે ઉપર ચ્હડીને જવું અશક્ય છે; પરંતુ માત્ર બે ચાર જવાનો જો ઉપર જાય તો સહેલાઇથી હજારેક માણસને ઉપર ચ્હડાવી શકાશે અને એક હજાર વીર જો કિલ્લાની અંદર દાખલ થાય તો પછી કિલ્લો લેતાં વાર કેટલી! પરંતુ ઉપર કેમ જવું એજ મ્હોટી મુશ્કેલી છે!"

હાકિમસિંહે કહ્યું:—"સાહેબ, આવી રીતે ચ્હડવાવાળા વીરો આપણા લશ્કરમાં બિલકુલ નથી એમ નથી; પરંતુ તેવા માત્ર બે ચારજ મળશે. આપ તો એક હજાર માણસ ચ્હડાવવાની વાત કરો છો! હું તો તે અશક્ય માનું છું."

દુલીને હસતાં હસતાં કહ્યું:—"અરે! માત્ર એકજ માણસ ઉપર જાય તો બસ છે. તે એક હજાર તો શું પણ દશ હજારને ઉપર લઇ શકશે. ચાલો, આપણે છાવણીમાં જઈએ અને તે વિષે વિચાર કરીએ." એમ કહી દુલીન ત્યાંથી ઉઠ્યો અને હાકિમસિંહને સાથે લઇ છાવણીની અંદર આવ્યો. છાવણીની અંદર જે ચાર પાંચ દુલીનના વિશ્વાસુ વીર પુરૂષો હતા તેઓને એકાંતમાં લઇ જઇ દુલીને પોતાના વિચાર જણાવ્યા અને તેઓની સલાહ લઇ તેજ રાત્રિએ કિલ્લા ઉપર ચ્હડવાનો નિશ્ચય કર્યો. તરતજ દુલીને બધી યોજનાઓની તૈયારી કરવા માંડી અને કિલ્લાના બન્ને દરવાજાથી હલ્લો કરવાની વ્યવસ્થા કરી. સૈન્યની અંદર ઉત્સાહથી એકદમ 'મહારાજા રણજીતકી જય' 'ગુરૂજીકી ફત્તેહ' એવા જયઘોષ થવા લાગ્યા. જ્યાં ત્યાં મસાલો સળગવા લાગી અને તોપની અંદરથી ધડાકધૂમ અવાજો થવા લાગ્યા; પરંતુ દુલીનની આ બધી ઠગબાજી હતી. બન્ને દરવાજાપર લક્ષ આપી દંડવર પોતાનું સૈન્ય ત્યાંજ રોકી રાખે એવા ઉદ્દેશથીજ દુલીને આ વ્યવસ્થા કરી હતી. ખરી રીતે જોતાં તોપમાંથી છૂટતા ગોળાઓ કિલ્લાની આ બાજુજ પડતા હતા અને તેવો નિર્બળ મારો જોઇ કિલ્લામાંના લોકો હસતા હતા! સૈન્ય માત્ર આસ્તે આસ્તે આગળ વધતું હતું. આ બધી હિલચાલો માત્ર દંડવરના દારૂગોળાનો નાશ કરવા માટેજ થતી હતી. દુલીને નંદ-

સિંહને બોલાવીને કહ્યું કે, "તમે ઘણી ખબરદારીથી રહેજો. સૈન્ય આગળ વધવાના પ્રયત્નો કરે છે ત્યાં ધ્યાન આપજો અને એકદમ આગળ વધવા દેતા નહિ." ડુલીનનો હુકમ સાંભળી નંદસિંહને ઘણોજ સંતોષ થયો. આવા ઉપાયોને લીધે ડુલીનના હાથમાં કિલ્લો બિલકુલ આવશે નહિ, એ નંદસિંહના સંતોષનું કારણ હતું; પરંતુ ખરી રીતે જોતાં કેવી રીતે વર્તવું તેની સૂચનાઓ તો ડુલીને પોતાના વિશ્વાસુ સેનાપતીઓને પહેલેથીજ દીધી હતી તેથી તે હુકમની અમલબજાવણી કરવા તેઓ એક પગે તૈયાર થઇને ઉભા હતા. આ બાજુ દંડવર અને તેના સૈન્યના માણુસો 'શું આવુંજ ડુલીન સાહેબનું રણકૌશલ્ય?' એમ ઉપહાસાત્મક દૃષ્ટિએ ડુલીનના સૈન્યપર દૃષ્ટિ નાખતા હતા, પણ કિલ્લાની પછવાડેની બાજુએ શું થતું હતું, તેની કોઇને ખબર નહોતી!

ડુલીને ઉપરોક્ત વ્યવસ્થા કર્યા પછી પોતાની સાથે ચુનંદા હજાર માણુસોને લઇ કોઇ જૂદીજ દિશા તરફ પ્રયાણ કર્યું. જેઓને ખબર નહોતી તેઓ તો ધારાતા હતા કે ડુલીન અન્ન સામગ્રી ખૂટી માટે તેની વ્યવસ્થા કરવા જાય છે; પરંતુ ખરી રીતે જોતાં છાવણી છોડવા પછી વાંકાચૂંકા રસ્તાઓ પસાર કર્યા પછી લગભગ દશ વાગે તે કિલ્લાની પછવાડેની બાજુએ આવી પહોંચ્યો. નદી ઉતરતા પહેલાં તેણે દરેક માણસને સૂચના કરી દીધી હતી કે, "બધાં કામો યંત્રની માફક કરવાં. મ્હોડેથી એક પણ શબ્દનો ઉચ્ચાર કરવો નહિ. જે કોઇ મ્હોટેથી બોલશે તેને કડક શિક્ષા કરવામાં આવશે. નદી આસ્તે આસ્તે પાણીમાં અવાજ થવા નહિ દેતાં પાર કરવી અને જેનામાં હિમ્મત હોય તેણેજ માત્ર પર્વત ઉપર ચ્હડવાનો પ્રયત્ન કરવો. જે સૌથી પહેલો ઉપર જશે અને નીચેનાઓને ચ્હડવા માટે દોરી બાંધશે તેને પાંચસો મોહોર બક્ષિસ આપવામાં આવશે.' આ પ્રમાણે હુકમ કરી ડુલીન અને હાકિમસિંહ સૌની આગળ થયા અને તેમની પછવાડે ગુપચુપ આખું સૈન્ય નદી ઉતરી ગયું. ડુલીને કેટલાક માણુસોને મોકલી નદીમાંથી શેવાળ મંગાવ્યો અને તે ચ્હડવાની જગ્યાની નીચે પાથરી દીધો. કારણ કે ઉપર ચ્હડનાર કદાપિ નીચે પડી જાય તો તેને વાગે નહિ. આવી રીતે વ્યવસ્થા કરી તેણે ચુનંદા માણુસોને ચ્હડવાનો હુકમ કર્યો.

બક્ષીસ મેળવવાની લાલચે તથા ડુલીનના પ્રિયપાત્ર થવાય એવી ઇચ્છાએ ઘણા સિપાહીઓ ઉપર ચ્હડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એકના

ખભાપર બીજો, બીજાના ખભાપર ત્રીજો-એમ ચાર પાંચ માણસો એકબીજાના ઉપર ચ્હડીને ઉપર જવા લાગ્યા. ચ્હડતાં ચ્હડતાં બે પગો બરાબર ચોક્કસ રીતે મૂકાય એટલી જગ્યા મળતાંજ તે માણસ ત્યાં ઉભો રહેતો અને તેના ઉપર બીજા ત્રણ ચાર માણસો ચ્હડી જતા. આવી રીતે પ્રયત્ન કરતાં કરતાં કોઇ કોઈ માણસો નીચે શેવાળમાં પણ આવીને પડતા હતા છતાં કોઇના મ્હોડામાંથી ચૂં કે ચાં શબ્દ નીકળતો નહોતો અને પાછા ફરીથી ચ્હડવા માંડતા હતા. આ વખતે દુલીનના અંતઃકરણની સ્થિતિ કેવી હશે તેની તો તેને એકલાનેજ ખબર. આટલો આટલો પ્રયત્ન કરવા છતાં કોઇ દોરડું બાંધીને આવે છે કે બધી મહેનત નકામી થઇ પડે છે, તેની તેને વધારે ચિંતા થતી હતી. દુલીન આવી રીતે ચિંતાગ્રસ્ત બની વિચાર કરતો હતો એટલામાં એક માણસ આવીને બોલ્યો, "હુજૂર, હાકિમસિંહે ઉપર જઇને દોરડું બાંધ્યું છે!" એટલા શબ્દો સાંભળતાંજ દુલીનને પારાવાર આનંદ થયો. દુલીને તરતજ નીચે આવેલા દોરડાને એક ઝાડના થડ સાથે બાંધ્યું અને માણસોને ઉપર ચ્હડવાનો હુકમ કર્યો. લગભગ બાર વાગ્યાના સુમારે દુલીન બધા સિપાહી સાથે કિલ્લા ઉપર ચ્હડી ગયો. ઉપર જતાંજ તેને જણાઇ આવ્યું કે, કિલ્લાના દરવાજાની બાજુએ આપણા સિપાહીઓ હલ્લો કરવાની ખોટી તૈયારીઓ કરે છે તેથી દંડવરે પોતાનું બધું સૈન્ય તે બાજુએજ ગોઠવ્યું છે અને પછવાડેની બાજુએ પહારો પણ રાખ્યો નથી. દુલીનને તો જેવું જોઇતું હતું તેવુંજ મળ્યું. દુલીને તેના સિપાહીઓને લશ્કરી પદ્ધતિસર ગોઠવી દીધા અને આસ્તે આસ્તે આગળ વધવા લાગ્યો. રાત્ર અંધારી હતી અને ઘણી ગઇ હતી. દુલીનની છાવણીનાં માણસો નકામો હોહા કરે છે એમ જોઇ દંડવરના સૈન્યમાં સહજ શિથિલતા જણાવા લાગી હતી અને મ્હોટા મ્હોટા અધિકારીઓ તો તંબુઓમાં જઇને સૂઇ ગયા હતા. તોપખાનાના ગોલંદાજો તથા બીજા સિપાહીઓ પણ કંટાળીને ઝોકાં ખાતા હતા. આ વખતે દુલીન દૂર હોવાને લીધે તે તો એમજ ધારતો હતો કે દરવાજાપરના માણસો તો સાવધજ હશે! દુલીને જયંતીગિરિના એક ઉંચા ઝાડપર ચડી દુરબીનદ્વારા કિલ્લામાંનું એક ઠેકાણું જોયું હતું અને તેજ રેષાએ કિલ્લાપર અને તોપખાનાપર મારો કરી શકાય તેમ તેણે પોતાનું તોપખાનું ગોઠવી રાખ્યું હતું. કિલ્લાનો દરવાજો અને દુરબીનમાંથી જોયેલું ઠેકાણું, તે બન્નેની વચ્ચે દુલીનને પોતાના સિપા-

હીઓ લઇ જવાના હતા. તે ઠેકાણે પહોંચવાને માટે વધારે અડચણ નહોતી. માત્ર વચ્ચે એક પહારો આવતો હતો અને તેનેજ વટાવી જવાની જરૂર હતી. તરતજ તેણે પોતાના સૈન્યની બે ટુકડીઓ કરી તથા પહારાની જગ્યા વચમાં લઇ ઘણે દૂરથી બન્ને બાજૂએ ચાલવા માંડયું, તોપણુ પહારો કરવાવાળાઓનું તે બાજુએ ધ્યાન ખેંચાય છે એમ જોતાંજ હાકિમસિંહ એકલોજ રૂવાબમાં ને રૂવાબમાં પહારાવાળાઓ પાસે ગયો અને તેઓ કાંઇ પૂછે તે પહેલાંજ તેણે દમમાં કહ્યું:—"પહેરાપર કોણ છે? બરાબર સાવધ રહો. સ્હવારે બીજાઓ તમને છોડાવવા આવે ત્યાં સૂધી અહીંથી બિલકુલ હાલતા ચાલતા નહિ!" હાકિમસિંહનો હુકમ સાંભળતાંજ પહારાવાળાઓ આંખો ચોળતા ઉઠયા અને "જી હુકમ સરકાર" એમ કહેતા પહારો ભરવા લાગ્યા. તેઓએ તો ધાર્યું કે આ કોઇ આપણો અધિકારી છે. આવી રીતે પહારો પસાર કર્યા પછી દુલીને ઇચ્છિત સ્થળે આવતાંજ દારૂથી ભરેલા ત્રણ બાણો આકાશની અંદર છોડયાં. ત્રણે બાણો આકાશમાં જતાંજ ફૂટયા અને તેના અવાજ સાથેજ અત્યાર સૂધી શાંત રીતે પડી રહેલાં દુલીનનાં યાંત્રિક તોપખાનાંએ બન્ને જગ્યાએ ભયંકર મારો શરૂ કર્યો. બન્ને દરવાજાના મુખપર તથા દુલીન પોતાના માણસોને લઇને ઉભો હતો તેની પછવાડેના ભાગપર શેલ નામના ગોળાઓ આવીને પડવા લાગ્યા. થોડા વખતમાંજ આખો કિલ્લો કંપાયમાન થઇ ગયો અને આવો અચાનક મારો થયેલો જોઇ દંડવરના સિપાહીઓ મરી ગયા અને તોપખાનું બંધ પડી ગયું. દંડવરનું તોપખાનું બંધ થયેલું જોતાં દુલીનનું સૈન્ય ગુપ્ત સન્દેશ પ્રમાણે નંદસિંહના હુકમની વાટ નહિ જોતાં ઠેઠ કિલ્લાના દરવાજા સૂધી આવીને ઉભું રહ્યું. આ બાજુ દુલીને પણ સંધી સાંધીને બીજો બાણ આકાશમાં છોડયો અને દરવાજા પર મારો કરવાનું બંધ કરવાની સૂચના આપી અને પોતાની સાથેના સિપાહીઓને દડતા લઇ જઇ એકદમ બન્ને દરવાજાઓ થોડા રક્તપાતની અંદર ખુલ્લા કરી દીધા. દરવાજા ખુલ્લા થતાંજ દુલીનના હજારો સિપાહીઓ કિલ્લામાં દાખલ થયા અને 'મહારાજા રણજીતસિંહકી જય' 'દુલીન સાહેબકી જય' એમ જયઘોષ કરવા લાગ્યા. લશ્કર અંદર દાખલ થતાંજ કોઇપણ જાતની લૂંટ કિંવા ટંટોબખેડો નહિ કરવાનો દુલીને હુકમ ફરમાવ્યો અને હાકિમસિંહને શાંતિસૂચક નિશાન સાથે દંડવર પાસે મોકલી દીધો.

અભેદ્ય ગણાતા કિલ્લાપર એક હજાર વીર પુરૂષો લઈને દુલીન આવ્યો અને કિલ્લાના દરવાજા ખુલ્લા કરી તેણે પોતાનું આખું સૈન્ય અંદર લીધું, એ વાતની ખબર દંડવરસિંહને પડતાંજ તે ગાંડો બની ગયો. પહારાવાળાઓ ઉપર તેને ઘણો ગુસ્સો આવ્યો તથા મ્હોટા મ્હોટા અધિકારીઓને જેમ આવે તેમ ગાળો દેવા લાગ્યો. જે અભિમાનથી કિલ્લો નહિજ આપું એમ કહેવરાવ્યું હતું, તેજ અભિમાન દુલીને આવી રીતે ગાળી નાખેલું જોઈને વૃદ્ધ માનાપમાનની ભાવનાથી સંતાપી જઈ પોતાનાજ હોઠ કરડવા લાગ્યો. તેણે એકદમ પોતાના સૈન્યને એકઠા થવાનો અને દુલીનપર હલ્લો કરવાનો હુકમ ફરમાવ્યો; પરંતુ તોપખાનાના સખત મારાને લીધે તેના સૈન્યનો એક પણ માણસ આગળ આવ્યો નહિ. આવી સ્થિતિ જોઈ દંડવર ક્રોધથી અને નિરાશાથી વિવેકશૂન્ય બની ગયો. એટલામાં હાકિમસિંહ તેની સામે આવીને ઉભો રહ્યો. તેણે દંડવરને સલામ કરી દુલીનનો પત્ર તેના હાથમાં આપ્યો. પત્ર વાંચતાંજ દંડવર હાકિમસિંહ ઉપર અગ્નિની માફક લાલ ડોળાઓ કરી જોવા લાગ્યો. તેની તો દુલીનના પહેલાં હાકિમસિંહનેજ ખાઇ જવાની ઇચ્છા હતી; પરંતુ હાકિમસિંહના વિનય અને મધુર ભાષણથી તે ટંડોગાર થઈ ગયો. તેણે કંપતા હાથે દુલીનનો પત્ર ઉઘાડયો અને મશાલનાં અજવાળાએ તે વાંચવા માંડયો:—

“ મહારાજ શ્રી દંડવરસિંહ બહાદુર,

“ કિલ્લાની અંદર આવી રીતે મેં પ્રવેશ કર્યો તે જોઈ આપને મારા ઉપર ઘણોજ ગુસ્સો ચ્હડયો હશે; પરંતુ તેમાં મારો કાંઇ પણ દોષ નથી, એ વાત ધ્યાનમાં લાવી મને ક્ષમા કરશો. જેવા આપ દરબારના નોકર છો, તેવોજ હું પણ દરબારનો નોકર છું. આપણા બન્નેના સિપાહીઓ મહારાજા રણજીતસિંહના સિપાહીઓ છે. અત્યાર સુધી જે રક્તપાત થયો તે ભલે; પરંતુ હવે પછી એક પણ રક્તનું બિંદુ પડશે તો તેને માટે તમે જોખમદાર છો એ વાત ધ્યાનમાં રાખશો. અંદર અંદર મારામારી કરી મહારાજાનું સૈન્યબળ ઓછું કરવામાં કાંઇ ફાયદો નથી. હું મારા પોતાના માટે કિલ્લો તાબામાં લેવા ઇચ્છતો નથી, પણ રાજાજ્ઞાને લીધેજ તેમ કરૂં છું. હુકમનો અનાદર કરી દરબારની બેઅદબી કરવી એ અનુચિત છે, તે વિષે આપના જેવા વયોવૃદ્ધ અને અનુભવી

ગૃહસ્થને કહેવાની જરૂર નથી. આપનો માનમરતબો કાયમ રહે એવી મારી ઇચ્છા છે અને તેટલા માટેજ મને આવી રીતે વર્ત્તવું પડયું છે. જે યોગ્ય લાગી છે તે સૂચનાઓ આપને આપી છે. દરબારના દુર્દૈવને લીધે આપ તે માન્ય નહિ કરશો તો ઇશ્વર મને જેવી બુદ્ધિ આપશે તેવી રીતે વર્તીશ.”

પત્ર વાંચી રહેતાંજ દંડવરસિંહનો ક્રોધ શાંત થઇ ગયો અને દુલીનનું સાહસ તથા તેનાં શૌર્યનો વિચાર કર્યા પછી તેની સાથે શત્રુતા રાખવા કરતાં મિત્રતા રાખવીજ વધારે શ્રેયસ્કર છે એમ તેને જણાયું. જેણે થોડા વખતમાંજ પોતાનો યુદ્ધ ચમત્કાર બતાવી કિલ્લાની અંદર પ્રવેશ કર્યો તેની સાથે લ્હડીને જય મળે તો ઠીક નહિ તો પછી જગત્માં મ્હોડું બતાવવાનું પણ નહિ રહે એવો વિચાર કરી દુલીન જ્યાં સૂધી સ્નેહ બતાવે છે, તે સ્થિતિમાંજ કિલ્લો છોડી બહાર નીકળવું વધારે સારૂં એવો તેણે નિશ્ચય કર્યો. થોડો વખત વિચાર કરવાનો ડોળ કરી આખરે તેણે દુલીનની મુલાકાત લેવાનું નક્કી કર્યું અને તે પ્રમાણે હાકિમસિંહને કહી પોતાની સાથે થોડાં માણસો લઇ તે દુલીનને મળવા ગયો. દુલીને ઘણાજ આનંદપૂર્વક સત્કાર કરી તેને માન આપ્યું અને પોતાની પાસે બેસાડયો. દુલીનનો આગ્રહ તથા વિવેક જોઇ તે ઘણો હર્ષ પામ્યો અને ખુલ્લા દિલથી દુલીનની પ્રશંસા કરવા લાગ્યો. એટલામાં એક સ્વારે આવીને દુલીનને કહ્યું કે, “દરવાજા બહાર લાહોરથી એક સ્વાર આવ્યો છે અને તે દંડવરસિંહ બહાદૂરના નામનો પત્ર લાવ્યો છે.” દુલીને તરતજ તેને પોતાની પાસે લાવવાનો હુકમ કર્યો. હુકમ પ્રમાણે તે સ્વાર જ્યારે દુલીન અને દંડવરની સામે આવીને ઉભો રહ્યો ત્યારે બન્નેની ખાતરી થઇ ગઇ કે તે લાહોરથી ઘણોજ જલ્દી આવ્યો હોવો જોઇએ. બની શકે તેટલી ઝડપથી કાંગ્રા પહોંચવાનું તેને મહારાજા તરફનું ફરમાન હતું. દુલીને જ્યારે લાહોર છોડયું ત્યાર પછી સાત આઠ દિવસે ફકીરજી તથા રણજીતસિંહના ધ્યાનમાં આવ્યું કે, દંડવરને જ્યારે કિલ્લાની સરદારી આપી હતી ત્યારે તેને કોઇના પણ વાબામાં કિલ્લો નહિ આપવાનો ખાનગી હુકમ કર્યો હતો. અર્થાત્ તે કાંઇ દુલીનને કિલ્લો સોંપશે નહિ, અને દુલીન કાંઇ નિરાંતે બેસશે નહિ! અર્થાત્ બન્ને જણાઓ લ્હડવાને તૈયાર થઇ જશે, એમ વિચાર કરી ફકીરજીએ કિલ્લો દુલીનને સોંપી દેવાનો હુકમ લખી તેપર મહારાજાની મ્હોર મારી એક માણસને એકદમ મોકલી દીધો. પરંતુ અહિંયા તો

મહારાજાનો હુકમ આવે તે પહેલાંજ દુલીને હુકમના અમલની બજાવણી કરી હતી. સ્વારે આપેલો પત્ર વાંચ્યા પછી દંડવરે દુલીનને કહ્યું:—"આપના કબજામાં કિલ્લો આપવાનો પત્ર મહારાજા તરફથી આવ્યો છે. રાજાજ્ઞાને હું માથે ચ્હડાવું છું. પત્ર વખતસરજ આવી પહોંચ્યો એ મહારાજાનો ઉપકાર માનજો, નહિ તો આપ જો કે બળાત્કારથી કિલ્લાની અંદર દાખલ થયા છો તોપણ મેં આપને યુદ્ધની અંદર પરાભૂત કર્યા સિવાય છોડયા ન હોત. કદાચિત્ કિલ્લામાંથી મને બહાર પડવું પડ્યું હોત તોપણ બીજું સૈન્ય એકઠું કરીને પણ કિલ્લાને ઘેરો ઘાલીને બેસત; પરંતુ તેવો પ્રસંગ આવવા પહેલાંજ મહારાજાનો પત્ર આવ્યો એ ઘણું સારૂં થયું. હવે આપ મને ખુશીથી રજા આપો અને કિલ્લાની સરદારી સંભાળી લ્યો."

પોતાના ભાષણની અંદર દંડવરે જે કટાક્ષભર્યા શબ્દો ઉચ્ચાર્યા હતા, તેવાજ શબ્દો સંભળાવવાનું દુલીનના મનમાં પણ આવ્યું. તેણે કહ્યું:—"ત્યારે તો આ પત્ર બે ચાર દિવસ મોડો આવ્યો હોત તો ઠીક થાત. કારણ કે તેથી આપની દુર્ગરક્ષણ પદ્ધતિ મારા જોવામાં આવી હોત; પરંતુ મારૂં દુર્દૈવ કે આપના જેવા વૃદ્ધ યોદ્ધા પાસેથી અવરોધ અને યુદ્ધકળા વિષે હું કાંઇ પણ જાણી શકયો નહિ!"

દુલીનના શબ્દો સાંભળતાંજ ઉભયપક્ષના જે જે અધિકારીઓ ત્યાં હાજર હતા, તેઓ હસી પડ્યા. દુલીનના શબ્દો તથા બીજાઓનું હસવું તે સહન કરી શકયો નહિ; પરંતુ કરે શું? તે નાઇલાજ હતો. મનમાં ને મનમાં બળીને ચૂપ થઇ ગયો. દંડવરનો તે વખતનો ચ્હેરો જોઇને દુલીનના મનમાં આવા વૃદ્ધ માણસનું મન દુખવ્યું તે માટે સંતાપ થયો. દંડવર વૃદ્ધ હતો—પરાભૂત થયેલો હતો અને વળી મહારાજા તરફથી કિલ્લો છોડી દેવાનો તેને હુકમ હતો તેથી તેવી સ્થિતિમાં તેના મનને દુખાવવું એ ઘણુંજ અનુચિત કર્મ છે, એમ દુલીનને જણાયું. તેણે અનુતાપ દર્શાવતાં કહ્યું:—"દંડવરસિંહ, મને ક્ષમા કરજો. મારાથી બોલવામાં ભુલ થઇ ગઇ છે. આપ સુજ્ઞ અને અનુભવી છો. ઘણીખરી વખત પોતાની ઇચ્છા વિરૂદ્ધ પણ માણસથી કામ થઇ જાય છે, એમ આપ જાણો છો. મારા તરફથી પણ બોલવામાં કાંઇક ચૂક થઇ ગયેલી છે; પરંતુ વાસ્તવિક રીતે જોતાં આપનું અપમાન કરી મન દુખાવવું એવી મારી ઇચ્છા નહોતી અને છે પણ નહિ. માટે હું આપની પાસે ક્ષમા માંગું છું. હું યુવાન છું, આપ વૃદ્ધ છો, તેથી, આપની

પાસે ક્ષમાને પાત્ર છું. મેં એમ સાંભળ્યું છે કે આપ ઘણાજ ઉદાર અને દયાળુ અંતઃકરણના છો અને તેથી મારા શબ્દો વીસરી જશો એમ હું આશા રાખું છું. ”

દુલીને પોતાના ખરા અંતઃકરણથી ક્ષમા માગી છે એ સમજતાં તે વૃદ્ધ અને અનુભવીને ઘણો વખત લાગ્યો નહિ. જયમદનું ઝેર દુલીનની આંખોમાં જરા પણ દેખાતું નથી અને તે આપણી સાથે વિવેક અને ન્યાયની રીતે વર્તે છે એમ તેને જણાયું. દુલીનના સ્વાભાવિક મધુર ભાષણથીજ તેનો આત્મા પ્રસન્ન થયો. તેણે “ તમારા બોલવાથી મને ગુસ્સો ચ્હડયો નથી” એમ કહી દુલીનનો અનુતાપ દૂર કરવાનો ખરા મનથી પ્રયત્ન કરવા માંડયો. થોડા વખતમાંજ બન્ને જણાઓ એકબીજાના મિત્ર બની ગયા અને સૂર્યોદય થયો ત્યાં સૂધી અહિંવહિંનાં ગપ્પાં મારતા બેઠા. સૂર્યોદય થયા પછી દંડવર દુલીનને કિલ્લાના મુખ્ય દરબારગૃહમાં લઇ ગયો અને કિલ્લો તેના સ્વાધીનમાં આપી પોતાના સૈન્ય સાથે દુલીનની રજા લઇ બહાર જવા લાગ્યો; પરંતુ દુલીને તેને તે દિવસે જવા દીધો નહિ. પાંચ છ દિવસ પોતાનું આતિથ્ય સ્વીકારી તેમણે કિલ્લામાં રહેવું એવો દુલીને ઘણો આગ્રહ કર્યો, પણ દંડવર એકનો બે થયો નહિ. આખરે મહામહેનતે તે એક દિવસ ત્યાં રહેવાને કબૂલ થયો. દુલીને તે દિવસ ઉત્સવ તરીકે પાળ્યો. દંડવર તથા તેના સૈન્યને મિજબાની આપી ઘણુંજ માન આપ્યું તથા જખમી થયેલાઓને યોગ્ય ઔષધોપચાર કરી તેમને પણ આનંદના ભાગીદાર બનાવ્યા. દુલીનનો સરળ સ્વભાવ તથા ઉદાર વર્તણુક જોઇ ઘણાખરા સિપાહીઓ દંડવર સાથે નહિ જતાં દુલીન પાસેજ નોકરીએ રહ્યા. દંડવરે કિલ્લાનાં દરેક મર્મસ્થાનો ઘણી ખુશીથી દુલીનને બતાવ્યાં અને કોટકાંગ્રા વિષે જે જે કાંઇ મહત્વની વાતો હતી તે બધી તેને સમજાવી. બીજા દિવસે દંડવર ત્યાંથી જવા નીકળ્યો. દુલીન તેને વળાવા માટે કિલ્લાની બહાર આવ્યો. લગભગ બે ત્રણ માઇલ સૂધી તેને પહોંચાડયા પછી બન્ને સરદારો એકબીજાની આજ્ઞા લઇ પ્રેમભાવ દર્શાવી ભેટી પડયા. દંડવર દુલીનને શુભાશિર્વાદ આપી પોતાના સૈન્ય સાથે ચાલ્યો ગયો.

# પ્રકરણ ૧૭ મું.



## અધિકાર.

જે દિવસે, લગભગ પરોઢિયે દંડવરને લાહોરથી મહારાજા તરફનો પત્ર મળ્યો, તેજ દિવસે બપોરે લાહોરથી એક બીજો સ્વાર આવ્યો અને તેણે દુલીનને તથા દંડવરને રાજા ધ્યાનસિંહ તરફના જૂદા જૂદા પત્રો આપ્યા. વળી તેજ દિવસે સ્હાંજે લગભગ અંધારૂં થવા વખતે એક સ્વાર કિલ્લામાં દાખલ થયો અને તેણે ચાંદખાં તરફનો પત્ર દુલીનના હાથમાં મૂકયો. તે દિવસે દંડવર દુલીનના પરોણા તરીકે કિલ્લામાં રોકાયો હતો, તે વાંચકોને યાદ હશેજ. વળી વાંચકોને એવી પણ જીજ્ઞાસા થઇ હશે કે ધ્યાનસિંહે દુલીનને તથા દંડવરને શું લખ્યું હશે? પરંતુ આપણે ધ્યાનસિંહનો પત્ર વાંચી જોવાની જરૂર નથી. માત્ર ચાંદખાંનો પત્ર ઘણોજ વિસ્તૃત હતો, માટે અમો તેમાંના કેટલાક મુખ્ય મુદ્દાઓજ અહિં આપીએ છીએ:—

"હું ધારૂં છું કે, આપ જે દિવસે લાહોર છોડી ગયા, તે દિવસ અહિંના લોકો કદી પણ વીસરી જશે નહિ. તેજોમય સૂર્ય પશ્ચિમ તરફ જતાં જેમ પ્રકાશ ઓછો થતો જાય છે, તેમ હુજૂરે લાહોર છોડયું તે વખતે આખા લાહોરમાં ઔદાસિન્ય પ્રસરી રહ્યું હતું. આપને વિદાય આપતી વખતે મહારાજા તથા બીજા લોકોના ચ્હેરાપર દિલગીરીની કેવી છટા છવાઇ રહી હતી તે તો આપે પ્રત્યક્ષજ જોઈ છે. તે દિવસે દરબારમાં બિલકુલ કામકાજ થયું નહોતું, એ કહેવાની કાંઇ વધારે જરૂર નથી.

"કાલનિયમાનુસારે એક બે દિવસમાં આ ઉદાસિનતા ઓછી થવા લાગી અને આપણી વિરૂદ્ધ પક્ષના જે જે લોકો હતા તેઓએ વખત મળે તેવી રીતે મહારાજાના કાન ભંભેરવા માંડયા. હજી સૂધી તેઓના પ્રયત્નો ચાલૂ છે અને તે હમેશાં ચાલૂ રહેશેજ. તોપણ આપણે ડરવાનું કારણ નથી. કારણ કે મહારાજા મજબૂત મનના છે. કોઇના બોલવા તરફ એકાયક ધ્યાન આપે તેવા નથી. જે વખતે આપની નિંદા શરૂ થાય છે ત્યારે કોઇ વખત હસીને તો કોઇ વખત ગુસ્સાથી બંધ પાડી દે છે. મહારાજામાં માણસની પરીક્ષા કરવાની બુદ્ધિ સારી છે. આપને તેમણે બરાબર ઓળખ્યા છે. આપના વિષે તેમના મનમાં જે આદર ઉત્પન્ન થયો છે, તે હવે ગમે તેવા પ્રયત્નો કરવામાં આવે તોપણ

જશે નહિ એમ જણાય છે. વળી બીજું જાણવા જેવું તો એ છે કે, એક તરફથી આપની વિરૂદ્ધના શબ્દો મહારાજાના કાનપર આવીને પડતા હતા ત્યારે બીજી તરફથી આપની પ્રશંસાના ઉદ્ગારો આવતા હતા અને હજી સૂધી આવ્યાજ કરે છે. આપનું સૈન્ય રસ્તાની અંદર પ્રજાને બિલકુલ હેરાન નહિ કરતાં વ્યવસ્થાપૂર્વક ચાલ્યું છે અને કોઇને જરા પણ ત્રાસ પડયો નથી એવી મહારાજાને બાતમી મળી છે. આપના સૈન્યનો રૂવાબ, કવાયત અને પદ્ધતિ જોઇને જ્યાં ત્યાં હુજૂર માટે ભીતિ અને ભક્તિ ઉત્પન્ન થતી જાય છે, એવા સમાચાર અહિં આવ્યા છે. રસ્તે જતાં અનેક ગામો, ખેતરો, વાડીઓ વગેરેમાંથી આપનું સૈન્ય પસાર થયું, પરંતુ કોઇને હેરાનગતી પહોંચે તેવો જરા પણ ઉપદ્રવ કીધો નહિ એ વાતને આ પ્રાંતની અંદર ઘણીજ આશ્ચર્યજનક માનવામાં આવે છે અને તે માટે હુજૂરની જ્યાં ત્યાં વાહવાહ બોલાય છે. વિશેષતઃ જે રસ્તેથી સૈન્ય જાય તે રસ્તાની આજુબાજુનાં ખેતરોમાં નુકસાન થાય એ સ્વાભાવિક છે; પરંતુ હજૂરે તે વખતે ખેતરોના માલેકોને બોલાવીને તેઓને થયેલાં નુકસાન માટે થોડીઘણી રકમ આપી, તે વાત સાંભળીને તો મહારાજા પણ આશ્ચર્યચકિત થઇ ગયા છે!

“કોટકાંગ્રા તરફથી આવેલા એક શ્રીમંત ગૃહસ્થે ઉપરોક્ત વાત ભર દરબારની અંદર જ્યારે વિદિત કીધી ત્યારે મહારાજા ઘણાજ પ્રસન્ન થયા અને રાજા ધ્યાનસિંહને ઉદ્દેશીને બોલ્યા:—“રાજાજી, દુલીન સાહેબ ઘણાજ કાર્યદક્ષ તથા સચ્ચરિત્ર દેખાય છે. ખુદ મારી પોતાની હાજરી હોય તોપણ જે સૈન્ય ઉચ્છૃંખલતા દેખાડયા વિના રહેતું નથી, તેજ સૈન્ય દુલીન સાહેબનો હુકમ સાંભળી ગુપચુપ તાબે થઇ જાય છે! આ ઉપરથી તેઓ ઘણાજ કર્તૃત્વવાન પુરૂષ જણાય છે અને કોટકાંગ્રાની સુબેદારી યોગ્ય માણસનેજ આપવામાં આવી છે એવી મારી ખાતરી થાય છે!” મહારાજાના શબ્દો સાંભળી વિરૂદ્ધ પક્ષ એકદમ ચુપ થઇ ગયો, પરંતુ હુજૂરના પક્ષના માણસોને જે આનંદ થયો તેનું વર્ણન હું કરી શકું તેમ નથી. વળી થોડા દિવસ પછી હજૂરપર આવી પડેલી આપત્તિની ખબર આવી. ત્યાર પછી ખુદ હજૂરનો પત્ર પણ અહિં આવી પહોંચ્યો. તે ઉપરથી વિરૂદ્ધ પક્ષે વસ્તુસ્થિતિનો જૂદોજ અર્થ કરવા માંડયો. હજૂરના ઉપર કોઇપણ જાતની આપત્તિ આવી નથી, માત્ર કેટલાક સારા સારા માણસોનાં નામ કલંકિત કરી પોતાની આત્મપ્રશંસા વધારવાનો આ તો પ્રપંચ છે, એમ મન માને તેવી રીતે મહા-

રાજાના કાન ભંભેરવા માંડયા; પરંતુ મહારાજાએ તે વિષે તેઓને બિલકુલ જવાબ આપ્યો નહિ. હું તો ધારૂં છું કે, હુજૂરે મોકલાવેલી હકીકતજ મહારાજાને ખરી લાગે છે અને તેથીજ તેમણે મૌન રહેવું ઉચિત ધાર્યું છે.

“આપ જેમ જેમ કાંગ્રાની નજીક પહોંચતા ગયા તેમ તેમ અહિં અફવાઓ ઉડવા લાગી કે, ગમે તેમ થાય તોપણ દંડવર કાંઇ હુજૂરના સ્વાધિનમાં કિલ્લો કરશે નહિ. હુજૂર ગમે તેટલા ભગીરથ પ્રયત્નો કરશે પણ તેમાં અપયશ સિવાય બીજું કાંઇ નહિ મળે. આખરે હતકર્મ થઇ પાછા ફરવું પડશે અને તેવી સ્થિતિમાં હુજૂરને અહિં દરબારમાં આવી જે જવાબ આપવો પડશે તે જોવાની મજા પડશે, વગેરે ઘણી જાતની અફવાઓ તેઓ ઉડાવ્યા કરે છે તથા મહારાજાને સંભળાવ્યા કરે છે; પરંતુ જે થયું છે તે એક રીતે જોતાં ઠીકજ થયું છે. કારણ કે, તેથી મહારાજામાં એક પ્રકારની જાગૃતિ આવી છે. દંડવરસિંહને તેમણે આપેલો હુકમ તેમને યાદ આવ્યો છે અને તે હુકમ રદ કરવાની સૂચના તેમણે ફકીરજીને કરી છે. હું ધારૂં છું કે, મારો પત્ર પહોંચ્યા પહેલાંજ રાજદૂત આપની પાસે આવી પહોંચશે. બીજું જણાવવાનું કે, આપના રસ્તામાં ખરી રીતે જોતાં વિઘ્નરૂપ-કંટકરૂપ ધ્યાનસિંહનો ભાઇ ગુલાબસિંહ છે. મહારાજા તે હકીકત જાણી ગયા છે અને તે માટે બંદોબસ્ત કરવાની તેમણે જુદીજ યોજના તૈયાર કરી છે. ગુલાબસિંહ પોતાના હુકમને પણ અમાન્ય કરી હુજૂરને નકામો હેરાન કરશે એમ મહારાજા જાણતા હોવાથી તેમણે રાજા ધ્યાનસિંહને કહ્યું કેઃ—“રાજાજી, ઘણો લાંબો વખત થયો તમારી જાગીરપર હું આવ્યો નથી, માટે આવતી કાલેજ તમારા મહેમાન તરીકે તમારે ગામ આવવાનો મેં નિશ્ચય કર્યો છે માટે જેમ બને તેમ જલદી બધી જાતની તૈયારી કરજો. હું મારી સાથે મારૂં ખાસ સૈન્ય પણ લેનાર છું.” મહારાજાની આજ્ઞા સાંભળતાંજ ધ્યાનસિંહ ચકિત થઇ ગયો અને તેના ચ્હેરાપર સહજ ચિંતાની છાયા દેખાવા લાગી. તે છાયામાં ભીતિનો અંશ નહોતો એમ કાંઇ નહોતું; પરંતુ જેઓની તીક્ષ્ણ દૃષ્ટિ હતી તેઓજ તે જાણી શકયા હતા. રાજા ધ્યાનસિંહે નમ્રતાથી મહારાજાને કહ્યું:—“જેવી મહારાજાની આજ્ઞા—પરંતુ—તે તરફ ગરમી બહુ પડે છે....” રાજા ધ્યાનસિંહ બીજું કાંઇ આગળ બોલવા જતો હતો એટલામાં મહારાજાજ વચ્ચે નિશ્ચયાત્મક સ્વરે બોલી ઉઠયા:—“તમે વચમાં બીજી બાબતો કે

સબબો જણાવશો નહિ. કાલે અહિંથી મુકામ ઉઠાવવો જોઇએ. હું જાણું છું કે હાલમાં ગરમી ઘણીજ સખત પડે છે અને રસ્તો પણ ઘણો દૂર છે; પરંતુ તમારી જાગીરની જગ્યા તો ઘણીજ ઠંડી અને આરોગ્ય-દાયક છે. ચાર પાંચ દિવસ ત્યાં રહેશું તો પ્રકૃતિ સુધરી જશે. તમે હમણાંજ સેનાપતિ કૉર્ટની સાહેબ તથા ખુશાલસિંહને સ્વારીની તૈયારી કરવાની આજ્ઞા કરો. ઉન્હાળાના દિવસો છે માટે જોઇએ તો આપણે પરોઢિયે ત્રણ ચાર વાગે કુચ કરવી શરૂ કરશું!"

મહારાજાની આજ્ઞા મળતાં તરતજ ધ્યાનસિંહ ઉભો થયો અને 'જો હુકમ' કહી દરબારગૃહની બહાર ગયો. વળી તેજ વખતે ધ્યાનસિંહે સંકેત કર્યા મુજબ કેટલાક સરદારો પણ દરબારમાંથી ઉઠીને બહાર ગયા. તેઓ બહાર ગયા કે તરતજ મહારાજા ક્રોધયુક્ત તિરસ્કારમિશ્રિત દૃષ્ટિ તેઓ તરફ ફેંકી દરબારનું બીજું કામ જોવા લાગ્યા. મહારાજાનો પોતાના સ્વભાવ ઉપર અદ્ભૂત કાબુ હતો. ધ્યાનસિંહ ઉપર તેઓ જો કે ગુસ્સે થઇ ગયા હતા, તોપણ દરબારનું બીજું બધું કામ તેમણે ઘણુજ શાંત અને નિર્વિકાર મને કર્યું.

"હુજૂર! મારી દૃષ્ટિ ઘણીજ તીક્ષ્ણ છે, એવું મને અભિમાન નથી, તોપણ આ વખતે મારા ધ્યાનમાં તરતજ આવી ગયું કે, મહારાજા તેને ત્યાં નહિ આવે તેવી તે ખટપટ કરે છે. તે હવે કેવી યુક્તિઓ લડાવે છે, તે તરફજ મારૂં ધ્યાન હતું. ઘણાખરા એમ માનતા હતા કે, મહારાજાને તેડી જવાની તે તૈયારી કરે છે અને તેવાજ અર્થની દરબારમાં સહજ ચર્ચા પણ થઇ હતી. તે વખતે મારા વિચારો કેવા છે, તે મારે દરબારમાં જણાવવું એવી મને ઇચ્છા થઇ; પરંતુ દરબારમાં નહિ બોલવાની હુજૂરની આજ્ઞા હોવાને લીધે હું ગુપચુપ બેસી રહ્યો. ઘણા વખતે ધ્યાનસિંહ પાછો દરબારની અંદર આવ્યો અને પોતાની જગ્યાએ જઇને બેઠો. થોડા વખત પછી બાર સરદારો આવ્યા અને બધી જાતની તૈયારીઓ હોવાનું તેમણે ધ્યાનસિંહને કહ્યું. તરતજ ધ્યાનસિંહ ઉઠીને ઉભો થયો અને મહારાજાની આગળ અત્યંત વિનિત ભાવે ઉભો રહ્યો. આવી રીતે લીનતાથી તે પહેલાં કોઇ દિવસ ઉભો રહ્યો નહોતો. તે બે હાથ જોડીને બોલ્યો;—" મહારાજા, હું આપનો દાસાનું-દાસ છું. આપની કૃપાથીજ હું રંકનો રાય થયો છું. આપના આ સેવકને કિંવા ભાઇઓને આપે જે જાગીર દીધી છે, તે જગ્યા મહારાજાના પગથી પુનિત થશે, એને આ સેવક પોતાનું મહતભાગ્ય માને છે; પરંતુ

મારા જેવા ગરીબની ઝુંપડી સૂધી આવવામાં મહારાજાને કાંઇ ઓછો ખર્ચ લાગે એમ છે? મહારાજા સફરે નીકળ્યા એટલે ઘણોજ ખર્ચ થાય છે, એ હું જાણું છું. માટે તેવો અનાવશ્યક ખર્ચ ન થાય તેવી મારી ઇચ્છા છે. ઇશ્વર કૃપાએ તે જાગીરની ઉત્પન્ન ઘણી સારી આવી છે. મહારાજા જાગીરપર આવે ત્યારે જે નજરાણું આપવાનો મારો વિચાર હતો, તે નજરાણું અહિં આપવાનો મારો વિચાર છે. મહારાજાની ઇચ્છા હોય તો હું હમણાંજ મહારાજાના પગ આગળ નવ લાખ રૂપયા લાવીને હાજર કરૂં છું."

"મહારાજા ધ્યાનસિંહને શું જવાબ આપે છે, તે તરફ બધાનું ધ્યાન દોરાયું. મહારાજા થોડા વખત વિચારમાં પડી ગયા પછી કાંઇક ઉત્તર આપવાનો નિશ્ચય કરે છે એટલામાં ધ્યાનસિંહનાં માણસો દરબારમાં આવી પહોંચ્યા અને મહારાજાની નજર સામે રૂપિયાના થાળ ઉપર થાળ મૂકવા માંડયા. નવ લાખ રૂપિયા એ કાંઇ ન્હાની સૂની રકમ નહોતી. એકેક હજાર રૂપિયાનો એક થાળ એમ નવસો થાળ મહારાજાની નજર સામે મૂકાયેલા જોઇ સહજજ મહારાજા પ્રસન્ન થયા તોપણ ધ્યાનસિંહને તો તેમણે કાંઇ કહ્યું નહિ. વેણીરામ નામના ખજાનચીને તેમણે બોલાવ્યો અને બધા રૂપિયા ગણી લઇ તેને ખજાનામાં મૂકવાનો હુકમ કર્યો. વેણીરામના રૂપિયા લઇને જવા પછી મહારાજાને વધારે ખુશ કરવા માટે ધ્યાનસિંહ બોલ્યોઃ—"મહારાજાના અત્યંત વિશ્વાસપાત્ર કર્નલ દુલીન બહાદૂરને કોઇપણ જાતની હરકત નહિ કરતાં કિલ્લો સોંપવાનો પત્ર આજેજ હું દંડવરસિંહને મોકલાવું છું. વળી કિલ્લાનો અધિકાર મેળવવા માટે કાંઈ ત્રાસ પડયો હતો કે શું તે વિષેનો એક પત્ર દુલીન સાહેબને પણ લખું છું." ધ્યાનસિંહના શબ્દો સાંભળી મહારાજા પહેલાં કરતાં પણ વિશેષ ખુશ થયા અને કહ્યુંઃ—"હા, તમે કહો છો તેજ પ્રમાણે દુલીન સાહેબને પત્ર લખો અને તેમાં લખજો કે, ખાસ રણજીતસિંહની છાવણી માટે કાંગ્રા પ્રાંતમાં જે વધારે ઠંડી અને આરોગ્યદાયક જગ્યા હોય તે શોધી રાખજો. હાલમાં ગરમી સખત પડતી હોવાને લીધે લાહોર છોડી બહાર જવાની મારી ઈચ્છા નથી; તોપણ ક્યા પ્રસંગે લાહોર છોડી કાંગ્રા જવું પડશે તે નક્કી તો થોડું જ છે!' મહારાજાની આજ્ઞા મુજબ ધ્યાનસિંહ દરબારમાંથી નીકળી દફતરખાનામાં ગયો અને એક કારકુનને પત્રો લખવાનું કહી પાછો દરબારની અંદર આવીને બેઠો. થોડા વખતમાંજ પત્રો તૈયાર થઇને આવ્યા અને

તેનાપર ધ્યાનસિંહે મોહર મારી બન્ને પત્રો કોટકાંગ્રા તરફ રવાના કર્યા. હું ધારૂં છું કે આપને મારો આ પત્ર મળશે તેની પહેલાં આપને તે પત્ર મળ્યો હશે અને તેનો ભાવાર્થ આપ સંપૂર્ણ રીતે સમજ્યા હશો. તોપણ તે વિષે મારા કેવા વિચારો છે તે હું આપને જણાવું છું.

"મહારાજાએ એકાએક કોટકાંગ્રા જવાનો નિશ્ચય ધ્યાનસિંહને શા માટે જણાવ્યો? ધ્યાનસિંહ મહારાજાનો નિશ્ચય જોઇ શા માટે ચિંતાતુર થયો? એકદમ નવ લાખ રૂપિયા તેણે શા માટે આપ્યા? તેટલાથી પણ મહારાજાને સંપૂર્ણ રીતે સંતુષ્ટ થયેલા નહિ જોઇ તેણે કોટકાંગ્રા પત્રો મોકલાવવાનું શા માટે કહ્યું? વગેરે અનેક બાબતો કોટકાંગ્રાના હાલના સુબેદારને જાણવાની ઘણીજ જરૂર છે. દંડવરસિંહ કોટકાંગ્રામાં હોય યા ન હોય એ બધું સરખુંજ છે. કારણ કે ત્યાંનો બધો કારભાર ધ્યાનસિંહના ભાઈ ગુલાબસિંહના તંત્રથીજ ચાલે છે અને તેણે સુવર્ણભૂમિ કાંગ્રાની ધૂળધાણી કરી નાંખી છે, એમ મહારાજા પહેલેથીજ જાણે છે. ગુલાબસિંહના જુલ્મથી લોકો કંટાળી ગયા છે અને પ્રજા દરિદ્રી થઇ જવાથી દરબારનું ઉપજ પણ ઓછું થઇ ગયું છે. તે સ્થિતિ સુધારવા માટેજ મહારાજાએ આપની નિમણુંક ત્યાં ખાતે કરી છે. ગુલાબસિંહ પોતાના હાથમાં આવેલી આ સોનાની ખાણ છોડવા કબૂલ નથી એવી ઉડતી વાત મહારાજાના કાનપર આવ્યા પછી મહારાજાને ગુસ્સો ચ્હડે તો તેમાં કાંઇ નવાઇ પામવા જેવું નથી. તેના લીધેજ મહારાજાએ ત્યાં આવવાનો નિશ્ચય કર્યો હોય એ સ્વાભાવિક છે. જો કે મહારાજાએ પોતાના જવાનો હેતુ સ્પષ્ટ જણાવ્યો નથી, તોપણ ધ્યાનસિંહ તો તે પહેલેથીજ સમજી ગયો હતો. પહેલાં કોટકાંગ્રાનું જે નુકસાન કર્યું છે, તેના દંડ તરીકે ધ્યાનસિંહે એક વર્ષની ઉત્પન્ન જેટલી રકમ આપી; પરંતુ બીજા દરબારી માણસોની આંખમાં ધૂળ નાખવા માટે તેણે તે રકમ નજરાણા તરીકે મહારાજાને આદર કીધી. મહારાજાએ જોયું કે, ખરો અપરાધી ધ્યાનસિંહ નહિ પણ ગુલાબસિંહ છે તેથી નવ લાખ રૂપિયા દંડ ઘણો થયો, એમ વિચાર કરી તેમણે તે રકમ ખજાનામાં રાખવાનો હુકમ કર્યો. જો કે મહારાજાનો કોપાગ્નિ આવી રીતે શાંત થયો, તોપણ તે પાછો ફરીથી ભડકી ઉઠે નહિ તે માટે ધ્યાનસિંહે પત્રો મોકલવાનું શિતલ જલસિંચન કર્યું. 'પત્રો મોકલવાનો' ખરો અર્થ એમ હતો કે, કર્નલ ફુલીન બહાદૂર વગર હરકતે કાંગ્રા તાબામાં લેશે. ગુલાબસિંહ તેમને જરા પણ અડચણ કરશે નહિ. મહારાજાના ધ્યાનમાં

આ ખરો અર્થ આવ્યો અને તેથીજ તેમણે કહ્યું કે, 'ખાસ સ્વારી માટેજ એકાદ ઠંડી હવાનું અને આરોગ્યદાયક સ્થળ શોધી રાખવાનું દુલીન સાહેબને પત્રમાં લખો.' આ શબ્દોનો અર્થ એટલોજ થાય છે કે, 'ધ્યાનસિંહ, ધ્યાનમાં રાખજે. ગુલાબસિંહ પાછો ફરીથી કાંગ્રા પ્રાંતમાં પગ મૂકશે તો તાબડતોબ હું પોતે જઇને તેને શિક્ષા કરીશ.' ધ્યાનસિંહ પણ બરાબર સમજ્યો અને ફરીથી તેમ થશે નહિ એવી મહારાજાને તેણે ખાત્રી કરી આપી.

"હુજૂર, આવી રીતે અહિં ઉત્પન્ન થયેલાં કાળાં વાદળાંઓ હુજૂરના સૌભાગ્યાકાશમાં ઉત્પન્ન થયાં ન થયાં એટલામાં ઇશ્વર કૃપાએ ખુદ મહારાજાએજ તે નષ્ટ કરી દીધાં. આ ઉપરથી હુજૂર વિષે મહારાજાનામાં કેટલો બધો આદર તથા પ્રેમ છે તે ખુલ્લેખુલ્લું જણાઇ આવે છે.

"હુજૂર, એક વાત આપને જણાવવાનુ મન થાય છે. મહારાજાનો કોપાગ્નિ શાંત કરવા માટે રાજા ધ્યાનસિંહે નવ લાખ રૂપિયા મહારાજાને આપ્યા તો ખરા; પરંતુ ઘણુંકરીને તે હુજૂરના નામ ઉપરજ તેણે ચ્હડાવ્યા હોય એમ હું ધરૂ છું. વખત આવ્યે તે નવ લાખ રૂપિયાની હુંડી આપની પાસેજ વસુલ કર્યા વગર રહે એમ હું ધારતો નથી. હું ધારૂં છું કે બની શકે ત્યાં સૂધી આવા આસૂરી ઋણમાંથી મુક્ત થવા પ્રયત્ન કરવો એ વધારે સારૂં છે. નહિ તો વગર મફતના શત્રુઓ વંધારવા જેવુંજ છે. આપના સત્યાનુરાગ અને માની સ્વભાવ પ્રમાણે મારી આ સલાહ પસંદ નહિ પડે એમ મને જણાય છે તેથી હુજૂરને મારી ખાસ વિનંતિ છે કે આપે ઘણીજ સાવધગિરીથી રહેવું. શરીર સંરક્ષકોને હમેશાં સાથે રાખવા અને ગમે તેવા નવિન માણુસને સારી રીતે તપાસ્યા વગર પોતાની પાસે આવવા દેવો નહિ. લખવાનું તો ઘણું છે; પરંતુ લખવાને હવે વખત નથી. પ્રત્યુત્તર આપવામાં વિલંબ કરશો નહિ, કારણ કે હમણાંજ ધ્યાનસિંહનો સ્વાર અહિંથી નીકળી ચૂકયો છે. મારી અલ્પબુદ્ધિ પ્રમાણે અહિંનું દરબારનું કામ હું જોઉં છું. અલિવર્દિ ઉપર ખાસ ધ્યાન આપશો. બન્નુ, ધન્નુ, અલિવર્દિ, ભુકન અને હાકિમસિંહ વગેરેને મારા સલામ કહેશો એજ વિનંતિ."

ચાંદખાંનો પત્ર વંચાઇ રહેતાં સહજજ દુલીનના અંતઃકરણમાં અનેક વિચારો ઉત્પન્ન થવા લાગ્યા અને થોડા વખત તે તેવીજ વિચાર-

મગ્ન સ્થિતિમાં પડી રહ્યો. ચાંદખાંએ વિસ્તૃત પત્રમાં આટલી બધી જે હકીકતો લખી હતી, તે માટે તેના વિષે તિરસ્કાર નહિ જણાતાં ઉલટો ચાંદખાં માટે આદરજ ઉત્પન્ન થયો. દરબારમાં બનેલી હકીકત અક્ષરે અક્ષર વિગતવાર જણાવવા સાથ પોતાનો મત પણ ચાંદખાંએ જણાવ્યો હતો તેથી ખુદ પોતેજ જાણે કે દરબારમાં બેસી બધું અવલોકન કરતો હોય તેમ દુલીનને જણાયું. આ ઉપરથી ચાંદખાંની લેખનશૈલી બાણ-કવિની માફક અમોઘ હતી એમ સમજવાની કાંઇ જરૂર નથી. પ્રતિભા-સંપન્ન માણસને એકાંત ઉચ્ચતમ વસ્તુસ્થિતિની ઝાંખી સમજાય તો તે પરથી તેનું જેમ કલ્પનાસામ્રાજ્ય ચાલુ થાય છે, તેજ પ્રમાણે દુલીને ચાંદખાંના પત્રથી દરબારનું ચિત્ર પોતાની નજર સામે ચિતર્યું અને તે જોતાં જોતાં ઘણાં બુદ્ધિગ્રાહ્ય અનુમાનો તેણે કર્યાં. ચાંદખાંએ જે પત્ર લખેલો હતો તે ફારસી ભાષામાં લખેલો હતો. તેજ વખતે ફારસી ભાષાની શિખવાની મહેનત સફળ થઇ એમ દુલીનને લાગ્યું. વળી તેના મગજમાં એવો પણ વિચાર આવ્યો કે, જે પ્રજા ઉપર રાજ્ય કરવું હોય તે પ્રજાની ખરી સ્થિતિ જાણવા માટે તેની માતૃભાષા દરેક સત્તા-ધિકારીએ શિખવીજ જોઇએ; તે વગર પ્રજાનું કલ્યાણ તેનાથી તેટલી સુગમતાથી કરી શકાય નહિ. આ દૃષ્ટિએ વિચાર કરી જોતાં પોતાને ફારસી ભાષાનું જ્ઞાન હોવાને લીધે તેણે બુદ્ધિદાતા પરમેશ્વરનો ઉપકાર માન્યો. લાંબા વખત સૂધી વિચાર કર્યા પછી દુલીને પોતાના મનમાં નક્કી કર્યું કે, દુર્ગાધિકાર પ્રાપ્ત થયો તો ખરો; પરંતુ એકંદર રીતે જોતાં તે અધિકાર ભરદરીયે તોફાનમાં છોડેલાં વહાણ જેવો છે. તેવી સ્થિતિમાં તે વહાણને જરાપણ આંચ નહિ આવવા દેતાં સામે પાર લઇ જવું એમાંજ ખરી કર્ત્તવપરાયણતા છે. ચાલો, આપણે જોઇએ કે દુલી-નમાં આવી કર્ત્તવ્યદક્ષતા છે કે નહિ! પોતે પોતાની માતૃભૂમિમાં નવિ-નજ આવેલો છે છતાં પોતાના વિરૂદ્ધ એક પક્ષ નિર્માણ થાય અને તેજ પક્ષ દરબારની અંદર પોતાની વિરૂદ્ધ ખબરો ફેલાવે, એ જોઇ દુલીનના હૃદયમાં સહજજ ચિંતા ઉત્પન્ન થઇ અને ભવિષ્યમાં કેવી રીતે વર્તવું તે વિષેનો પ્રશ્ન તેની નજર સામે આવીને ઉભો, તોપણ ઉપરોક્ત કારણને લીધે તે નિરાશ કિંવા નિરૂત્સાહ થયો નહિ. આપત્તિના વખતે ઉત્સાહ બમણો જોરાવર થાય એવો તેનો સ્વભાવધર્મ હતો. તોફાનની અંદર વહાણ છોડયું છે ખરૂં; તોપણ જ્યાં સુધી ધર્મ, સત્ય અને ન્યાયરૂપી સુકાન હાથમાં છે, ત્યાં સુધી ગમે તેવાં સંકટો આવે તોપણ તરીને પાર ઉતરીશ

એવી તેના મનને ખાત્રી હતી. તે વિચારવા લાગ્યો કે, દરબારમાં ગમે તેવા પક્ષ હોય, તે તરફ ધ્યાન આપવાની કોઇ જરૂર નથી. જેનામાં સ્વાર્થ અને કર્ત્તવ્યશૂન્યતા ઓતપ્રોત ભરેલાં હોય તે ભલે એક વખત એક પક્ષમાં તો બીજી વખત બીજા પક્ષમાં—આજે એક બોલે અને કાલે ફરી જઇ બીજુંજ બોલી નિંદ્યાચરણો કરે—મને તેમ કરવાનું કોઇ પ્રયોજન નથી. ન્યાયની રીતે પ્રજાપાલન કરવાથી મહારાજા અસંતુષ્ટ થવાનો સંભવ નથી, અને યદ્યાકદાચિત્ કોઇના ભરમાવ્યાથી તેઓ અસંતુષ્ટ થાય તો પણ ધ્યાનસિંહની માફક નજરાણું–નહિ દંડ–આપવાની ખટપટમાં કાંઇ આપણે પડનાર નથી. તેમ વળી આપણી પાસે તેવું નજરાણું આપવાને માટે હરામના પૈસા પણ નથી. કદાચિત્ છળકપટથી તેવા પૈસા પ્રજા પાસેથી મળી શકે પરંતુ તેવું નિંદ્ય–અનુચિત્ કર્મ મારા હાથે પ્રાણ જશે તોપણ નહિ થાય. ધ્યાનસિંહે પોતાના ચ્યસુરી હિસાબમાં જો કે મારા નામ ઉપર નવ લાખ રૂપિયા લખ્યા હોય તો પણ તેણે હવે દુલીન તરફથી કિંવા કાંગ્રાની રૈયત પાસેથી એક પાઇની પણ આશા રાખવી નિરર્થક છે. જ્યાં સુધી હું કોટકાંગ્રામાં રહીશ ત્યાં સુધી ગુલાબસિંહ કિંવા તેના અનુચરોને કાંગ્રા સંસ્થાનમાં એક પગ પણ મૂકવા આપીશ નહિ, તો પછી તેઓના તરફથી પ્રજાને છળકપટથી હેરાન કરવાનું બનીજ કેમ શકશે. હું ગુલાબસિંહની સલાહ પ્રમાણે વરતી ધ્યાનસિંહના નવ લાખ રૂપિયા કેડી દઇશ એમ ધ્યાનસિંહ સમજે છે; પરંતુ ધ્યાનસિંહ સમજતો નથી કે આ તો દુલીન છે–દંડવર નથી!"

આવી રીતે ચાંદખાંના પત્રનો વિચાર કરતાં કરતાં આખરે તે નિદ્રાવશ થઇ ગયો. લગભગ પરોઢિયું થતાં તેને એક સ્વપ્ન આવ્યું. તે વખતે સ્વપ્નમાં તેણે ઉંચે ચ્હડતો પોતાનો સૌભાગ્યસૂર્ય, મહારાજાના કૃપાછત્ર નીચે પ્રજા તરફથી ભક્તિપૂર્વક થતો સત્કાર તથા પોતાનીજ પાસે એક અતિ લાવણ્યમયી લજ્જાવતી વિનયશીલા હિન્દુ લલનાને જોઇ. તરતજ દુલીન સ્વપ્નમાંથી જાગૃત થયો. સ્વપ્નનો અર્થ તે સમજ્યો; પરંતુ સ્વપ્નમાંની સુન્દરીની પ્રાપ્તિ તેને અશકય જણાવા લાગી. માત્ર તે સ્વપ્નજ હોવાથી આસ્તે આસ્તે તે વિષેના વિચારો તેના મનમાંથી લુપ્ત થવા લાગ્યા; પરંતુ વાસ્તવિક રીતે જોતાં તે સ્વપ્ન, સ્વપ્ન નહિ પણ દુલીનની ભવિષ્યની જીંદગીનું ચિહ્ન હતું. તે ક્યાં સૂધી ખરૂં હતું, તે આપણે આગળ ઉપર જોઇશું.

દંડવર બીજેજ દિવસે કિલ્લો છોડી ગયો એ આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા છીએ. દંડવરને પહેલાં પહેલાં તો દુલીન ઉપર ગુસ્સો ચ્હડયો હતો; પરંતુ એકજ દિવસના આતિથ્ય સત્કારથી દંડવર પોતાનો રોષ ભૂલી જઇ દુલીન સાથે સગા ભાઇની માફક વર્તવા લાગ્યો હતો. સ્વભાવતઃજ દંડવર સરળ પ્રકૃતિનો હતો તેથી ગુલાબસિંહ તથા નંદસિંહની ખરાબ સલાહને લીધેજ પોતે તેવી રીતે વર્ત્યો એમ તેણે ઘણી નમ્રતાથી દુલીન પાસે કબૂલ કર્યું. કિલ્લાની પછવાડેની બાજુએ પોતે કેટલુંક સૈન્ય રાખ્યું હતું; પરંતુ નંદસિંહને સાહેબે બરાબર બનાવ્યો હોવાથી તેણે મને જૂદીજ રીતે સમજાવ્યું અને તેથી સાહેબ કિલ્લાની અંદર આવી શકયા વગેરે હકીકતો દંડવરે દુલીનને કહી. ત્યાર પછી તેણે કિલ્લાપરની મારા કરવાની જગ્યાઓ, ચોરરસ્તા, ગુપ્ત કોઠારો વગેરે બતાવી મહત્વની માહિતી દુલીનને આપી અને પછી તેણે જવાની રજા માંગી. દંડવરના જવા પછી દુલીને કિલ્લાની બરાબર તપાસ કરી અને પોતે જે બાજુએથી આવ્યો હતો ત્યાં અને બીજી સંશયિત જગ્યાએ બુરૂજો બાંધવાનો તેણે હુકમ કર્યો. પહેરા વધાર્યા અને દરેક બુરૂજ ઉપર તોપો ચ્હડાવી દીધી. સૈન્યની ન્હાની ન્હાની ટુકડીઓ કરી તે ઉપર એકેક ફોજદારની નીમણુંક કરી અને કવાયત વગેરે કરવાનો કાર્યક્રમ નિશ્ચિત કરી દીધો.

અત્યાર સૂધી આપણે ચૈતન્યની બિલકુલ ખબર લીધી નથી, એ સારૂં કર્યું નથી. કિલ્લાની બહાર છાવણી પડી અને તોપોના ધડાકા ભડાકા થવા લાગ્યા ત્યારે ચૈતન્ય ગભરાઇ ગયો અને બ્હીકથી ડરી જઇ ન્હાસતો ન્હાસતો ઘણી મ્હેનતે જયંતી દેવીના મંદિરમાં જઇ પહોંચ્યો. મંદિરમાં તે વખતે અનેક સાધુસંતો બેઠા હતા અને યુદ્ધની વાતો ચાલતી હતી. એટલામાં ખુદ દિવાન સાહેબની સ્વારી ત્યાં જઇ પહોંચી એટલે દુધમાં સાકર પડે તેમ તેઓની વાર્તાનો રંગ વધારે ચ્હડવા માંડયો અને કેટલાક ગોસાંઇઓ દુલીન સાહેબનો જય થાય તે માટે દેવીની માનતા કરવાનું ચૈતન્યને કહેવા લાગ્યા. ચૈતન્યને પણ તે સલાહ પસંદ પડી. તોપોનો નકામો મારો કરી પ્રાણનાશ કરવા કરતાં દેવીની ઉપાસના કરી જય પ્રાપ્ત કરવો એ વધારે સારૂં છે એમ ચૈતન્યને લાગ્યું અને તેથી મંદિરમાં બેઠેલા માણસોએ કહ્યા મુજબ અનુષ્ઠાન અને બ્રાહ્મભોજન એ બે કાર્યો કરવાને બ્રાહ્મણોને વિનંતિ કરી. ચૈતન્યે વિનંતિ કરી તો ખરી; પરંતુ ખીસામાં હાથ નાખીને જુએ છે તો તેમાં

એક પાઇ પણ મળે નહિ! અર્થાત્ તેવી સ્થિતિમાં અનુષ્ઠાનનો ખર્ચ કેમ કરવો તેની તેને મ્હોટી ચિંતા થઇ પડી; પરંતુ બ્રાહ્મણોએ 'હાલમાં અમે અમારા પૈસા ખર્ચીએ છીએ, પછી તમે આપજો.' એમ કહી અનુષ્ઠાનનો આરંભ કર્યો. બીજેજ દિવસે ડુલીને કિલ્લાની અંદર પ્રવેશ કર્યો અને તે સમાચાર ચૈતન્યને સંભળાવતાં બ્રાહ્મણો બોલ્યા કે, "કેમ, અનુષ્ઠાનનું ફળ કેવું છે?" બ્રાહ્મણોના શબ્દો સાંભળી એકંદર રીતે ચૈતન્યે કૃતજ્ઞતાપૂર્વક સંતોષ દર્શાવ્યો અને જમણ વખતે બીજાં બે પકવાનો વધારે કરવાની રજા આપી. આ બાજુ કિલ્લામાં ડંડવર તથા બીજા કેટલાક સરદારો ડુલીનના આદરાતિથ્યનો ઉપભોગ કરતા હતા, તેજ વખતે ચૈતન્ય પચાસ સાઠ બ્રાહ્મણો સાથે બેસી લાડુઓ ઉપર હાથ મારતો હતો! ભોજન થઇ રહ્યા પછી ચૈતન્ય તે દિવસે કિલ્લામાં નહિ જતાં ત્યાંજ રાત રહ્યો અને બીજે દિવસે સ્હવારે કેટલાક બ્રાહ્મણોને સાથે લઇ જયંતી દેવીના મંદિરમાંથી બહાર નીકળ્યો. પર્વતના ઢોળાણુપરથી ઉતરી તે કિલ્લામાં જવાના રસ્તા ઉપર ચ્હડે છે એટલામાંજ તેને ડંડવરને મૂકીને પાછી ફરતી ડુલીનની ટુકડી મળી. આમ અકલ્પિત રીતે ડુલીનને સામે આવેલો જોઇ ચૈતન્યના મનમાં જે ગડબડ થવા લાગી તેનું વર્ણન કરવું અશક્ય છે. પૈસા માટે ડુલીનને શું કહેવું? ડુલીન પૈસા નહિ આપે તો બ્રાહ્મણોને શો જવાબ આપવો? વગેરે વિચારોથી ચૈતન્ય ગભરાઇ ગયો અને તે વિષે જેમ જેમ તે વધારે વિચાર કરતો ગયો તેમ તેમ ડુલીન તેની વધારે ને વધારે નજીક આવતો ગયો. આખરે ઘણા કષ્ટે ધૈર્ય ધારણ કરી ચૈતન્ય બ્રામણોને ઉદ્દેશીને બોલવા લાગ્યોઃ—"અહો! જેમની યશઃપ્રાપ્તિ માટે તમે દેવીનું અનુષ્ઠાન કર્યું તેજ આ ડુલીન સાહેબ, ચાલો ચાલો, તેમને આશીર્વાદ આપો!" ડુલીન આ વખતે ચૈતન્યની નજીક આવી પહોંચ્યો હતો તેથી તેણે ચૈતન્યનું બોલવું સ્પષ્ટ રીતે સાંભળ્યું અને બ્રાહ્મણોએ તેને 'કીર્તિમાન્ ભવ, આયુષ્યમાન્ ભવ' વગેરે આશીર્વાદો આપ્યા તે પણ સાંભળ્યા; પરંતુ તેનો અર્થ શું થતો હતો તેની તેને કાંઇ ખબર પડી નહિ. તેણે ચૈતન્યને કહ્યુંઃ—"ચૈતન્ય, બે દિવસ થયા તમે ક્યાં હતા? વળી આ લોકોને તમે તમારી સાથે શા માટે લાવ્યા છો?"

ચૈતન્યે બ્હીતાં બ્હીતાં વિનયથી અંગ્રેજીમાં જવાબ આપ્યોઃ—"સાહેબ, આ લોકો પવિત્ર પરબ્રહ્મસ્વરૂપિણી આદિમાયાના પરમભક્ત છે. તેઓની આરાધનાથીજ દેવીએ પ્રસન્ન થઇ આપને યશ આપ્યો

છે. અનુષ્ઠાન અને બ્રહ્મભોજન માટે જે કાંઇ ખર્ચ થયો છે તે આપવાનો હોવાથી હું તેમને હુજૂરનીજ પાસે લાવતો હતો, એટલામાં તો આપ અહિં રસ્તામાંજ મળી ગયા.”

ચૈતન્યે ઉપરોક્ત હકીકત ડુલીનને અંગ્રેજીમાં કહેવાથી તે સમજવા માટે ડુલીનને બે ચાર વખત ફરી ફરીને ચૈતન્યને પ્રશ્નો પૂછવા પડયા. બધો ખુલાસો થયા પછી ડુલીનને ચૈતન્યના ભોળા સ્વભાવ માટે દયા આવી અને ફરીથી પોતાની પરવાનગી સિવાય આવી બાબતોમાં પડવું નહિ એવી સૂચના કરી તેના કહેવા મુજબ તેણે બ્રાહ્મણોને સો રૂપિયા આપ્યા. ચૈતન્યે કિલ્લામાં આવ્યા પછી પોતાને બેસવા માટે એક મ્હોટી ગાદી લીધી અને તેપર બેસી તે દિવાનગિરીનું કામ બજાવવા લાગ્યો. બીજા દિવસે ચૈતન્ય દિવાનગિરીનું કાંઇ કામ કરતો હતો એટલામાં કાંગ્રા પ્રાંતના કેટલાક શ્રીમંતો ડુલીનને મળવા માટે ત્યાં આવી પહોંચ્યા. ચૈતન્ય તેમને જોતાંજ દોડતો દોડતો ડુલીન પાસે ગયો અને કહ્યું:— “હુજૂર, સારામાં સારો પોષાક પહેરી દરબારમાં આવીને બેસો. કાંગ્રા પ્રાંતના શ્રીમંતો તથા સરદારો નજરાણું લઇને આપની મુલાકાતે આવ્યા છે. મહારાજાએ આપને જે પોષાક આપ્યો છે, તેજ પહેરીને આવો તો વધારે સારૂં. તેટલામાં હું લશ્કરના મુખ્ય મુખ્ય માણસોને પણ તેડાવીને દરબારમાં બેસાડું છું. તમે તે લોકો સાથે કાંઇ પણ બોલતા નહિ; તે વિષેની બધી વ્યવસ્થા હું કરી લઇશ.” પરંતુ ડુલીને તેના કહેવા ઉપર બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ. તે પોતાના હમેશના સાદા પોષાકમાંજ દરબારમાં આવીને બેઠો અને આવેલા બધા માણસોની તેણે મુલાકાત લીધી. મુલાકાત વખતે માન કિંવા અભિમાનની જૂની દરબારી રીત નહિ રાખતાં તેણે દરેકની સાથે મળી-ખુશ ખબર પૂછયા અને આવેલી ભેટનો સ્વીકાર કરી માનપૂર્વક દરેકને વિદાય કર્યા.

અધિકાર મળવા પછી ડુલીનને એક ઘડીની પણ પુરસદ મળતી નહોતી. આ વખતે તેને હકિમસિંહ સિવાય બીજા કોઇની મદદ નહોતી. સેનાપતિ પણ તેજ હતો અને કિલ્લેદાર પણ તેજ હતો. આવી સ્થિતિ હોવાથી તેના પર કામનો જે બોજો પડયો હતો તે કલ્પનાતીત હતો. તેની જગ્યાએ જો બીજો કોઇ માણસ હોત તો કયારનોએ ઘોટાળો થઇ ગયો હોત અને જ્યાં ત્યાં ગડબડ મચી રહેત; પરંતુ સ્વભાવતઃ તે કર્ત્તવ્યપરાયણ તથા તીક્ષ્ણ બુદ્ધિશાળી હોવાથી આસ્તે આસ્તે દરેક ખાતાંઓમાં વ્યવસ્થા કરતો ગયો. કાંગ્રા પ્રાંતની મુલકી વ્યવસ્થા માટે

ફંડવરે જે મુનશી વગેરે નોકરો રાખ્યા હતા, તેઓનેજ દુલીને પોતાની પાસે નોકરીએ રાખી લીધા અને દરેકની યોગ્યતા પ્રમાણે જૂદાં જૂદાં કામો સોંપ્યાં. થોડા વખતમાં ઘણું કામ થાય તેટલા માટે તેણે કારકુનોને જૂદા જૂદા હિસાબી કોઠાઓ બનાવી આપ્યા અને તે કેવી રીતે લખવા તે પણ બતાવી આપ્યું. આ નવીન વ્યવસ્થાથી ઘણાં ખાતાંઓના હિસાબ રોજના રોજ તૈયાર થવા લાગ્યા અને તેથી કોઇ પણ માણસને ઉપજ અને ખર્ચના નક્કી આંકડા કહેવાનું સુલભ થઇ ગયું. જે હિસાબો પહેલાંની પદ્ધતિથી વર્ષ દિવસ સૂધી પડી રહી વર્ષની છેવટે તૈયાર થતા હતા તે રોજના રોજ તૈયાર થવા લાગ્યા. આવી રીતે મુલકી દરબારની બરાબર વ્યવસ્થા કર્યા પછી દુલીને કાંગ્રા પ્રાંત તરફ પોતાની નજર દોડાવી. પહેલાં તો તેણે પ્રાંતના રહેવાસીઓ પાસેથી બની શકતી ઐતિહાસિક, ભૌગોલિક, સામાજિક અને ધાર્મિક માહિતીઓ મેળવી અને તે બધી લખી લઇ આગળ ઉપર કેમ કરવું તેનો વિચાર કરવા માંડયો. આ બધી માહિતીઓ એકઠી કરીને તે નિરાંતે બેસી રહ્યો નહિ; પરંતુ ખુદ પોતે જૂદી જૂદી દિશાએ રોજ ફરવા જઇ ખરી સ્થિતિ શું છે તેનું અવલોકન કરવા લાગ્યો અને તેથી થોડા વખતમાંજ કાંગ્રા પ્રાંતની અથથી ઇતિ સૂધીની દરેક બાબતોથી તે વાકેફગાર થઇ ગયો.

કાંગ્રા પ્રાંત પર્વત તેમજ અરણ્યમય હોવાથી જોઇએ તેટલો રસાળ નથી એમ તેણે લાહોરમાં સાંભળ્યું હતું; પરંતુ પ્રત્યક્ષ દર્શનથી દુલીનની ખાતરી થઇ કે, એ દેશ ઘણોજ રસાળ અને ઉત્કૃષ્ટ છે. માત્ર પહેલાંની રાજયપદ્ધતિને લીધેજ લોકોની આવી દુર્દશા થઇ ગઇ છે. કાંગ્રાની આરોગ્યદાયક હવા, વિમલ પાણી અને ફળદ્રુપ જમીન હોવા છતાં ત્યાંની પ્રજાને નિર્ધન–સત્વહીન જોઇ દુલીનના હૃદયમાં લાગી આવ્યું. તેણે તેઓની સ્થિતિ સુધારવા માટે નિશ્ચય કર્યો. કાંગ્રા પ્રાંતની પાયમાલી જો કે જૂદા જૂદા કિલ્લેદારોએ કરી હતી, તો પણ ખરી રીતે જોતાં તે માટે મહારાજા રણજીતસિંહજ જવાબદાર હતા, અને મહારાજા તે જવાબદારી જાણતા હતા; પરંતુ તે બાબતમાં તેઓ નાઇલાજ હતા. પ્રજાની સ્થિતિ સુધરે તેટલા માટે તેઓ વારંવાર કિલ્લેદારો બદલતા હતા; પરંતુ ગુલાબસિંહની સ્વાર્થી માયાને લઇને દરેક કિલ્લેદાર રક્ષકને બદલે ભક્ષક બની જવાને લીધે ત્યાંના લોકો માત્ર દરિદ્રી થયા હતા. એટલુંજ નહિ, પણ કેટલાક લોકો તો જુલમને લીધે તે પ્રાંત છોડીને

બીજે ચાલ્યા ગયા હતા. આ સ્થિતિ કેવી રીતે સુધરે તેની ચિંતા મહારાજાને હમેશાં થયા કરતી હતી. એટલામાં દુલીન જેવા કર્ત્તવ્યપરાયણ સચ્ચરિત્ર અને પ્રભાવશાળી માણસનું આગમન થતાંજ મહારાજાને કલ્પનાતીત આનંદ થાય અને કેટલાક પ્રધાનોની અનુમતિ નહિ હોવા છતાં નવીન આવેલ સાહેબ વિષે વિશેષ વિચાર નહિ કરતાં તેને એકદમ કિલ્લેદાર બનાવે એ સ્વાભાવિકજ હતું. મહારાજાને એવી આશા હતી કે, દુલીન કાંગ્રા પ્રાંતની ગેરવ્યવસ્થાનો નાશ કરી તે પ્રાંતને ધનધાન્યયુક્ત સમૃદ્ધ બનાવશે. મહારાજાની આ આશા કેટલે દરજ્જે દુલીને સફળ કરી, તે આગળ ઉપર જણાઇ આવશે. મહારાજાએ દુલીન પાસે પોતાના જે જે વિચારો હતા, તે સઘળા વ્યક્ત કર્યા હતા; પરંતુ દુલીન તો કાંગ્રા પ્રાંતમાં આવ્યા પછી તે પ્રાંતની સુવ્યવસ્થા માટે જે અવિશ્રાંત પ્રયત્નો કરતો હતો તે માત્ર મહારાજાની આજ્ઞા તરીકે નહિ, પણ દુરાચારીઓનું દમન કરવું અને સદાચારીઓનું પાલન કરવું એવો તેનો દેહસ્વભાવ હોવાથી તે માત્ર પોતાનું કર્ત્તવ્ય બજાવતો હતો. શાસનકર્ત્તાએ લોકસ્થિતિ કેવી છે, તેનો હમેશાં અનુભવ મેળવવો જોઇએ. તે સિવાય લોકસ્થિતિની સુધારણા કરવાનું શકય નથી, એ તત્વ દુલીન સારી રીતે જાણતો હોવાથી થોડા દિવસમાંજ તેણે કાંગ્રા પ્રાંતનું સૂક્ષ્મદર્શન કરી તેનો એક નકશો તૈયાર કર્યો. આ નકશો સ્થૂલ દૃષ્ટિએ તે પ્રાંતનું આલોચન કરવા માટે તૈયાર કર્યો હતો. તે ઉપરથી અમુક ગાઉ દૂર છે, એમ નકી જાણી શકાય તેમ નહોતું, તો પણ કયાં ગામો કેવી રીતનાં છે, ત્યાંની લોકસ્થિતિ કેવી છે, ત્યાંના ઉદ્યોગધંધાનો નાશ કયાં કારણોને લઇને થયો છે, કેવા પ્રયત્નો કરવાથી તે ધંધાઓ પાછા ફરીથી ઉન્નતાવસ્થામાં આવશે વગેરે માહિતીઓ તે નકશાપરથી સારી રીતે મળી શકે, તેવીજ મતલબથી તે તૈયાર કરવામાં આવ્યો હતો. તેમાં પર્વતો, નદીઓ, સરોવરો, પડત જમીનો, ફળદ્રુપ, નિબિડ જંગલો, જૂદા જૂદા માર્ગો વગેરે માહિતી ઘણીજ વિસ્તારપૂર્વક આપવામાં આવી હતી. સરહદ કેવી છે, સરહદપર કયા કયા કિલ્લાઓ છે, શત્રુઓ અંદર દાખલ થઇ શકે તેવા માર્ગો કયા કયા છે, કયા કિલ્લાઓ જીર્ણ થઇ ગયા છે વગેરે બાતમીઓ પણ આ નકશાપરથી જાણી શકાય તેમ હતું. દુલીન જાણતો હતો કે કાંગ્રા પ્રાંતપર જો સુવ્યવસ્થિત રીતે રાજ્ય કરવું હોય તો તે પ્રાંતની ભૌગોલિક અને ઐતિહાસિક માહિતી પ્રથમથીજ મેળવવી જોઇએ. તે પ્રમાણે તેણે દિવસ અને રાત્રિ અવિશ્રાંત શ્રમ કરી થોડા દિવસમાં તે

પ્રાંતની ભૂગોળ અને ઈતિહાસ તૈયાર કર્યો. આ બન્ને સાધનોને લીધે તે ઘેર બેઠાં બેઠાં બધી બાબતોની ચર્ચા કરી શકવા લાગ્યો. તેણે કાંગ્રા પ્રાંતના મુખ્ય ત્રણ વિભાગ કરી, મુખ્ય વિભાગના પાછા સાત પેટા વિભાગ કર્યા. એટલે કાંગ્રા પ્રાંતના તેણે એકંદર એકવીસ તાલુકા અને સાત જીલ્લા કર્યા. દરેક જીલ્લાપર એકેક સહકારી સુબેદાર અને દરેક તાલુકાપર એકેક ફોજદારની મુખ્ય અધિકારી તરીકે નીમણુંક કરી. દરેક ગામમાં પટેલ અને તળાટી વગેરેની પહેલાંનીજ પદ્ધતિ ચાલુ રાખી: પરંતુ તેઓની કામ કરવાની પદ્ધતિમાં તેણે ફેરફાર કરી નાખ્યો. વળી પ્રત્યેક ગામમાં ગામપંચાયતો સ્થાપી ગામના ટંટાનો નિકાલ ગામમાંજ થઈ જાય તેવી વ્યવસ્થા કરી. ગામમાં કજીઆનો નિકાલ ન થાય તો તે કજીઓ ફોજદાર પાસે લાવવા અને તેણે પોતાના ગામની પંચાયત સાથે મળી ન્યાયાસનપર બેસી તે કજીઆનો નિકાલ કરવો. કજીઆનો નિકાલ ફોજદારથી પણ સમાધાનકારક રીતે થઇ ન શકે તો તે કજીઓ નાયબ સુબેદાર પાસે અને લુલીન પાસે લઇ જવો એવી પ્રજાને ન્યાય મળે તેવી વ્યવસ્થા કરવાથી ઘણાખરા કજીઆઓનો નિકાલ ગામમાં ને ગામમાંજ સમાધાનકારક રીતે થઇ જતો હતો. ચોર અને બીજા દુષ્ટ લોકોનો ઉપદ્રવ કોઇને પણ ન થાય તે માટે તેણે દરેક ગામમાં સ્વયંસૈનિકો તૈયાર કર્યા અને તેઓપર પોતાનું ગામ સંભાળવાની જવાબદારી સોંપી દીધી. કોઇ પણ અમલદારે લાંચ કિંવા નજરાણું લેવું નહિ એવો લુલીને સખ્ત હુકમ કર્યો અને તે હુકમનો ભંગ ન થાય તે માટે લુલીને કડક શિક્ષાની વ્યવસ્થા કરી. આ પ્રમાણે લુલીનની વ્યવસ્થાને લીધે, જાદુગરની સોટી ફરતાં જેમ એક પળની અંદર બધું કામ થઇ જાય છે તેજ પ્રમાણે કાંગ્રા પ્રાંતની પણ હાલહવાલીનો થોડા વખતમાં અંત આવી જયાં ત્યાં આનંદ અને સંતોષનાં ચિહ્નો જણાવા લાગ્યાં. કાંગ્રા પ્રાંતપર આજ સૂધીમાં ઘણા અમલદારોએ પોતાનો અનિયંત્રિત જુલમ ચલાવ્યો હતો. એક પછી એક એવા સુબેદારો આવ્યા હતા કે ભવિષ્યમાં પણ કાંગ્રા પ્રાંતની રૈયત સુખથી બેસે એવી કોઇને આશા નહોતી. તેમાં પણ વળી લુલીનની નીમણુંક થવાથી તો તે લોકો વધારે ચિંતાતુર થયા હતા. કારણ કે, પરદેશથી આવેલો એક યૂરોપિઅન અમલદાર દેશના રીતરીવાજો અને ભાષાથી અજ્ઞાત હોવાને તે કેટલાક હાજી હા કરવાવાળાઓના તંત્રથી ચાલશે અને તેથી સાહેબની મરજી ન હોય તો પણ તેમની કારકીર્દિમાં પ્રજાની ઉલટી વધારે

અવનતિ થશે એમ લોકોની ધારણા હતી; પરંતુ ખુદ દુલીન એકાદ ભીખારીની ઝુંપડી પાસે જઈ તેના ખબર અંતર પૂછી તેને દારૂ તેમજ બીજાં વ્યસનોથી અલગ રહેવાનો ઉપદેશ આપવા લાગ્યો, તે જોઇ પ્રજાજનો આશ્ચર્યચકિત થઇ ગયાં અને દુલીનની કારકીર્દીમાં આપણા દિવસો સુખમાં જશે એવી દરેકને ખાત્રી થવા લાગી. પહેલાં સુબેદારનું દર્શન વર્ષમાં એક વખત પણ પ્રજા કરી શકતી નહોતી, પરંતુ હવે તો સુબેદારને ન્હાનાં ન્હાનાં ગામડાંઓમાં પણ ચાલતા જોઇ લોકોને ઘણું આશ્ચર્ય લાગ્યું. વળી પહેલાંના સુબેદારો પોતાના રસાલા સાથે ફરવા નીકળે ત્યારે પ્રજાની ફરિયાદોની દાદ લાગવાને બદલે માત્ર પ્રજા ઉપર સંકટોનોજ વરસાદ વરસતો હતો; પરંતુ હવે તો હાથી, ઘોડા, રથ વગેરે દુલીન સાથે કાંઈ નહોતું. માત્ર બે ચાર ઘોડેસ્વારોજ તેની સાથે રહેતા અને તેનો ખર્ચ પણ પ્રજાને કરવો પડતો નહિ. કોઇને ગમે તેવી દાદ ફરિયાદ કરવી હોય તો તેણે ખુશીથી દુલીન પાસે બેધડક ચાલ્યુ જવું અને પોતાની ફરિયાદનો નિકાલ માગવો એવી વ્યવસ્થા તેણે કરી હતી. જ્યાં ત્યાં દરિદ્રતા પ્રસરેલી હોવાથી ઘણા માણસો પોતાના પેટને માટે કાંઇ રોજી મળે તે માટે દુલીન પાસે આવતા હતા. તે લોકોની કેવી વ્યવસ્થા કરવી એ વિષે એક મહાન્ પ્રશ્ન દુલીનના અંતઃકરણમાં ઉત્પન્ન થયો. તે લોકોના માટે ધંધારોજગારની વ્યવસ્થા ન કરે તો નિરૂપાયે તેઓ અસદાચરણથી વર્તશે અને તે માટે વ્યવસ્થા કરે તો તેટલો પૈસો પણ તેની પાસે નહોતો. આખરે તેણે રાજ્યમાંના કેટલાક શ્રીમંતોને બોલાવી પોતાની નવીન યોજનાઓ જણાવી અને તેઓ પાસેથી વ્યાજે પૈસા લઈ નદીઓમાંથી નવીન નહેરો બાંધવાનું તથા પડત જમીનો ખેડી તેમાં વાવેતર કરવાનું કામ શરૂ કર્યું. તેથી બેરોજગાર માણસોને ધંધો મળવા લાગ્યો અને આસ્તે આસ્તે કાંગ્રા પ્રાંતની સાંપત્તિક સ્થિતિ સુધરવા લાગી. વેપાર ધંધો સારી રીતે ચાલવા લાગ્યો. જ્યાં ત્યાં બેબંદશાહી-જુલમનું રાજ્ય હતું ત્યાં થોડા ખર્ચે લોકોને ન્યાય મળવા લાગ્યો. દારૂ વગેરે વ્યસનોથી લોકો અલિપ્ત થવા લાગ્યા. લોકોમાં સદાચરણની પ્રવૃત્તિ વધવા લાગી. ઠેકાણે ઠેકાણે સ્વયંસૈનિકો તૈયાર થવાથી જ્યાં ત્યાં ક્ષાત્રતેજ ચમકવા લાગ્યું અને ગુલાબસિંહ જેવા નીચ માણસને ધાસ્તી પડી. થોડામાં એટલુંજ કહેવાનું કે, તે વખતનો કાંગ્રા પ્રાંત જર્મન દેશની પદ્ધતિ મુજબ હતો એમ કહીએ

તો કાંઇ અતિશયોક્તિ જેવું નથી. કાંગ્રા પ્રાંતના શ્રીમંતો તેને જોઇએ તેટલો પૈસો આપવાને તૈયાર થયા અને દરેક સિપાહી પણ ગમે તેવાં સંકટો સામે તેની સાથે લ્હડવાને ખુશી થયો. દુલીનનાં યશોગાન જ્યાં ત્યાં ગવાવા લાગ્યાં. કાંગ્રા પ્રાંતમાંજ નહિ પરંતુ ઠેઠ લાહોર સૂધી મહારાજાના કાનપર પણ તે યશોગાન જવા લાગ્યાં અને તે સાંભળી મહારાજાને જે આનંદ થતો હતો તે અવર્ણનીય—કલ્પનાતીત હતો.

મહારાજા પ્રમાણે આ આનંદના બીજા પણ ભાગીદારો દરબારમાં હતા. તેમાં ચાંદખાં અને ફકીર અજિજુદ્દીન મુખ્ય હતા. તે વખતે ચાંદખાંએ દુલીનને અનેક પત્રો મોકલ્યા અને તે વાંચી દરબારની પરિસ્થિતિ કેવી છે તેની તેને ખબર પડી ગઇ. દુલીને પણ તે પત્રોનો થોડામાં મુદ્દાસર ઉત્તર મોકલાવી ચાંદખાંનો ઉત્સાહ વધે તેમ કર્યું. ફકીર અજિજુદ્દીનને જે આનંદ થયો હતો, તે જૂદીજ રીતનો હતો. આવો મ્હોટો અધિકાર નવીન પાશ્ચાત્ય યુવાનને આપવો નહિ, એમ ધ્યાનસિંહ તેમજ તેના સાથીદારોએ મહારાજાને કહ્યું હતું, છતાં માત્ર પોતાનીજ જવાબદારીપર—પોતેજ જામીન થઇ—તેમણે દુલીનને અધિકારસંપન્ન કરાવ્યો હતો. દુલીનની કર્ત્તવ્યપરાયણતા વિષે ફકીરજીને પહેલાંથીજ ખાત્રી થઇ હતી, તો પણ દરેક રીતે અવ્યવસ્થિત અને અવનતિને પ્રાપ્ત થયેલા કાંગ્રા પ્રાંતને દુલીન કયાં સૂધી સુવ્યવસ્થિત કરે છે, તે વિષે ફકીરજીના મનમાં તો કાળજી રહ્યાજ કરતી હતી: પરંતુ નવીન સમાચારો સાંભળી તેમને ઘણોજ સંતોષ થયો. દુલીનની હોશિયારી તેમજ કર્ત્તવ્યતત્પરતાને લીધે મહારાજા પણ ઘણા ખુશી થયા છે એ જોઇ ફકીરજીનો ઉત્સાહ બમણો વધ્યો અને તેમણે સાંકેતિક ભાષામાં લખેલા અનેક ઉત્સાહના પત્રો દુલીનને મોકલ્યા. તેમાંના કેટલા પત્રોપર તો ખુદ મહારાજાની પણ મોહોર હતી. તે પત્રો જોઇ દુલીનને પોતાના પરિશ્રમનું સાર્થક થયેલું જણાયું અને તે સાથે તેનામાં સદુદ્યોગશીલતા તેમજ પ્રજારક્ષણના અનેક નવીન આશાઓ ઉત્પન્ન થવા લાગી.



## પ્રકરણ ૨૦ મું.

### મૃત્યુબાણ !

દુલીનપર ગોળીઓ છોડનાર દુષ્ટોને શોધવા માટે અલિવર્દિખાં કેટલાક સિપાહીઓને લઇને ગયો હતો, એ વાત વાંચકોના લક્ષમાં હશે અને અલિવર્દિનું શું થયું તે વિષે પણ તેમની સાહજિકજ જિજ્ઞાસા ઉશ્કેરાઇ હશે. માટે આ પ્રકરણમાં આપણે પહેલાં તેનીજ ખબર લઇએ. અલિવર્દિને જવાને લગભગ એક મહિનો પૂરો થવા છતાં તેના તરફથી કાંઈ પણ સમાચાર નહિ મળવાને લીધે દુલીનના મનમાં ચિંતા થવા લાગી. સ્વાભાવિક રીતેજ મન અશુભ દિશાએ દોડી જનારૂં હોવાથી દુલીનના મનમાં અલિવર્દિ વિષે કુશંકાઓ આવવા લાગી. કોઇ કોઈ વખત તેને એમ લાગતું કે, અલિવર્દિને શોધવા માટે બીજાં માણસો મોકલવાં; પરંતુ પુનઃ અલિવર્દિની તીક્ષ્ણ બુદ્ધિ અને હિમ્મત ધ્યાનમાં આવતાં હજી થોડો વખત રાહ જોવી એમ જણાતું. આવી રીતે દુલીન ચિંતા કર્યા કરતો હતો એટલામાં એક દિવસે અલિવર્દિ કિલ્લામાં આવીને દાખલ થયો અને એક પળની અંદર આખા કિલ્લામાં તે વાત પ્રસરી રહી. એક પછી એક અલિવર્દિને મળવા માટે જવા લાગ્યા. વિશેષતઃ અલિવર્દિ ખાલી હાથે આવ્યો નથી, પણ પોતાની સાથે સાત ગુન્હેગારોને પણ લેતા આવ્યો છે એ સાંભળી દુલીન તરફ પ્રેમભાવ ધરાવનારા દરેક માણસોને આનંદ થયો અને તેઓ અલિવર્દિની પીઠ ઠોકવા લાગ્યા. અલિવર્દિએ આવીને થોડો વખત વિશ્રાંતિ લીધી અને પછી દુલીનની મુલાકાત કરી. દુલીન અલિવર્દિને એક બાજુ લઇ ગયો અને શા શા બનાવો બન્યા હતા, તેની હકીકત પૂછી. અલિવર્દિએ નમ્રતાથી કુર્નિસ બજાવી દુલીનને ઉત્તર આપ્યોઃ—"હુજૂર, આ સાત માણસો કે જેમને હું પકડી લાવ્યો છું, તેઓનો ખૂનો જેવાં ભયંકર કૃત્યો કરવાનોજ ધંધો છે. તેઓની એક મ્હોટી ટોળી છે અને કયાં કયાં દ્વેષભાવનો અગ્નિ પ્રજ્વલિત હોય છે, તેની તેઓ ઘણીજ બારીકીથી શોધ કરે છે. દ્વેષી બનેલા બન્ને પક્ષમાંથી એક પક્ષને પોતાના હાથમાં લઈ—ખાનગી મસલતો કરી—ઠરાવેલું ભયંકર કૃત્ય કરી—ઇનામ મેળવવું એજ એમનો જન્માભ્યાસ છે. આપ જ્યારે લાહોરથી નીકળ્યા

ત્યારે દંડવરસિંહ અને આપને ખટપટમાં ઉતરવું પડશે એમ જાણીને તે વખતે પોતાની મતલબ પાર પાડવા માટે તે સાતે જણા આપના સૈન્યમાં યુક્તિથી દાખલ થયા હતા. આ સાતમાંથી ચાર તો પોતે હિન્દુ છે કે મુસલમાન છે-તેની પણ તેઓને ખબર નથી અને તેથી તેમનામાં ધર્મભય તો બિલકુલ નથી. બાકીના ત્રણ જણ ઘણીજ નીચ જાતિના છે. આપણા સૈન્યમાં તેઓ કોઇ કોઇ સ્વારોના ડાણીઆ તરીકે દાખલા થઈ ગયા હતા. તેઓ સ્વભાવતઃજ તીક્ષ્ણ બુદ્ધિના હોવાથી એક ક્ષણની અંદર જાણી ગયા કે, છાવણીમાં ને છાવણીમાં આપને અને નંદસિંહને અણુબનાવ છે, તેમજ નંદસિંહ પણ કોઇ ગુપ્ત પ્રપંચો કરવામાં રોકાયેલો છે. આસ્તે આસ્તે તેઓ નંદસિંહની પલટણમાં દાખલ થઇ ગયા અને નંદસિંહનો જમણો હાથ કહેવાતા મહમદશાહ સાથે ગુપ્ત ખટપટ કરવા લાગ્યા. હુજૂરનું ખૂન કરવું એ કાંઇ જેવી તેવી બાબત નહોતી તેથી મહમદશાહે પહેલાં તેઓની ખાત્રી કરી લીધી અને પછીજ તેઓને આપનું ખૂન કરવાનું કામ સોંપ્યું. શરૂઆતમાં તેઓને પરચુરણ ખર્ચ માટે તેણે પાંચસો રૂપિયા આપ્યા અને કામ ફત્તેહથી પાર ઉતાર્યા પછી દરેકને પાંચસો પાંચસો રૂપિયાનું ઇનામ આપવાનું નક્કી કર્યું હતું.

"આ ભયંકર કૃત્ય કરવાની જવાબદારી પોતાના પર લીધા પછી તે ક્યાં કરવું તેની તેઓ ચર્ચા કરવા લાગ્યા. આ સાત માંહેલા ચાર જણા કાંગ્રા પ્રાંતના માહિતગાર હોવાથી હુજૂરની સ્વારી કાંગ્રા પ્રાંતના પહાડી મુલકમાં દાખલ થાય ત્યારે કરવાનું નક્કી કર્યું. તેમાં વળી ભાવતું'તું ને વૈદ્યે બતાવ્યું એ ન્યાયે હુજૂરનો શિકારનો શૉખ તેઓને વધારે સુયોગકર થઇ પડયો. તેથી હુજૂર નાળાની બાજુએ શિકારે ગયા છે એ જોઇ તેઓએ તેજ દિવસ પોતાનાં કાર્ય માટે મુકરર કર્યો. તે દિવસે એક તો તેઓમાં કોઇ વિશેષ કાર્યદક્ષ માણસ નહોતો અને બીજું એ કે હુજૂરનું નસીબ ઘણુંજ બળવાન કે તેઓને પોતાના કૃત્યમાં યશ પ્રાપ્ત થયો નહિ. હુજૂર નાળું ઉતરતા હતા ત્યારે તેઓએ બંદુકોના બાર કેવી રીતે કર્યા, પોતે સપડાઇ જાય નહિ માટે તેઓ પગે ચીંથરાં બાંધીને કેવી રીતે ન્હાસી ગયા, તેઓ પાછા નાળામાં દાખલ થઇ બીજી બાજુએ કેવી રીતે ગયા વગેરે હકીકત મેં હુજૂરને પહેલાંજ જણાવી છે. તેઓને પોતે સપડાઈ જશે એવો સ્વપ્ને પણ ખિયાલ નહોતો અને ખરેખર, તે દૃષ્ટિએ જોતાં તેઓ

તેટલાજ હોશિયાર છે એવી મારી ખાત્રી થઇ છે; પણ ખૈરાતઅલ્લી અને વયાબઅલ્લી એ બન્ને તેઓ કરતાં વિશેષ હોશિયાર હોવાને લીધે ઘણીજ ચાલાકીથી તેઓને તેમણે પકડયા. આ દેશમાં આવી જાતના હોશિયાર જાસૂસો છે એમ તે બદમાશોને ખબર હોવાને લીધે તેઓ ઘણીજ સાવધગીરીથી વર્તતા ગયા અને થોડા દિવસ પછી આપણી પછવાડે છુપા જાસૂસો ફરે છે એમ તેઓને ખબર પડવાને લીધેજ તેઓને પકડવાને આટલો બધો વખત લાગ્યો. કોઇ કોઇ વખત તો અમોને એમજ જણાતું કે, આજે જરૂર તેઓ પકડાશે, પરંતુ આશ્ચર્ય પામવા જેવી બાબત એ હતી કે તેઓ ઘણીજ ચાલાકીથી અમારી આંખમાં ધૂળ ફેંકી ચાલ્યા જતા હતા. કોઇ કોઇ સ્થળે તો તેઓએ રસોઇ કરેલા ચુલાઓનો દેવતા પણ ઠરી ગયો ન હોય એટલા વખતમાં અમો ત્યાં જઇ પહોંચતા; પરંતુ શિકારી કુતરાની માફક દોડનારો સસલો વિલક્ષણ ધુર્ત્ત હોવાને લીધે જેમ કુતરાને હરેક ઘડીએ ભુલથાપ આપી વંચી જાય છે, તેજ પ્રમાણે તેઓએ પણ અમોને ઘણે સ્થળે તેવી રીતે છેતર્યા હતા. એક તો તે લોકોને પહાડી મુલકની સારી રીતે માહિતી અને બીજા પ્રાબલ્ય! તેને લીધે તે બિચારા પોતાથી બની શકતી ત્વરિત ગતિથી ન્હાસવાનો પ્રયત્ન કરતા હતા. કેટલેક ઠેકાણેથી તેઓ એવી યુક્તિથી ન્હાસી છૂટતા હતા કે, તેઓની તે યુક્તિ જોઇ ખૈરાતઅલ્લી અને વયાબઅલ્લી બન્ને જણા વિમૂઢ થઈ જતા અને હવે શું કરવું તેવો પ્રશ્ન તેમની નજર સામે આવીને ખડો થતો! તો પણ તે બન્નેની હોશિયારીની તારીફ કરીએ એટલી થોડીજ છે. એક વખત તો અમે બધા નિરાશ થઇ ગયા અને ઘણાજ ખીજવાટથી મેં ખૈરાતને કહ્યું:—"બેવકૂફ, વગર મફતના રખડાવીને શા માટે અમારી ધૂળ કહાડે છે? બદમાશો તો કયારનાએ તારા હાથ પર તાળી આપી ગચ્છંતી કરી ગયા અને તું આમ ગાંડાની માફક જ્યાં ત્યાં ભટકયા કરે છે." મારા શબ્દો સાંભળતાંજ ખૈરાતને ગુસ્સો ચ્હડવાને બદલે ઉલટું હસવું આવ્યું અને રીંછના પગ જેવી કેટલીટ નિશાનીઓ પડી હતી, તે બતાવી કહ્યું:—"બદમાશો કયાં જશે? જૂઓ, તેમની આ નિશાનીઓ રહી!" ખૈરાતના બોલવા પર મને વધારે ગુસ્સો ચ્હડયો અને કહ્યું:—"મૂર્ખ, શું આ માણસના પગની નિશાનીઓ છે? આ નિશાનીઓ પરથી જંગલમાં લઇ જઈ શું અમને રીંછના મ્હોડામાં મૂકવાનો તારો વિચાર

છે?" મારો પ્રશ્ન સાંભળી ઐરાત હાથ જોડીને બોલ્યો:—"ખાં સાહેબ, ઐરાતને આવી દગલબાજીની ખબર નથી. હું તેઓને જરૂર પકડી આપીશ એવી મને ઉમેદ છે અને આ નિશાનીઓ જોઇને તો મને પક્કી ખાતરી થઇ ગઇ છે. આ નિશાનીઓ તમોને રીંછના પગ જેવી જણાય છે, પરંતુ વસ્તુતઃ તેમ નથી. આપણને ફસાવવા માટેજ તેઓએ આ રીતની નિશાનીઓ ઉઠાડી છે. ભલે તેઓ પોતાના પગ માથા પર લઇને ચાલવાનો પ્રયત્ન કરે તો પણ હું તેમને પકડીશજ. તેઓ પહેલા નંબર ભામટાઓ છે એ ખરૂં; તો પણ આ ઐરાતને ઠગીને લાંબે જઈ શકે તેમ નથી. તેઓએ અહીંયાં શું ખૂબી કીધી છે, તે તમારા ધ્યાનમાં આવી નથી. તેઓએ અહીંથી પોતાનો રસ્તો બદલવાનો પ્રયત્ન કરેલો જણાય છે. વળી તેઓએ પોતાની સાથે જે એક ઘોડો હતો, તેને પણ સાથે નહિ લેતાં કયાંઇ પછવાડેજ રાખ્યો હોય એમ જણાય છે. અહીં આવ્યા પછી તેમનામાં જે કોઇ વિશેષ બળવાન અને ઉંચો હશે તેને આ ઝાડ નીચે ઉભો રાખી બીજા છ જણા તેના શરીર ઉપરથી ઝાડ ઉપર ચ્હડી એક ઝાડ પરથી બીજા ઝાડ પર એમ કૂદકા મારતા મારતા તેઓ લાંબે નીકળી ગયા છે. આપણે આ ઝાડીની પેલી બાજુ જઇશું એટલે પાછો આપણને તેઓનો માર્ગ નજરે પડશે."

"હુજૂર, ઐરાતે કીધેલું આ અનુમાન ખરૂં પડયું. ઝાડોની ઘટા વટાવી થોડે દૂર જતાંજ તેઓની નિશાનીઓ અમને મળી અને તેની તપાસ કરતા કરતા અમે આગળ વધ્યા. દરરોજની દોડાદોડને લીધે ખાવા પીવાના તે લોકોના પુરતા હાલ થયા અને તેથી તેઓને એક ગામડાનો આશ્રય લેવો પડયો. ઐરાતઅલ્લી અને વયાબઅલ્લી પણ અમને તે ગામમાં લઇ ગયા. અમે બધા મળી ગુપ્ત રીતે તે બદમાશોની શોધખોળ કરવા લાગ્યા. તે ગામનું નામ નંદનપૂર હતું. ગામની આસપાસ પહેરો રાખ્યા પછી મેં તે ગામના કોટવાલને તે લોકોને પકડવાનો હુકમ કર્યો. પહેલાં તો તેણે મને બેપરવાહીથી જવાબ આપ્યો, પરંતુ જ્યારે મેં દમ મારીને હુજૂરનું નામ કહ્યું કે તરત તે ઠંડોગાર બની ગયો અને દરેક રીતે ઉત્તમ પ્રકારે મદદ કરવા લાગ્યો. મદદ કરવાના કારણમાં તેણે કહ્યું કે, હુજૂરની નવી કારકીર્દીને લીધે હુજૂરને માટે તેને ઘણું માન છે અને બીજું એ કે સાહેબને જોઇએ તે મદદ કરવી એવો આ પ્રાંતના ઘણાખર

કોટવાલોને લેનાસિંહનો હુકમ છે. એમ કહી મને તથા મારા બધાં માણસોને વિશ્રાંતિ લેવાની તેણે વિનંતિ કરી અને પોતાની સાથે થોડાક સિપાહીઓ લઇ તે તપાસ કરવા ગયો. અડધા કલાકની અંદર તેણે સાતે બદમાશોને અમારી નજર આગળ લાવીને ઉભા કરી દીધા. તેઓ અમારી સામે ઉભા રહ્યા કે તરતજ ખૈરાતઅલ્લી કુદકો મારી આગળ ગયો અને તેઓમાં જે સૌથી વધારે ઉંચો હતો તેના તરફ આંગળી બતાવી કહ્યું કે, 'દોસ્તો, ખરૂં કહેજો; આના ખભા પરથીજ તમે ઝાડ ઉપર ચ્હડયા હતા કે નહિ?'

"ખૈરાતનો પ્રશ્ન સાંભળી તેઓમાંના દરેકને મરણ પ્રાય: લજ્જા ઉત્પન્ન થઈ અને નીચી મૂંડી કરી જોવા લાગ્યા. અમે મુસાફરીને લીધે ઘણાજ થાકી ગયેલા હોવાથી તે દિવસે નંદનપૂરમાં મુકામ કર્યો અને સારી રીતે આરામ લઇ બીજા દિવસે ત્યાંથી નીકળી અહીં આવ્યા."

અલિવર્દિએ કહેલી એકંદર હકીકત સાંભળ્યા પછી દુલીન થોડો વખત સ્તબ્ધ બેસી રહ્યો. પછી બનેલા બનાવ ઉપર પુખ્ત વિચાર કરી તેણે અલિવર્દિને પૂછયું:—"તેઓને પકડયા પછી ખાવાનું આપ્યું હતું કે કેમ?"

અલિવર્દિએ જવાબ આપ્યો:—"હા હુજૂર. તે વિષે શું અલિવર્દિને શિખવાડવું પડે એમ છે? મને તો શું પણ મારી સાથના દરેક જણને તેઓની દયા આવી અને અમારા પ્હેલાં તેઓને ખાવાને આપ્યું. ખરેખર, તેઓ ત્રણ દિવસના ઉપવાસી હતા. તેઓનો ખાવા પીવાનો બંદોબસ્ત કર્યા પછી જ્યારે અમે અહીં આવવા માટે નીકળ્યા, ત્યારે ખૈરાતે તેઓને તમારી પાસે એક ઘોડો હતો, તે કયાં છે? એમ પ્રશ્ન કર્યો. તેઓ આ પ્રશ્ન સાંભળી આશ્ચર્યચકિત્ત થઇ ગયા અને 'શેરને માથે સવા શેર' પણ જગતમાં પડયા છે, એમ તેઓની ખાત્રી થઇ. તેઓએ ખૈરાત અને વયાબઅલ્લીની હોશિયારીની ઘણીજ તારીફ કીધી અને અહીં વાત છુપાવવામાં કાંઈ પણ સાર નથી એમ માની દરેક હકીકત સ્પષ્ટ રીતે કહી. ઘોડાને તેઓએ એક ગામડામાં રાખ્યો હતો. અમે ત્યાં પણ ગયા અને ઘોડાને અમારી સાથે લઇ આવ્યા. હુજૂર, આપને યાદ તો હશે કે, જે દિવસે હુજૂરનું ખૂન કરવાનો પ્રયત્ન થયો, તેજ દિવસે નંદસિંહની પલટણના મોહરસિંહ નામના સ્વારે પોતાનો ઘોડો મરી ગયો છે એમ કહ્યું હતું; પરંતુ ખરી રીતે જોતાં ઘોડો મરી ગયો નહોતો પણ ન્હાસવાની ઉતા-

વળમાં તે તેમનાથી છુટો પડી ગયો હતો. આ પ્રપંચમાં એકંદર દસ અપરાધીઓ છે. તેઓમાં મુખ્ય નંદસિંહ, બીજો મહમદશાહ, ત્રીજો મોહરસિંહ અને બાકીના આ સાત માણસો."

દુલીને બધી હકીકત સાંભળી લીધા પછી લાંબો વિચાર કરી બીજે દિવસે જાહેર રીતે તેઓની તપાસ કરવાનો નિશ્ચય કર્યો. ન્યાય કરવા પહેલાં તેણે તે દિવસે રાત્રે તે સાતે જણને પૂછી તેઓનો ખુલાસો લઇ લીધો. નંદસિંહનો પક્ષ લઇ દરબારમાં લ્હડનારા માણસો ઘણા છે, તેમજ તે વળી શીખ જાતિનો છે, એમ દુલીન જાણતો હોવાથી કાંગ્રા પ્રાંતના ચાર મુખ્ય શીખ સરદારોને બોલાવી તેણે ન્યાય આપવાનું નક્કી કર્યું. બીજા દિવસે નક્કી કરેલા વખતે તે શિષ્ટ માણસોને દરબારમાં લઇ જઈ ન્યાયાસન પર જઈ બેઠો. ગામના ઘણા માણસો શું બનાવ બને છે, તે જોવા માટે કૌતૂહલ દૃષ્ટિએ એકઠા થયા. બધી તૈયારી થઇ રહ્યા પછી પેલા સાત બદમાશોને ન્યાયાસન સામે લાવીને ઉભા કર્યા. તેઓને જોતાંજ દરેકની ખાત્રી થઈ કે તેઓ મહા ભયંકર દગલબાજ અને ખૂની હોવા જોઇએ. દુલીને પહેલાં તેઓ ઉપર કઇ જાતનો આરોપ છે, તેની બધાને સમજણ પાડી અને પછી 'તમે અપરાધી છો, કે નિર્દોષ છો ?' એમ તે બદમાશોને પ્રશ્ન કર્યો.

પ્રશ્ન સાંભળી દરેકે લજ્જાથી પોતાની ડોક નીચી નમાવી દીધી. કેટલાકોએ માત્ર માથું ધૂણાવીનેજ 'હા' એમ સૂચવ્યું અને એક જણે તો ચોધાર આંસુએ રડી ઘણાજ આક્રંદપૂર્વક દરેક હકીકત કહી દીધી. અર્થાત્ તે હકીકતમાં મોહરસિંહ, મહમદશાહ અને નંદસિંહનાં નામો પણ આવ્યાં અને તેથી તરતજ તે ત્રણે જણને પણ ન્યાયાસન સમક્ષ ઉભા કરવામાં આવ્યા. નંદસિંહના દરજ્જાને માન આપી દુલીને તેને બેસવાને માટે ખુરસી આપી અને પેલા બન્નેને ઉભાજ રાખ્યા. તેઓમાં મોહરસિંહ વૃદ્ધ હતા અને મહમદશાહ તરૂણ હતો. તેઓને તેમના અપરાધોનો ખુલાસો પૂછતાંજ ત્રણે જણે આશ્ચર્યયુક્ત તિરસ્કાર દર્શાવી નિર્દોષ હોવાનું જણાવ્યું. તેથી દુલીને ત્રણે જણને ચુપ બેસવા કહી એકલા મહમદશાહને ઉલટા સુલટા પ્રશ્નો પૂછવા માંડયા. દરેક પ્રશ્નના પરસ્પર વિરોધી જવાબ આપતાં આપતાં મહમદશાહ જબાનીમાં બંધાઇ ગયો અને આખરે રડવા જેવું મ્હોં કરી ખરી હકીકત કહેવાને કબૂલ થયો.

નંદસિંહના કપટ નાટકનો તેણે સ્ફોટ કરી દીધો. તેનો ખુલાસો સાંભળતાંજ એકઠા થયેલા દરેક લોકો આશ્ચર્યચકિત થઇ ગયા અને નંદસિંહ તરફ તિરસ્કાર દર્શાવવા લાગ્યા. ત્યાર પછી મોહરસિંહને બોલાવવામાં આવ્યો. તેણે પહેલાં તો કાન પર હાથ મૂકી દરેક અપરાધો નાકબૂલ કીધા. એટલુંજ નહિ, પણ 'કોઇ નીચ માણસે મારી અને નંદસિંહની આબરૂને ડાઘ લગાડવા માટેજ આવો બનાવટી પ્રપંચ ઉભો કીધો છે—સાહેબ બહાદૂરે અત્યારે અમારૂં જે અપમાન કર્યું છે, એટલુંજ બસ છે. અમે તેમની પાસે અમારી આબરૂનો જવાબ માગીશું નહિ. કારણ કે, અમો જાણીએ છીયે કે આ કામમાં કોઇ નીચ માણસના કહેવાથીજ સાહેબ ફસાઇ ગયા છે, એમ કહી ઉલટો તેણે તો દુલીનનેજ દમ ભરાવ્યો. દુલીને સહજ હસીને પૂછ્યું:—"વારૂ, મોહરસિંહ, તમારો ઘોડો મરી ગયો છે એમ જે તમે કહ્યું હતું, તે ખરૂં કે નહિ?"

મોહરસિંહે કહ્યું:—"હા સાહેબ, ઘોડો મરી જવાનું મેં આપને તેજ દિવસે કહ્યું હતું."

મોહરસિંહે જવાબ આપ્યો કે તરતજ ન્યાયાસનની પછવાડેની બાજુનો પડદો એકાએક ખસી ગયો અને ત્યાં એક ઉત્કૃષ્ટ ઘોડો દેખાવા લાગ્યો. તે ઘોડા તરફ આંગળી બતાવી દુલીને કહ્યું:—"મોહરસિંહ, મરી ગયેલો ઘોડો આજ કે નહિ?"

મોહરસિંહ:—"નહિ સાહેબ, આ ઘોડો મારો નથી-માત્ર મારા ઘોડા જેવો દેખાય છે, એ ખરૂં."

મોહરસિંહનો જવાબ સાંભળતાંજ સૈન્યમાંના માણસો જે ત્યાં હાજર હતા તેઓ એકે અવાજે બોલી ઉઠયા: "નહિ સાહેબ, આ ઘોડો મોહરસિંહનોજ છે!"

મોહરસિંહ ઘોડાને જોતાંજ શરમિંદો બની ગયો હતો. તેમાંય વળી સૈન્યનાં દરેક માણસો પોતાની વિરૂદ્ધ જવાબ આપે છે એ જોઇ તેનું શરીર ભયથી થરથર ધ્રુજવા લાગ્યું. આંખમાં આંસુ લાવી તે બોલ્યો:—"દુલીન સાહેબ, ક્ષમા કરો. હું પૂર્ણ અપરાધી છું. મારી વૃદ્ધાવસ્થા તરફ લક્ષ આપી દયા કરો. હું તો માત્ર નંદસિંહના કહેવાથીજ ફસાઇ ગયો છું."

મોહરસિંહનો ખુલાસો સાંભળ્યા પછી દુલીને નંદસિંહને પૂછ્યું:—"કેમ તમારે શું કહેવું છે?"

નંદસિંહે બેપરવાહીથી જવાબ આપ્યોઃ—"હું અપરાધી છું કે નિરપરાધી છું, એ જોવાનો અધિકાર સાહેબનો નથી; પરંતુ મહારાજા રણજીતસિંહનો છે. માટે તે વિષે તેઓ વિચાર કરી લેશે. બીજું, બધાને હું સ્પષ્ટ રીતે કહું છું કે, સાહેબ ગમે તેમ કહેતા હોય, પણ હું તો સંપૂર્ણ રીતે નિરપરાધી છું."

નંદસિંહના મ્હોડામાંથી શબ્દો નીકળે ન નીકળે એટલામાં તો હજારો લોકો 'આજ મુખ્ય બદમાશ છે' એમ બૂમો મારવા લાગ્યા. પછી ફુલીને જે ચાર સરદારોને લઇને તે ન્યાયાસન પર બેઠો હતો તેમને પૂછયું કે આ બાબતમાં તમારો મત શું છે?"

દરેક જણે એકમતે જવાબ આપ્યો કે, "આ બધા દોષિત છે અને તેમને જબરદસ્ત શિક્ષા થવી જોઇએ."

થોડો વખત વિચાર કરી ફુલીને કહ્યું:-"નંદસિંહ, તમે અપરાધી છો, એમ મારી તો શું પણ અહીં હાજર થયેલ દરેક જણની ખાત્રી થઈ ગયેલી છે. મહારાજા રણજીતસિંહના એક પૂર્ણ ન્યાયપ્રિય સેવક તરીકે અને રાજ્યની સુરક્ષિતતા માટે તમોને શિક્ષા કરવાની મને ફરજ પડે છે. તે વિષે મને ઘણુંજ ખરાબ લાગે છે. તમારા અપરાધની ક્ષમા કરવી એ ઘણું અનુચિત છે; તો પણ ફરીથી આવું નીચ કૃત્ય કરશો નહિ એ માટે ચાર યોગ્ય સદ્ગૃહસ્થોને જામીન આપી ક્ષમા માગશો તો તમને શિક્ષા કરવામાં નહિ આવે."

એકંદર રીતે બનેલા બનાવ ઉપર વિચાર કરી જોતાં નંદસિંહની ખાત્રી થઇ હતી કે, પોતે નિરપરાધી છે. એમ સિધ્ધ કરવું એ અશક્ય હતું. તે વખતે દરેક પળે તેનાં કૃષ્ણકૃત્યો બહાર પડવાને લીધે તે જેહરી સાંપની માફક ફુંફાડા મારતો ક્રોધકંપિતદૃષ્ટિએ બધાની તરફ જોતો હતો. થોડા વખતમાંજ તેનો ક્રોધ અગ્નિની માફક ભડકી ઉઠયો અને પીંજરામાં પૂરેલો સિંહ જેમ બરાડા પાડે તે પ્રમાણે બેહોશપણે તે મનમાં આવે તેમ બડબડવા લાગ્યો. ફુલીનને તે તુંકારાથી બોલાવા લાગ્યો. ફુલીને તેને ક્ષમા કરવાની વાત કહી, તે સાંભળતાંજ તે મિજાજથી બોલ્યો:-"અય ફિરંગી કુત્તા! તારા જેવા ભીખારીની ક્ષમા માંગવાનું મને કોઇ પ્રયોજન નથી. તારાથી થઇ શકે તે કરી લે. તને અધિકાર હોય તેટલી મને શિક્ષા કર; પણ યાદ રાખજે કે, આ નંદસિંહે તારા માટે પણ મૃત્યુબાણ તૈયાર કરીને રાખેલ છે."

નંદસિંહના મ્હોડામાંથી આ ઉદ્ગારો નીકળતાંજ જનસમૂહ અને સૈન્યમાં એકસરખો ખળભળાટ મચી રહ્યો. "નંદસિંહને ફાંસીએ ચ્હડાવો-ફાંસીએ ચ્હડાવો-એવા પોકારો થવા લાગ્યા. એટલામાં દુલીને ન્યાયાસન પરથી ઉઠીને ઉભા થઈ બધાને શાંત રહેવાની ઇસારત કરી પોતે લખી રાખેલું ન્યાયપત્ર વાંચવા માંડ્યું. ન્યાયપત્રમાં પરમ પ્રતાપી મહારાજા રણજીતસિંહની સુરાજ્ય વ્યવસ્થાનો ઉલ્લેખ કરી તે વ્યવસ્થા કાયમ રહે તેટલા માટે રાજ્યમાંના બદમાશોનો નાશ કરવો જોઇએ, એમ શરૂઆત કર્યા પછી આખા ખટલાની વિગતવાર હકીકત વાંચી સંભળાવી. હકીકત સાંભળતાંજ સૈન્યમાંના કેટલાંક માણસોનો નંદસિંહને ગોળી મારી ત્યાંજ મારી નાખવાનો વિચાર થયો; પરંતુ દુલીનની તેમ કરવાની આજ્ઞા નહોતી એટલે માત્ર તેઓ મન મારીને બેસી રહ્યા. છેવટમાં દુલીને ઉદ્વેગ દર્શાવતાં અપરાધીઓને શિક્ષા કહી સંભળાવી. તેણે કહ્યું:-"નંદસિંહના મદદગાર નવ જણાને જીંદગી સૂધી કારાગૃહવાસની શિક્ષા ફરમાવવામાં આવે છે. તેઓના ડાબા હાથ પર ખૂની અને જમણા હાથ પર બદમાશ એવા અક્ષરો તપાવીને તેના ડહામ દેવાનું તથા જાહેર પ્રજાના દેખતાં સો સો ફટકા મારવાનું ફરમાવવામાં આવે છે. મોહરસિંહ વૃદ્ધ છે, એટલે તેને ફટકાની શિક્ષા માફ કરવામાં આવે છે. નંદસિંહે ઘણા અપરાધો કીધા છે અને તે દૃષ્ટિએ જોતાં તેને જેટલી શિક્ષા કરવામાં આવે એટલી થોડી છે; તો પણ થોડામાં થોડી શિક્ષા તરીકે તેને ફાંસીની સજા કરવામાં આવે છે."

એટલું કહી દુલીન પોતાની ખુરસી ઉપર બેસી ગયો. સર્વત્ર 'દુલીન સાહેબકી જય-દુલીન સાહેબકી જય' એવો જય ઘોષ થવા લાગ્યો. તરતજ દરેક રીતની તૈયારી કરી પેલા નવ માણસોના હાથ પર 'ખૂની' અને 'બદમાશ' એવા અક્ષરોની છાપ મારી સો સો ફટકા મારવામાં આવ્યા અને નંદસિંહને ફાંસીના માચડા આગળ લઈ જઈને ઉભો કરવામાં આવ્યો. દુલીને પાછી ફરીથી તેને ક્ષમા માગવાની સૂચના કરી; પરંતુ તેની તે સૂચના માન્ય કરવાને બદલે 'તારી પણ જીવન જ્યોત થોડા વખતમાં હોલવાઇ જશે' એમ ઉલટોજ બેપરવાહીથી તેણે પ્રત્યુત્તર આપ્યો. આખરે નિરૂપાય બની દુલીને ચાંડાલોને પાટીયું ખેંચવાનો હુકમ કર્યો અને તે હુકમ થતાંજ પાટીયું ખેંચી લેવામાં આવ્યું અને નંદસિંહ ફાંસીના દોરડેલટકી રહ્યા. દરેક હૃદય તે હૃદય-

દ્રાવક દેખાવ તરફ ખેંચાઇ રહ્યું હતું તેટલામાં એક ઘણોજ શોચનીય બનાવ એકાએક બની ગયો. લોકોના ટોળામાંથી 'ઠો' એવો બંદુકનો અવાજ આવ્યો અને તરતજ એક બંદુકની ગોળી દુલીનના ખભામાંથી પસાર થઇ ચાલી ગઈ! ચૈતન્યશૂન્ય દુલીન ધરણી પર ઢળી પડયો અને આખો કાંગ્રા પ્રદેશ શોકસાગરમાં ડૂબી ગયો!!!

પ્રથમ ખંડ સમાપ્ત.

**ભયંકર ભેદભરમોથી, આકર્ષક અને અદ્‌ભુત ચમત્કારોથી, પ્રણય અને વિરહના મનોરંજક પ્રસંગોથી, વેશધારીઓનાં કલ્પનામાં પણ ન આવી શકે એવાં સાહસિક કાર્યોથી પરિપૂર્ણ નવલકથા !**

# મૃગલોચની

અથવા

## માયા-પ્રાબલ્ય.

ભાગ ૧-૨-૩-૪-૫-૬.

આ નવલકથાના છ ભાગ છપાઈને તૈયાર થઇ ગયા છે. આ નવલકથા એટલી બધી રસીક અને મનોરંજક છે કે તે વાંચ્યા શિવાય તેની કશી કલ્પના ઉપજી શકે તેમ નથી. આવી નવલકથાની હિન્દી, નેપાલી, અંગ્રેજી આદિ ભાષામાં હજારો નકલો ખપી ગઇ છે અને તેની દશ પંદર આવૃત્તિઓ પણ થઇ ગઇ છે, એજ તેની યોગ્યતા માટે પૂરતું છે. આ નવલકથાના વાંચનથી તમને સેંકડો ઉપરાંત નવલકથાઓ વાંચ્યા જેટલો આનંદ થશે. સંકટ પ્રસંગે સમયસૂચકતા વાપરી કેવી રીતે આત્મસંરક્ષણ કરવું તેનું જ્ઞાન પ્રાપ્ત થશે.

### પ્રથમ ભાગમાં આવેલાં કેટલાંક પ્રકરણો:—

પ્રેમિકની હૃદયવ્યથા, ક્રૂરસિંહના કપટનો આરંભ, પ્રેમિકનો પ્રેમપત્ર, શિકાર સપડાયો, અરણ્યમાં આવેલી ગુપ્ત ગુફા, પુત્રના હાથે પિતાનું ખૂન, પ્રણયીયુગ્મનું મિલન અને આકસ્મિક સંકટ, પ્રપંચનું પરિણામ, ચક્રમચંદ્રના દોસ્તોની ચાલાકી, પ્રિયતમની શોધમાં કિશોરી, મજલિસની મોહિની, યુદ્ધની તૈયારી, રંગમાં ભંગ, ભીષણ સંગ્રામ અને વિજયપ્રાપ્તિ વગેરે.

### બીજા ભાગમાં આવેલાં કેટલાંક પ્રકરણો.

**ભયંકર ભેદ ભરમોથી ભરપૂર ખંડેર, સુંદરીઓનો સોદાગર, દૃષ્ટિમિલન, જાદુઇ પુસ્તકની પ્રાપ્તિ અને ગૂમ થવું, વનવિહારિણી વનલતા, આશ્ચર્યજનક ચમત્કાર, ખંડેરનો ખજાનો, સ્વપ્નનો ચમત્કાર કે સત્યનો સાક્ષાત્કાર ? દુશ્મનનો દગો, અદ્‌ભુત યોગી મહાત્મા, ક્ષમાપ્રાપ્તિ અને સંસાર ત્યાગ, ચિત્રનગરનો અલૌકિક ચમત્કાર વગેરે.**

## ત્રીજા ભાગમાં આવેલાં કેટલાંક પ્રકરણો.

યમદૂતનો આવિર્ભાવ, શયતાનનો સંદેશો, સિધ્ધેશ્વર યોગી, યમદૂત પકડાયો, ભૂતકાળના ભેદભરેલા બનાવોનો સ્ફોટ, સ્નેહીઓનું સ્વપ્નવત્ મિલન, ભ્રમભંજન કિંવા સંશયનિરસન, મુદ્રિકાની મોહિની, અપરિચિતા અબળાનો મૃતદેહ, અજાયબસિંહનું અદ્ભુત કૌશલ. અબળાનો અત્યાચાર અને ગેબી મદદ શિકારમાં તકરાર અને બહુ રૂપીઓનો ઉદ્ધાર, માધવીનો મોહ કે ભયંકર દ્રોહ? પાપિષ્ઠાની પ્રપંચજાળ, કામાંધ કોટવાલ, કોટવાલની કમબખ્તી વગેરે.

બીજા ભાગોમાં પણ આવાં દિલકશ પ્રકરણો આવેલાં હોઇ આ નવલકથા વાંચતાં તમે આહાર નિદ્રાને સર્વાંશે ભૂલી જઇ રસના અગાધ મહાસાગરમાં નિમજ્જિત થઈ જશો. પુણ્યમય ચરિત્રોની સાથે પાપનાં કાળજાં કંપાવે, હૃદયને ધબકાવે તથા અધર્મ કાર્યો તરફ તિરસ્કાર ઉપજાવે એવાં ચરિત્રો જોવાં હોય, ધર્મનો અભ્યુદય અને અધર્મની અવનતિ થયેલી જોવી હોય, સતી સાધ્વી ક્ષત્રિય સન્નારીની સ્વધર્મ-પરાયણતા નિહાળવી હોય, વફાદાર દોસ્તોની નિમકહલાલીનું દર્શન કરવું હોય, પ્રેમની પ્રાણહારક નિરાશાનું દર્શન કરવું હોય, વેષધારીઓનાં આશ્ચર્યજનક કાર્યો અને ચમત્કારોથી પરિચિત થવું હોય, ભૂતકાળના ભારતીય રાજા મહારાજાઓના દરબારોનું દર્શન કરવું હોય, અનંગરાજના વિશ્વવિજયી આધિપત્યનો વિસ્તાર જોવો હોય, લાલસાનો પ્રબળ જ્વાળામુખી સળગતો જોવો હોય તો સકળ વિષય પરિપૂર્ણ 'મૃગલોચની' નવલકથા અવશ્ય વાંચો.

આ નવલકથાનો દરેક ભાગ જૂદો બાંધેલો હોઈ દરેક ભાગની પૃષ્ઠ સંખ્યા સરેરાશ ૩૦૦ ઉપરાંતની છે. પાકાં રૂપેરી નામનાં લાયબ્રેરીને શોભાવે એવાં ચિત્તરંજક પુઠાં છતાં મુલ્ય ૧ થી ૪ ભાગના માત્ર રૂા. ૧-૮-૦ ના હિસાબે રૂા. ૬-૦-૦ અને ભાગ ૫ મા ૬ ઠ્ઠાના રૂા. ૪-૦-૦ મળી કુલ રૂા. ૧૦-૦-૦ વી. પી. પોષ્ટેજ માફ. આજે જ મંગાવી ખાત્રી કરો કે આ નવલકથા કેવી અદ્ભુત અને રસિક છે!!

મળવાનું ઠેકાણું:—

**મેનેજર, લુહાણા-બંધુ ઑફીસ.**

**અમદાવાદ.**